# પ્રકાશકનું નિવેદન

કિશોરલાલભાઈની પહેલી પુણ્યતિથિને દિવસે તેમની આ પરિપૂર્ણ જીવનકથા તેમના તર્પણ રૂપે આપી શકાય છે, એ ભારે આનંદની વાત છે અમ ઉપર તે આપણને છોડીને ગયા પછી થોડા જ વખતમાં શ્રી નરહરિભાઈએ મને જણાવ્યું કે, જો દેશમાંથી કિ૦ ઘ૦ મશરૂવાળાના મિત્રો અને પ્રશંસકો પોતાની પાસે હોય તે તેમને અંગેની જીવનકથા-સામગ્રી મોકલી આપે, તો હું તેમનું જીવનચરિત રચવાનું માથે લઉં તરત જ તે પ્રસંગની જાહેર ખબર પાડવામાં આવી અને સામગ્રી ઝટપટ સૌએ ચારે બાજુથી મોકલવા માંડી તે બધીને જોઈ કાઢીને જીવનકથા રચવાનું કામ વખત ખાય એવું તથા અઘરું હતું છતાં શ્રી નરહરિભાઈ તેમાં લાગી ગયા, અને પરિણામે આ પુસ્તક વરસના તૈયાર કરીને વાચકોના હાથમાં મૂકી શકાય છે આને માટે હું નવજીવન તરફથી સૌનો આભાર માનું છું આ પુસ્તક ગુજરાતીમાં ઓછા એવા જીવનચરિત-સાહિત્યમાં જ નહીં પણ તેના ધર્મવિચાર-સાહિત્યમાં પણ કીમતી ફાળો આપશે એવી આશા છે

૧૮-૯-'૫૩

# નિવેદન

આ ચોપડીમાં મેં લેખક કરતાં સંપાદકનું કામ વધારે ભાગે કર્યું છે. કિશોરલાલભાઈએ પોતાના કુટુંબની સ્મૃતિ શ્રુતિ વિષે ૧૯૩૦માં નાસિક જેલમાં જે નોંધ લખેલી તેનો મેં છૂટથી ઉપયોગ કર્યો છે. એમની સાધનાનું આખું પ્રકરણ શ્રી નાથજીએ લખી આપ્યું છે. અમારા બે વિદ્યાર્થીઓ ભાઈ પ્રભુદાસ ગાંધી અને ભાઈ નીલકંઠ મશરૂવાળાએ મને એમનાં સ્મરણો લખી મોકલ્યાં તેનો પણ મેં છૂટથી ઉપયોગ કર્યો છે. જીવનદર્શનવાળું આખું પ્રકરણ તો મેં કિશોરલાલભાઈની ભાષામાં જ આપ્યું છે. બીજાં પ્રકરણોમાં પણ કિશોરલાલભાઈની ચોપડીઓમાંથી ઉતારા સારા પ્રમાણમાં લીધા છે. એટલે મારો પ્રયત્ન તો એ બધું યથાસ્થાને ગોઠવી કિશોરલાલભાઈના ચરિત્રની સળંગ કથા સમાજ આગળ રજૂ કરવા પૂરતો જ રહ્યો છે. તે પણ સર્વાંગસંપૂર્ણ નથી આપી શક્યો તેનું મને ભાન છે.

કિશોરલાલભાઈનો મારા પર મારી યોગ્યતા કરતાં વિશેષ પ્રેમ હતો. તેમનું મારી ઉપરનું ઋણ હું કદી વીસરી શકું એમ નથી. અમારી વચ્ચે તથા અમારાં કુટુંબીજનો વચ્ચે અમે કશી જુદાઈ અનુભવી નથી. તેમાં કિશોરલાલભાઈના દિલની મોટાઈ એ જ મુખ્ય કારણ હતું. આજે તેમના તર્પણમાં મારી આ નાની અંજલિ અર્પણ કરવાની તક મળી તેને હું મારું મોટું ભાગ્ય માનું છું.

આ પુસ્તક લખવામાં પૂ. ગોમતીબહેને મને ઘણી સામગ્રી પૂરી પાડી છે. પૂ. નાથજી આખું લખાણ જોઈ ગયા છે. શ્રી રમણીકલાલભાઈ મોદી તથા બીજાં જે ભાઈબહેનોએ આ પુસ્તક લખવામાં મને મદદ કરી છે તે સૌનો આભાર માનું છું.

બારડોલી,
૧૬-૮-'૫૩

નરહરિ પરીખ

# સંતોના અનુજ

મરહૂમ કિશોરલાલભાઈ મરનારાની પાછળ તેમનાં સ્મારકો, જીવનચરિત્રો વગેરે કરવાની વિરુદ્ધ હતા મરણ પૂર્વે થોડા વર્ષ અગાઉ 'મરણવિધિ' નામના એમના એક લેખે જબરી પ્રસિદ્ધિ મેળવેલી પણ એમના અવસાન પછી આ જીવનચરિત્ર લખાવા અંગેની ચર્ચામાં એક અદ્યેય મુરબ્બીની દલીલે સુસ્ત વલણવાળા મિત્રોને નિરુત્તર કર્યા 'પોતાના દેશકાળ અને સમકાલીન સમાજને પોતાના પ્રખર વિચારબળ, અવિરત કર્મયોગ અને નિર્મળ ચારિત્ર્યગુણોથી પ્રભાવિત કરનાર વ્યક્તિઓ અને વિભૂતિઓના જીવનચરિત્રો ન લખવા તો શુ વ્યસની, દુરાચારી, સટોડિયા, કાળાબજારિયા કે સિનેમા સ્ટારના જ ચરિત્રો લખીલખાવીને પ્રજાને ઊચે ચડાવવાની આશા રાખવી?'

આ પછી સ્વર્ગસ્થના નિકટતમ મિત્ર અને જીવનભરના સાથી શ્રી નરહરિભાઈએ આ ચરિત્ર લખવાનુ માથે લીધુ અને શ્રી નાથજીએ આ યોજનાને આશીર્વચનથી નવાજી ચરિત્ર લખાઈ રહેવા આવ્યુ ને નાથજીએ મને લખ્યુ આ જીવનચરિત્રમા તમારા ઉદ્ગાર ન હોય એ કલ્પના મને વસમી થઈ પડી છે આપણા સૌની આખને ઓઝલ થયેલ આપણા અભિન્ન મિત્ર વિષે સદ્ભાવભર્યા બે શબ્દ લખવા કરતા વિશેષ આપણે શુ કરી શકીએ?'

*　　*　　*

કિશોરલાલભાઈને પહેલપ્રથમ મે મને ૧૯૧૮ની આસપાસ સાબરમતી આશ્રમમા જોયા ત્યારે જ એમનુ શરીર દમિયલ અને રોગિષ્ઠ હતુ જિંદગીના અત સુધી તેવુ જ રહ્યુ શરૂમા એમને અને એમની સાપ્રદાયિક રહેણીને જોઈને મને બહુ અણગમો થતો. ધર્મ, અધ્યાત્મ

કે શાસ્ત્રોની ચર્ચામાં એમની પૃથક્કરણ શૈલી અને જૂની પરિભાષા મને અકળાવતી. એમને નવી જીવનદૃષ્ટિ લાધ્યા પછી 'જીવનશોધન' અને બીજા સખ્યાબંધ ગ્રંથોમાં એમણે પોતાની પ્રખર વિચારણાઓ પ્રજા આગળ રજૂ કરી. આમાંની કેટલીક વિચારણાઓ મને કે મારા જેવા બીજાઓને અસ્વીકાર્ય લાગતી પણ એ બધી પાછળ એમની જે નિખાલસતા, સત્યનિષ્ઠા અને સામુદાયિક શ્રેય માટેની તાલાવેલી હતી તે શ્રદ્ધાળુ અશ્રદ્ધાળુ દરેકના હૃદયને સ્પર્શ્યા વગર ન રહેતી

કિશોરલાલભાઈએ નાથજીને જાહેરપણે પોતાના ગુરુ તરીકે ઓળખાવ્યા પણ એ ગુરુશિષ્ય સબંધ આપણા દેશની પરંપરાની છાપનો નહોતો. કિશોરલાલભાઈ જ્યારે પોતાની સત્યની ખોજમાં અતિ વ્યાકુળ અવસ્થાએ હતા તે ટાંકણે નાથજીએ એમને સાથ આપી સેક્રમ જીવનદૃષ્ટિ આપી. એ ઋણસ્વીકાર કિશોરલાલભાઈએ જાહેરપણે કર્યો અને જીવનભર એ કૃતજ્ઞભાવ એમનામાં કાયમ રહ્યો, એ રીતે જ એનો અર્થ સમજવો જોઈએ

નાથજીએ કિશોરલાલભાઈનું કે કોઈનું ગુરુપદ કદી ધારણ કર્યું નથી બલ્કે ગુરુસંસ્થાના અનિષ્ટોની જાગૃત એમનામાં ઘણાખરા આધુનિકોના જેટલી જ તીવ્ર છે, એ એમના પરિચયમાં આવેલ સૌ કોઈ જાણે છે. કિશોરલાલભાઈની જૂની ઘરેડની શ્રદ્ધા-ઉપાસનાના પાયા હચમચાવી મૂકવામાં પોતે જાણ્યે-અજાણ્યે નિમિત્ત બન્યા, તો પછી એમની વ્યાકુળતા ન શમે ત્યાં સુધી સાથ આપી એમને યથાશક્તિ દોરવાનું નાથજીને પણ અનિવાર્ય થઈ પડ્યું, ને ખરું જોતાં કિશોરલાલભાઈને શાંતિ મળી ત્યારે કેમ જાણે પોતાનો જ છુટકારો થયો એમ નાથજીને લાગ્યું. આ વાત એમણે મિત્રોને એકથી વધુ વેળા કહી છે

ગુરુશિષ્યનો નાતો મારી નજરમાં તો સૌથી શ્રેષ્ઠ અર્થમાં સખા-સન્મિત્ર-નો નાતો છે. અને આ ચરિત્રગ્રંથમાં નાથજીએ લખેલા કિશોરલાલભાઈની સાધનાને લગતા પ્રકરણમાં એમણે નિખાલસપણે આ બતાવ્યું છે. એવું જ નહીં પણ એક સન્મિત્ર તરીકે

કિશોરલાલભાઈનું પણ પોતાના ઉપર ઋણ હોવાનો એકરાર તેમણે કિશોરલાલભાઈના જેટલા જ કૃતજ્ઞભાવે કર્યો છે આ વસ્તુ આપણા ગુરુસ્થાના ઇતિહાસમા જેટલી અનુપમ તેટલી જ નવી છે

વિવેકાનંદે રામકૃષ્ણ પરમહંસને તેમના નિર્વાણ બાદ પ્રસિદ્ધિમા આણ્યા પણ કિશોરલાલભાઈએ નાથજીને જીવતેજીવત પ્રસિદ્ધિ આપી દુન્યવી કે પરમાર્થી કોઈ પણ ક્ષેત્રમા પુરુષાર્થી વ્યક્તિને બીજાને નામે ઓળખાવામા હમેશા એક જાતની સંકડામણ કે મૂંઝામણ થતી હોય છે નાથજીએ 'કિશોરલાલભાઈના ગુરુ' તરીકેનું આગળીચીધામણ' વેઠીથી વેઠ્યુ છે એમાથી આવા સત્પુરુષોને બચાવી લેવા અને તેમને તેમના પોતાના જ વ્યક્તિત્વને દરજ્જે ઓળખવા એ વ્યક્તિ તેમ જ સમાજ બેઉને માટે નરવું છે

* * *

જીવનદર્શન તત્ત્વજ્ઞાન, કેળવણી, સામાજિક તેમ જ પ્રજાકીય ઉત્થાન, રચનાત્મક કામો આર્થિક નિયોજનો, રાજકીય સિદ્ધાતવાદો અને દેશની સમસ્યાઓને લગતી તેમની પ્રગલ્ભ વિચારણાઓ તેમ લખેલા લગભગ બે ડઝન ગ્રથોમા, 'નવજીવન' 'યગ ઇન્ડિયા' 'હરિજન' પત્રોમા અને પછીના વર્ષોમા દેશભરના સામયિકોમા તેમણે રેલા અસખ્ય લખાણો રૂપે દેશને મળી છે આ રીતમા તેમણે ગાધીજીની અનેક વિચારધારાઓને તેમ જ સિદ્ધાન્તોને વિશદ કર્યા ગાધીજીએ પ્રચારેલા આદર્શોને અને કાર્યક્રમોને પેરેપેરે ઠેઠ પ્રજાને સમજાવવા હેસાબવામા સૌથી મોટા પ્રમાણભૂત ભાષ્યકાર અને સ્મૃતિકારની પ્રતિષ્ઠા એમણે મેળવી મ ગાધીજીએ પણ એમ્થી ઘણુ પ્રસગે તેમને તેવી મહોર આપી

એમનુ મહોળુ વિચારધન એમની પોતાની કમાઈ હતી સ્વામી સહજાનદ, ગાધીજી, નાથજી કે બીજા એક ગુરુજન પાસેથી પારકી મૂડીનો વેપાર એમણે ન કર્યો જે લીધુ તે પચાવ્યુ ને પોતાનુ કરી લઈ પૂરેપૂરા મજૂરીભર સાથે પણ પોતાને જ દામે, વેચ્યુ આમા

જેટનુ એમનુ નિરભિમા । હતુ તેની જ તળેઅ તળે પોતાને હાથે કોઈ ને પણ અન્યાય ન થતા દેવાની તેમની ઇન્તેજારી હતી

એમન તમામ ચિતન અને લેખન પ્રજાજીવનની શુદ્ધિ વૃદ્ધિ સસ્કાર અને નવરચના અર્થે હતું દુનિયભરને માટે એમા પ્રેરણા અને મ દે। હતા નવરા ધીમાનોના મન્યશાસ્ત્રવિનોદ અર્થે એમણે ની ન લખ્યુ સુશિક્ષિત અને આમવર્ગો વચ્ચેની સસ્કારિતાનો ભેદ ન સસ્કૃતિ અને 'સત સસ્કૃતિ' એવા ર। નામ શોધીને એમણે ઓળખાવ્યો આ નામો આપણા સાહિત્યમા અમર રહેશે

નિર્દગીભર પ્રખર લેખક અને શાણા સલાહકાર તરીકે ગાધીજીની વિવિધ સસ્થાઓ જોડે તેઓ સકળાયેલા રહ્યા એમ કે બીજી સસ્થામાથી જૂજ રકમ આજીવિકા અર્થે લેતા ગ્રથો કે લખાણોના પુરસ્કાર ક્યારે ક્શુ ન લેતા કોઈ તરફથી આવે જ તો તે આપી દેતા

નૈતિ ગુણો અને સયમી જીવનવ્યવહાર દ્વારા પ્રજાના ચારિત્ર્ય ગ ઘડતરનો એમનો આગ્રહ ઘણા આધુનિકોની નજરમા એમને ચોખલિયા ઠરાવતો આહિત્ય સગીત અને લલિત કલાઓને નામે વિલાસવૃત્તિનુ અનુ ીલન એમને ખૂચતુ સ્ત્રીપુરુષ વચ્ચે નરવી વહેવા મર્યાદા એમને મ। ન્ય હતી કારણ હતો ચાટે તેવા મોહામણા લેબલ હેઠળ પણ એનુ અતિક્રમણ ઘડનના શરીરમનના આરોગ્યને હાનિ કર્યા વગર ન રહે એમ માનતા સ્ત્રીજાતિ પ્રત્યેના એમનો અતિ ઊંડો આદર બધો જ તમન આરુ ગોમતી બહેનમા સમાતા

મધ્યયુગીન ખ્રિસ્તી સાધુ ટોમસ કેમ્પીસનો ચિતન ગ્રથ ઈશુનુ અનુ રણ આજે ચારપાચ સૈકાથી ખ્રિસ્તી આલમમા બાઇબલ નો ગતી પ્રતિ । પામ્યો છે મારે મને કિશોરલાલભાઈની ચિતન નિવાગણાઓ આપણે ત્યા કઈક તેવુ જ સ્થાન ભોગવશે

એમનું જીવનદર્શન વિવેકપ્રધાન હતુ હું એને ઘણી વાર ટાઢુ માગ રૅશનલિઝમ કેહતા પણ એમનો જીવનવ્યવહાર મમતાભરપૂર અને ઋજુ હતા માત્ર બાગેતુ ગભીર છતા અતિથિ આગતુકને

સત્કારવા ઊઠીને સામા જાય. મોટા મોટા દેશનેતાઓથી માંડીને અદના કાર્યકર્તા કે નવરા ટીકાખોર સુધી સૌને એકસરખા સૌજન્યથી સાંભળે, કે એકસરખી ધીરજ અને સમતાથી જવાબો લખે. એ જ બધા સદ્‌ગુણોને પ્રતાવે તેઓ સૌના શ્રદ્ધેય અને આદરપાત્ર બન્યા.

પેગમ્બર સાહેબના સૌજન્ય વિષે કહેવાય છે કે, એમની આખી ઉમ્મર દરમ્યાન એક પણ એવો અવસર કે પ્રસંગ કોઈએ જાણ્યો નહીં, જ્યારે રસ્તે જતાં કોઈ એમને સામુ મળ્યુ ને એને આવકારવા એમનો હાથ પહેલો લંબાયો નહીં. કિશોરલાલભાઈમાં પણ એ જ સૌજન્ય ભારોભાર હતુ એ વાતના અસંખ્ય સાક્ષી જડશે.

આ જ ગુણોને બળે ગાંધી સેવા સંઘ જેવી દેશવ્યાપી સર્વોપરી સંસ્થાના પ્રમુખ તરીકે એમને જ સૌએ પસંદ કર્યા; અને સરદાર, રાજેન્દ્રબાબુ, રાજાજી જેવા રાષ્ટ્રમાન્ય-નેતાઓએ એમની નીચે સંઘના સભ્યો થવામા ગૌરવ માન્યુ એ જ ગુણોથી દેશભરનાં અસખ્ય અદના કાર્યકર્તા કુટુંબોમાં પૂજ્ય વડીલનુ સ્થાન પામ્યા. પ્રાંતીય ભાવ જેવું તો કશું એમનામાં કદી હતુ જ નહીં. સર્વધર્મસમભાવ તેટલો જ અનુપમ. દેશના તેટલા જ વિદેશવાસીઓના અને આ દેશમાં વસતા કેટલાયે નાનામોટા મુસ્લિમો, પરદેશી પાદરીઓ કે સમાજસેવકોના તેઓ મિત્ર હતા.

* * *

અને નર્યા કોરા વિચારધનના જ એ વહેવાગિયા નહોતા અતિ ભાંગેલી તબિયતે ને શરીરે પણ ગાંધીજીની એકેએક સત્યાગ્રહલડતોમા એમણે સક્રિય ભાગ લીધો અને લાંબી જેલો ફરી ફરીને વેઠી ૧૯૪૨ની લડત વેળાએ રાણેના મુજબ મધરાને પોલીસ સેનાગ્રામ આશ્રમમા પકડવા આવી રેંટિયો પૂણી લઈ પહેરણભેર નીકળ્યા. નાગપુર જબલપુર ક્યાં લઈ જશે, કોઈ જાણે નહીં. પાછલી ગતની ટાઢમાં દમના હુમલા હેરાન હેરાન કરી મૂકશે એમ સમજી ગોમતીબહેને બે પાચ લવંગ પહેરણના ગજવામાં મૂકવા માંડ્યા. કહે, 'ના, એ ન લઉં. હવે મારા શરીરની કાળજીની જવાબદારી સરકારને માથે.' જેલોમાં પણ બીજાને

વિનોબાને જ મુબારક! આ પ્રવૃત્તિના ગર્ભમાં દેશની તમામ સમસ્યાઓના અહિંસક ઉકેલ અને દેશની તમામ ધર્મ્ય આકાંક્ષાઓની સિદ્ધિ રહેલાં છે, એમ તેઓ માનતા. એમાં જ દૃઢ રહીને ભૂદાનયજ્ઞની હિમાયત એમણે જીવનની અંતઘડી સુધી કરી.

* * *

રોગો અને વ્યાધિઓ આખી ઉમ્મર એમના સાથી રહ્યા. દેહકષ્ટ ગજેરોજનું એટલું કે જોનારને કમકમાં આવે. ઘડીએ ઘડીએ દમ લેવા સારુ ફેફસાં જોડે સંગ્રામ કરતા કરતા બેવડ વળી જાય. મિનિટો સુધી ડોકું વળી પડી રહે, ને (હુમલો શમે તેવા જ પાછા બેઠા થઈ કલમ ઉપાડે. ઠેઠ ઠેઠ અંત લગી આ જ દશા રહી. રોગો તથા ઉપચારો વેઠી વેઠીને બધાનું જ્ઞાન એવું કે ભલભલા વૈદ્ય દાક્તરને સૂચવે.

આ બધા ભોગનાર દેહકષ્ટના પરિહાર રૂપે કે કોણ જાણે, પણ તેનો જ અપરંપાર વિનોદ પ્રભુએ એમનામાં મૂકેલો. પોતાને ભોગે પૂરો પાડીને રાખે. જીવ નિગોવાઈને નીકળી જવા કરતો હોય એવી વેદના વચ્ચે પણ જે કોઈ હાજર હોય તેની જોડે, કે ગોમતીબહેન જોડે એમનો સુગ્ન નિર્દંશ વિનોદ ચાલુ જ હોય. મિત્રો જોડેના પત્રવ્યવહારમાં પણ ટપકે ટાંકણાં બેસીએ તો પાનાં ભરાય.

મરણના થોડા જ મહિના અગાઉ બારડોલીમાં નરહરિભાઈને દમનો મંદવાડ આવ્યો ને એપેન્ડિસાઈટીસનું ઓપરેશન અનિવાર્ય થઈ પડ્યું, ત્યારે પોતાની તબિયત છેક જ ક્ષીણ થતી જતી હતી છતાં ખાસ મુંબઈ આવીને રહ્યા. હૉસ્પિટાલ સુધી ખબર લેવા આવે ને ઓપરેશનને દિવસે ઓપરેશન ચાલ્યું, પૂરું થયું ને ભાન આવ્યું ત્યાં સુધી આખો વખત હૉસ્પિટાલમાં બેઠા રહ્યા.

પ્રાન્તેપ્રાન્તના અસંખ્ય નાનામોટા કાર્યકર્તાઓ, તંત્રીઓ, સંસ્થાનાયકો, પરદેશીઓ, વિશ્વશાંતિ પરિષદ, ગાંધીજી સ્થાપિત વિવિધ સંઘો, સ્ત્રીઓની સેવાસંસ્થાઓ, ગોસેવા, રક્તપીતિયાની સેવા, હરિજનસેવા, ચેકોસ્લોવન વિદ્યાર્થીઓ, સૌ જોડે સરખી આત્મીયતા. સૌનો ગાંધીજીની

પાછળ એમના પ્રત્યે તેટલો જ આદર અવસાનના ખબર આવ્યા ત્યારે આખરદિન લગી કોંગ્રેસને ગાળો લખનારા પણ પોતાનો પિતા ગયો કહી પોકેપોક રડ્યા દેશને ખૂણેખૂણેથી ને પરદેશોથી શોકના જે સેંકડો તારકાગળો વરસ્યા તેમાં સૌને પોતાનો નિકટતમ સ્વજન અને મિત્ર ખોયાનું દુ:ખ હતું

ગાંધીજી પોતાના અંતેવાસીઓ આગળ કેટલીક વાર કહેતા કે મારા બેઠા ભલે તમે કોઈ ન ઓળખો, પણ હું નહીં હોઉં તે દિવસે દુનિયા તમારું હીર દેખવાની છે કિશોરલાલભાઈએ અને વિનોબાએ ગાંધીજીની એ ભવિષ્યવાણીને સત્તર આના સાચી પાડી

*    *    *

આ ગ્રંથરૂપે શ્રી નરહરિભાઈએ કરેલા ચરિત્રનિરૂપણ વિષે તેમ જ તેની રચના વિષે લખવાની ધૃષ્ટતા ન કરું એમના જેવા સમત્વશીલ અને નિકટતમ સાથીએ જાતે અપંગ છતાં અત્યંત પ્રેમ અને ભાવથી આવડો પરિશ્રમ વેઠીને આ ચરિત્ર લખવાનું માથે લીધું અને શુષ્ક લેખાતા વિષયોની રજૂઆતમાં પણ classic (ક્લાસિક)નો દરજ્જો પામેલી એમની અનેક ગ્રંથરચનાઓમાં એક નિર્મળ શાંત classic (ક્લાસિક)નો ઉમેરો કર્યો એથી વધુ અનુરૂપ અને સોહામણું બીજું શું હોઈ શકે? જે યોગ્યતાપૂર્વક કિશોરલાલભાઈએ ગાંધીજીની પાછળ 'હરિજન' પત્રોનું સંપાદન કર્યું તે જ યોગ્યતાપૂર્વક નરહરિભાઈએ આ ચરિત્રગ્રંથનું નિર્માણ કર્યું છે

આ પ્રસ્તાવના પૂરી કરું તે અગાઉ કિશોરલાલભાઈના ચિંતન લેખનના એક મોટા ઉદ્યમ અને પ્રેરણારૂપ નાથજીના વિચારસાહિત્યના વર્ષો લગી અનન્ય નિષ્ઠાથી સંગ્રહ, સંપાદન અને ભાષાંતર કરનાર, કિશોરલાલભાઈના ગુરુબંધુ શ્રી રમણીકલાલ મોદીનો ઉલ્લેખ કર્યા વગર ન ચાલે કશા વળતરની આશા વગર શુદ્ધ ભક્તિભાવમાં તન્મય રહીને વરસોના વરસ એકધારો ઉદ્યમ એમણે કર્યો નાથજીનાં તેમ જ કિશોરલાલભાઈના અપ્રગટ લેખોનોંધો, પ્રવચનો કે પત્રવ્યવહારો

પાછળ એમનો અવિશ્રાંત ઉદ્યોગ છૂપો છે. એમના નિરભિમાને એમને કદી પ્રકાશમાં આવવા ન દીધા. પણ એમના ભક્તિભીના પરિશ્રમે ગુજરાતી ભાષાના ચિંતનસાહિત્યમાં જે ઉમેરો કર્યો છે તે માટે ગુજરાતી પ્રજા અને સાહિત્ય હમેશાં કૃતજ્ઞભાવે મગરૂર રહેશે.

મુંબઈ, ૯મી ઑગસ્ટ, ૧૯૫૩.

સ્વામી આનંદ

# ૧

# સત્યની ખોજનો વારસો

કિશોરલાલભાઈના પ્રપિતામહ — પિતાશ્રીના દાદા — લક્ષ્મીચંદ સુરતમાં રહેતા. તેઓ મશરૂ વણાવવાનો અને વેચવાનો ધંધો કરતા. તેમની અગાઉના પૂર્વજો વિષે કશી હકીકત મળી શકી નથી. સંભવ છે કે મશરૂનો ધંધો તેમના કુટુંબમાં ઘણી પેઢીઓથી હશે. તે ઉપરથી તેમની મશરૂવાળા અટક પડેલી. તેમના કેટલાક પિત્રાઈઓ મરચંટ અટક પણ લખાવે છે. પણ તે તદ્દન નવી લાગે છે.

લક્ષ્મીચંદ દાદા પરંપરાથી તો વલ્લભ સંપ્રદાયના વૈષ્ણવ હતા. પણ વલ્લભ સંપ્રદાયમાં તે વખતે ઠીક સડો પેઠેલો હતો એટલે એના ઉપર એમની શ્રદ્ધા રહી નહોતી. પણ તેથી એમને ધર્મ વિષે જ અશ્રદ્ધા હતી, એમ નહોતું. ઊલટું ધાર્મિક જીવન વિષે ચોક્કસ શ્રદ્ધા હોવાને કારણે ચિત્તને શાંતિ મળે એવો ધર્મમાર્ગ એઓ શોધતા હતા. તે માટે તેઓ જુદા જુદા અનેક પંથના સાધુ સંત, વૈરાગીઓનો સમાગમ કરતા અને પોતાની ખોજ તથા ઉપાસના ચલાવતા. સત્યની ખોજ અને ઉપાસના એ મશરૂવાળા કુટુંબમાં આજે પાંચ પેઢીનો વારસો છે.

આના સતસમાગમ દરમ્યાન લક્ષ્મીચંદ દાદા સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુઓના સમાગમમાં આવ્યા. તેમની વાતો ઉપરથી શ્રી સહજાનંદ સ્વામી ઉપર તેમની શ્રદ્ધા બેઠી.

સહજાનંદ સ્વામી (ઈ. સ. ૧૭૮૧ થી ઈ. સ. ૧૮૩૦) મહા તપસ્વી અને વીતરાગી પુરુષ હતા. અયોધ્યાની પાસેના એક નાના ગામડામાં એક સાધુચરિત બ્રાહ્મણ દંપતીને ત્યાં એમનો જન્મ થયેલો.

અત્યારે એ ગામ છપૈયા સ્વામીનારાયણને નામે ઓળખાય છે અને સપ્રદાયના અનુયાયીઓ તેને મોટું તીર્થ ગણે છે. બાળપણથી તેઓ વૈરાગ્યવૃત્તિના હતા ઓગણીસ વર્ષની વય સુધી તેમણે કેવળ તપોમય જીવન ગાળ્યુ અને દેશના ઘણા તીર્થોમા ફર્યા ત્યાર પછી લોકહિતાર્થે તેમણે બાહ્યદૃષ્ટિએ 'ત્યાગનો પક્ષ મોળો કરીને પણ ઉપાસના અને ભક્તિની પુષ્ટિ થાય તથા ઘણાનો સમાસ (લોકસગ્રહ) થાય' એવી પ્રવૃત્તિ કરવા માડી સવત ૧૮૫૬ (ઈ સ ૧૮૦૦)ના શ્રાવણ વદિ છઠ્ઠનો દિવસ સ્વામીનારાયણ સપ્રદાયના સત્સગીઓમા બહુ મગલ દિવસ ગણાય છે કારણ આ પછીના ત્રીસ વર્ષ સહજાનદ સ્વામીએ ગુજરાત–કાઠિયાવાડમા જ ગાળ્યા, અને ઉદ્ધવ સપ્રદાય (સ્વામીનારાયણ સપ્રદાયનુ પારિભાષિક નામ)ની ધર્મધુરા વહી સ્વામીનારાયણ એકેશ્વરની ભક્તિનો ઉપદેશ કરતા અને મત્ર, જત્ર તથા મલિન દેવદેવીઓની બીતિ ન રાખવાને લોકોને સમજાવતા તેમના આ શબ્દો હૃદયમા સોસરા ઊતરી જાય તેવા છે

" જીવના પ્રારબ્ધ કર્મને ઉલ્લઘન કરીને તો રુદ્ર, ભૈરવ, ભવાની આદિક જે દેવ ને દેવીયુ છે તે કોઈએ પણ, એ જીવને સુખદુઃખ દેવાને અર્થે અને મારવા જિવાડવાને અર્થે સમર્થ થતા નથી ને પ્રારબ્ધ કર્મ ને કાળ, તેને ખોટા કરી નાખવા તથા મૂઆને જીવતા કરવા તેમ જીવતાને મારી નાખવા તેને વિષે તો એક પરમેશ્વર નારાયણ માત્ર સમર્થ છે, પણ બીજા કોઈ દેવદેવી સમર્થ નથી. માટે એક પરમેશ્વરનો દૃઢ આશ્રય રાખીને નિત્યે ભજનસ્મરણ કર્યા કરવુ, અને કોઈ દેવદેવીનો ભય રાખવો નહીં આપણે તો સર્વ ભગવાનના ભક્ત છઈએ ને શૂરવીર છઈએ માટે હરિભક્તને તો કોઈ રીતનો મનમા ભય રાખવો ઘટે નહીં અને જત્ર, મત્ર, ઔષધિએ કરીને કોઈ માણસ જીવતો રહેતો હોય તો પૃથ્વીમા કોઈક તો દેખવામા આવત પણ એવો કોઈ દીઠામા આવતો નથી"

વળી લોકોમા ધર્મને નામે પેસી ગયેલા બીજા અનેક વહેમોનુ તથા તે વખતે પ્રચલિત કુરિવાજો, જેવા કે સતી થવાનો, બાળહત્યા

કરવાનો લગ્નને પ્રસગે તથા હોળીમા બીભત્સ ગીતો ગાવાનો, તેમ જ અમર્યાદ બેન બેનવાનો વગેરેનુ તેમણે સફળતાપૂર્વક ખડન કર્યું. તેમની ભારે વિશેષતા તો એ હતી કે પોતાના સપ્રદાયમા પારસી, મુસનમાન જેવી અહિંદુ જાતિઓને તેમણે સામેલ કરી, વળી શૂદ્ર ગણાતી કોમોને પણ સપ્રદાયમા દાખલ કરી તેમની ધાર્મિક ઉન્નતિ કરી સ્વામીનારાયણના શિષ્યોમા કડિયા, દરજી, સુતાર, ખારવા, મોચી, ઢેડ વગેરે કારીગર લોકો મોટા પ્રમાણમા હતા તેમનો સુધારો, નીચ ગણાતી જાતિઓને ચડાવી તેમનામા ઉચ્ચ સસ્કારો પાડવાનો હતો તેમણે ઢેડ મોચી સુતાર, દરજી, કણબી અને મુસનમાન સુધ્ધાને શુદ્ધ બ્રાહ્મણના જેવી રહેણી રાખતા શીખવી દીધુ મદ્ય, માસ અને માદક વસ્તુઓનો ત્યાગ કરવો, રોજ નાહવુ પૂજા કર્યા વિના ખાવુ નહી, ગાળ્યા વિનાના દૂધ કે જળ પીવા નહી એ સ્વામીનારાયણીય સસ્કારો હતા સત્સગીઓ તો એમને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન જ માને છે પરતુ બીજાઓ પણ તેમને મહાન સુધારક અને ખાસ કરીને પછાત અને હલકી ગણાતી કોમોના ઉદ્ધારક ગણે છે પોતાના જીવન દરમ્યાન ગુજરાત કાઠિયાવાડમા સુધારાનુ અને શુદ્ધિનુ જબરુ મોજુ એમણે ફેલાવ્યુ એ વિષે શકા નથી

સદાચાર અને શુદ્ધિનો પ્રબળ આગ્રહ રાખનાર આવા સદ્ગુરુથી લક્ષ્મીચદ દાદા જેવા સત્યશોધક આકર્ષાય એ સ્વાભાવિક હતુ પરિણામે તેઓ સકુટુબ સહજાનદ સ્વામીના અનુયાયી બન્યા પોતાનો વાડો તોડીને કોઈ માણસ બહાર નીકળી જાય એ વલ્લભ કુળના આચાર્યોને ન ગમ્યુ અને તેમણે અનેક રીતે લક્ષ્મીચદની કનડગત કરી તથા કરાવી તે માટે તેમને અનેક સકટો અને જોખમો ખેડવા પડતા છતા દુઃખે સ્વામીનારાયણ સપ્રદાયનો આગ્રહ પકડી રાખ્યો તેને લીધે સપ્રદાયમા એ કુટુબ 'સિદ્ધ કુટુબ' એ નામે ઓળખાવા લાગ્યુ લક્ષ્મીચદ તથા એમના મોટા પુત્ર લાલુભાઈનુ નામ સ્વામી નિષ્કુળાનદે ભક્તચિતામણિમા નોંધેલુ છે

લક્ષ્મીચંદ દાદા મુગતમાં સંઘપુરામાં રહેતા. તેમના મકાનમાં સહજાનંદ સ્વામીની પધરામણી થયેલી તે ઉપરથી એ મકાન ઉપર મશરૂવાળા કુટુંબનું પણ મમત્વ હતું. આર્થિક મુશ્કેલીઓને લીધે જ્યારે એ મકાન વેચવાનો પ્રસંગ આવ્યો ત્યારે એ અરસામાં એક વડનગરા દુર્લભ નામના કુટુંબે એ મકાન ખરીદી લીધું. પોતાના મોટાભાઈ બાનુભાઈ સાથે કિશોરલાલભાઈ એક વાર એ મકાન ઉપર ગયેલા પણ તેઓ કહે છે કે મેં તે આખું ફરીને જોયું નહોતું.

સહજાનંદ સ્વામીની પધરામણી વખતે લક્ષ્મીચંદ દાદાએ પોતાની પછેડી પાથરીને તે ઉપર ધમેના ચંદનમાં પગ મુકાવી તેમની ચરણછાપ પડાવી લીધી હતી. તે છાપ ઉપરથી બત્રીસ જોડ ચરણછાપ કરાવવામાં આવેલી. લક્ષ્મીચંદના ચાર દીકરાઓમાં વહેંચણી થઈ ત્યારે તેમાંની આઠ જોડ કિશોરલાલભાઈના દાદા રણછોડદાસ ઉર્ફે ઘેલાભાઈના ભાગમાં આવી હતી. એ રણછોડદાસને મળેલી આઠ જોડમાંથી તેમના ચાર દીકરાને ભાગ બબ્બે જોડ આવેલી. કિશોરલાલભાઈને ઘેર એ બે જોડ ચરણછાપ આજે પણ છે.

તે વખતના જૂના સંપ્રદાયવાળાઓને સ્વામીનારાયણ સંપ્રદાયની આ સુધારક પ્રવૃત્તિ બિલકુલ ગમતી નહીં. એટલે વલ્લભ સંપ્રદાયના આચાર્યોની પ્રેરણાથી દરેક ન્યાતમાંથી જે કુટુંબોએ સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકારેલો તે કુટુંબોને ન્યાત બહાર અને સમાજમાંથી પણ પૂર્ણપણે બહિષ્કૃત કરવામાં આવ્યા. બ્રાહ્મણ, વાણિયા, મોચી, હજામ સૌ ન્યાતોમાં એમ થયું. મહાજનોની સત્તા તે વખતે એવી બળવાન હતી કે મુસલમાન વહોરા પણ આ બહિષ્કૃત કુટુંબો સાથે વ્યવહાર રાખતા નહોતા. તે વખતે ગુજરાતમાં રાજ્યસત્તા છે નિર્બળ અથવા નામમાત્ર થઈ ગઈ હતી અને મહાજનો જ જાણે સર્વોપરી સત્તા ભોગવતા. તેઓ પોતાના ગામના અધિકારીઓને હઠાવી શકતા એમ કહી શકાય નહીં પણ મહાજનો બીજી તરફથી ધર્માચાર્યોના સંપૂર્ણ અંકુશ તળે હતા. ગામડામાં ગ્રામપંચાયતો અને શહેરોમાં ધંધાદારી

મહાજનો એ આપણા દેશમા બ઼ુ પ્રાચીન કાળથી ચાલતી આવેલી પ્રજા સત્તાક પદ્ધતિના અવશેષ રૂપે હતા રાજાઓ ઘણુખરુ લશ્કરી સત્તા ભોગવતા, બીજી બધી બાબતોમા તેઓ ગ્રામપચાયતો અને શહેરોના મહાજનોને માન્યતા આપતા પણ મોગલ શહેનશાહત તથા મરાઠી સત્તાની પડતી થતા અઢારમા સૈકાના ઉત્તરાર્ધમા તથા ઓગણીસમી સદીના આરભના વર્ષોમા દેશમા અરાજક જેવી સ્થિતિ પ્રવર્તતી હતી અરાજકતાના એ જમાનામા આ ગ્રામપચાયતો અને મહાજનો માટે આત્મરક્ષણનો પ્રશ્ન બહુ મહત્ત્વનો હતો એટલે તેમણે 'જૂનુ એટલુ સોનુ' ગણી તેને ટકાવી રાખવાની વૃત્તિનો આશ્રય લીધો હતો પોતાની સત્તાને ટેકો આપનાર આ સપ્રદાયોનો સદા મહાજનો નિભાવી લેતા એટલુ જ નહી, પણ હમેશા સપ્રદાયોનો પક્ષ કરતા ગુજરાતમા અંગ્રેજી રાજ્યની જમાવટ પછી જ્યારે અંગ્રેજી અદાલતોની નિયમસર સ્થાપના થઈ ત્યારે આ ન્યાત બહાર થયેલા અને બહિષ્કૃત કુટુબોએ અદાલતનો આશ્રય લીધો તેમણે વલ્લભ કુળના આચાર્ય તથા મહાજન સામે કેસ માડ્યો, તે ૭ વર્ષ સુધી ચાલ્યો તેમા વલ્લભ કુળના આચાર્યની જુબાનીનો પ્રસગ આવ્યો આચાર્યની જુબાની કમિશન પર લેવાય એવી એમના પક્ષ તરફથી અરજી થઈ સ્વામીનારાયણ સપ્રદાયવાળા પક્ષ તરફથી એનો વિરોધ થયો આચાર્ય નાટકશાળામા, નાચમા, વરઘોડાઓમા જાય છે, વારાગના જે જાજમ ઉપર નાચતી હોય તે જ જાજમ ઉપર બેસી તેના ગાયન સાભળે છે વગેરે હકીકતો રજૂ કરવામા આવી તેને પરિણામે વલ્લભ કુળના આચાર્યે કોર્ટમા આવી જુબાની આપવી જોઈએ એવો હુકમ કોર્ટે આપ્યો આચાર્યને આથી બહુ આઘાત લાગ્યો વસ્તુત આ મહિમારની બાબતમા આચાર્ય તો નામમાત્ર હતા, સર્વ કર્તૃત્વ એમના પુત્રનુ હતુ પણ કારભાર પિતાને નામે ચાલતો વૃદ્ધવયે કચેરીમા હાજરી આપવાનો પ્રસગ આવે, એ એમને કારી ઘા જેવુ લાગ્યુ એમણે મહાજનને ભેગુ કરી કોઈ પણ રીતે કજિયાની માડવાળ કરવા આજ્ઞા કરી, નહી તો પોતે

આપઘાત કરશે એવો ડર બતાવ્યો પરિણામે બહિષ્કારના ઠરાવો પાછા ખેંચાયા અને મહાજન અગ્રગણ્ય આગેવાનોને ત્યાં જમ્યું મહાજન સામે મક્કમતાના આ દીવાની દાવામાં લક્ષ્મીચંદના પુત્રોએ, ખાસ કરીને કિશોરલાલભાઈના પિતામહ ગ્રીનદાસ ઉર્ફે ઘેલાભાઈએ બહુ આગેવાની ભર્યો ભાગ લીધો હતો ખર્ચનો ઘણોખરો બોજો પણ તેમણે જ ઉપાડ્યો હતો

આમ ઉપર ઉપરથી સમાધાન થયું છતાં વલ્લભ કુળ અને સ્વામીનારાયણ કુળના અનુયાયીઓ વચ્ચે કંઈક ને કંઈક અણબનાવો અને તકરારો લાંબા વખત સુધી ચાલ્યા કર્યા રીતસર બહિષ્કાર પાછો ખેંચી લેવાયો પણ સૂક્ષ્મરૂપમાં એટલે કે સ્વામીનારાયણ સંપ્રદાયના લોકો સાથે બનતા સુધી સંબંધ ન બાંધવાની વૃત્તિ તો ચાલુ જ રહી પરિણામ એવું થયું કે કિશોરલાલભાઈના પિતાશ્રી, કાકાઓ વગેરેને ન્યાતમાંથી ઝટ ઝટ કન્યાઓ ન મળી તેમનાં લગ્ન તે વખતના પ્રમાણમાં મોટી ઉમરે થયાં સુરતવાળાઓએ તો કન્યાઓ ન જ આપી એ ચાર ભાઈઓમાંથી ત્રણનાં લગ્ન મુંબઈમાં અને એકના બુરહાનપુરમાં થયાં બુરહાનપુરમાં જાન લઈ ગયા ત્યારે વેવાઈ તરફથી એવી માગણી થઈ કે 'કંઠી તોડો તો કન્યા લો ' વેવાઈ પક્ષે એવી ગણતરી કરેલી કે, લાવેલી જાન એમ ને એમ પાછી લઈ જવાને બદલે, પોતાનું ખોટું દેખાવાની બીકે તેઓ આ માગણી સ્વીકારશે પણ એમણે તો માણસો ને રકમ આપી દીધો કે ગાડાં જોડીને પાછા ચાલો એટલે વેવાઈ અને ત્યાંના નાતીલા નરમ પડી ગયા પછી તેમણે એવી માગણી કરી કે સંપ્રદાયના બીજી જ્ઞાતિઓના માણસોને તમારે લગ્નમાં નિમંત્રણ આપવું નહીં કિશોરલાલભાઈના વડીલોએ આ માગણીનો પણ ઇનકાર કર્યો અને છેવટે વેવાઈને નમતું આપવું પડ્યું

પોતે સ્વીકારેલા ધર્મનો આગ્રહ રાખવાનો બીજો પણ એ કિસ્સો છે આખી ન્યાતમાં એકના કિશોરલાલભાઈના કુટુંબે જ

સ્વામીનારાયણ સંપ્રદાય સ્વીકારેલો એટલે તેમને કન્યાઓ આપવા લેવાનો વ્યવહાર સ્વજ્ઞાતિના વલ્લભ સંપ્રદાયના કુટુંબો સાથે જ કરવો પડતો કુટુંબની એક કન્યા, જડાવબહેનને બુરહાનપુરવાળા પૈસા કુટુંબમાં જ પાછળથી પરણાવવામાં આવેલાં જડાવબહેનને સાસરિયાંએ તેમની પાસે સ્વામીનારાયણ સંપ્રદાયની કંઠી તોડાવવાના ઘણા પ્રયત્નો કર્યાં પણ એમણે બહાદુરીથી એ બધાનો વિરોધ કર્યો, એટલું જ નહીં પણ તેમણે એવો આગ્રહ ધર્યો કે કુટુંબ તરફથી વૈષ્ણવ મંદિરોમાં જે પ્રમાણે દાન, ભેટ વગેરે થાય છે તે પ્રમાણે એમના પોતાના તરફથી સ્વામીનારાયણના મંદિરમાં પણ થવું જોઈએ પાછળથી જ્યાં મશરૂવાળા કુટુંબની કન્યા ગઈ હોય ત્યાં બંને સંપ્રદાયના મંદિરોમાં દાન ભેટ, પૂજા વગેરે કરવાનો શિરસ્તો ઘણા કુટુંબોમાં ચાલુ થયો

રંગીનદાસ દાદાને ધાર્મિક માન્યતાની સ્વતંત્રતાને માટે લગભગ આખી જિંદગી સુધી લડતો ચલાવવી પડેલી એ વાતાવરણમાં ઊછરેલા કિશોરલાલભાઈના કાકાઓ તથા પિતાશ્રીમાં સ્વામીનારાયણ સંપ્રદાય માટે મમત્વ સારી પેઠે પોષાયું હતું સંપ્રદાયને ખાતર સર્વસ્વનો ભોગ આપવા વિષે કુટુંબમાં એકમત હતો

રંગીનદાસ દાદાને જીવનની લીલીસૂકી બહુ જોવી પડેલી બહોળું કુટુંબ અને આર્થિક સ્થિતિ સામાન્ય તેમાં એક વાર આગથી ઘરનો નાશ થયેલો, ઘણાં વર્ષ સુધી સામાજિક બહિષ્કાર વેઠેલો અને પછીથી અદાલતના ઝઘડામાં ભારે ખર્ચ થયેલું એ ઉપરાંત આપણે બીજા પ્રકરણમાં જોઈશું કે ભીલવેર જ્યારે પહેલી વાર નખાયેલો ત્યારે તેની સામે સુરતમાં હુલ્લડ થયેલા અને તેમાં પોતાના પુત્ર મંછારામની ગિરફતારી થયેલી એ કેસ પણ લાંબો ચાલેલો અને તેમાં વકીલ બૅરિસ્ટરોનો પુષ્કળ ખર્ચ થયેલો છતાં આર્થિક સ્થિતિ સાવ દરિદ્ર હતી એમ લાગતું નથી કારણ તે સમયના પ્રમાણમાં એમણે પોતાના પુત્રોને સારું શિક્ષણ આપ્યું હતું અને પુત્રીઓને પણ

સાત અમરૂ ગખી ન ોતી વળી ઞગનનુ સ્વામીનારાયણનુ મ િ મધાનવામા એમના ભાઈઓનો અ ા એમનો ભ ો ફાળો હતો સુરતનુ મંદિર તો અમારુ એમ કહેવા કિશોરલાલભાઈના કુટુમ્બમા અભિમાનપૂર્વક બોલાતુ ગીન ામ ા ા સુરતના મંદિરના કારભારમા આગળપ નો ભાગ લેતા હતા તેને એમની પાસે પૈસો ઓ ો હશે ે તતો પણ પ્રતિષ્ઠા સારી હતી

લક્ષ્મીચ દાદાના પુત્રામાથી એકલા ગીન ાસ તાદાના કુટુમ્બમા જ પુત્ર સતાો હતા સમ્પ્રદાય અગેની ન ામા પણ વધારે ભાગ દાદાના કુટુમ્બ ઉપર જ પડી હતો દાદાના પુત્રોમા સપ એટલો સારા હતો કે સ ા મારે એમનુ કુટુ ા ાખનો તેના નાયક ગણાતુ દાદાને પાચ પુત્રો ેતાની અ ન ાયમા એ પાડવળ તરીકે ઓળખાત ા ા પર મશરૂનો ધધો કરત એ ધધો કિ ોરલાલભાઈના મોટા મા સા રલાલે ચાલુ રાખેલ સાકરલાલ ા અવત ૧૯૩૦ (ઈ સ ૧૮૭૭)મા ગાદી ગયા જ એક મહિના પછી રગીનતાસ ા ાનુ અવસાન થયુ ત્યારથી મશરૂનો ધધો એમના કુટુમ્બમાથી નીકળી ગયો

આપણા દેશમા મોટે ભાગે એમ બનતુ આ યુ છે કે માણસ જે સ ન ાયમા અને જે જ્ઞાતિમા જન્મ્યો હોય છે તે જ સ ન ાયમા અને જ્ઞાતિમા તે મરે છે સ્વતત્ર રીતે વિચાર કરનારા મ ો ા માણસો હોય છે તેમા પણ પોતાના સ્વતત્ર વિચારોનો આગ્રહ રાખનારા અને સમાજની આગળ નિર્ભયપણે મૂકનારા વીર સ્ત્રીપુરુષો તો વિરલ હોય છે કિશોરલાલભાઈના મોટા દાદા લક્ષ્મીચદે વીરોચિત વૃત્તિથી વ નભ સમ્પ્રદાય સામે બળવો પોકારી અનેક પ્રકારની નડતરો અને ક્ટો વેઠી સ્વામીનારાયણ સમ્પ્રદાયનો સ્વી ાર ર્યો મોટા દાદાનો આ ગુણ કિશોરલાલભાઈમા પરાકાષ્ઠાએ ખીલ્યો હતો અથવા કહો કે એ ગુણનો વિ ાસ વિકાસ કરી તને અમણે પગ ા ાએ પહોચાડ્યો હતો મોટા દાદા જેમ વ નભ સમ્પ્રદાયમા પોતાનો સમાસ ન કરી શક્યા

તેમ કિશોરલાલભાઈ પણ એ મોટા દાદા પાસેથી પરંપરાએ મળેલા સ્વામીનારાયણ સંપ્રદાયમાં પોતાનો સમાસ ન કરી શક્યા તેમની વિશેષતા એ હતી કે તેઓ બીજા કોઈ સંપ્રદાયમાં પણ ભળી શક્યા નહીં એનું એક કારણ એ છે કે તેમની ધર્મભાવના વિશેષ ઉત્કટ અને સૂક્ષ્મ વિવેકયુક્ત હતી માણસ જેમ ધર્મવિચારમાં વિવેકપૂર્વક આગળ વધતો જાય છે અને સ્વતંત્ર દર્શન કરતો થાય છે તેમ કોઈ પણ સંપ્રદાયની વાડ એને પોતાના બંધનમાં રાખી શકતી નથી કિશોરલાલભાઈ ગાંધીજીથી બહુ પ્રભાવિત થયેલા હતા તેમને તેઓ એક સદ્‌ગુરુ માનતા અને તેમના ઉપર તેમને ભારે શ્રદ્ધા હતી વળી તેમના પ્રત્યે એમને પિતાતુલ્ય અથવા એથીયે અધિક પ્રેમ હતો છતાં ગાંધીજીની બધી વાતો તેઓ સ્વીકારતા નહીં, અને દૃઢતાપૂર્વક પોતાના મતભેદો પ્રગટ કરતા ગાંધીજીને એ વસ્તુ બહુ પ્રિય હતી વિચાર સ્વાતંત્ર્યને હમેશ તેઓ ઉત્તેજન આપતા નીચેના શ્લોકમાં આવેલી ધર્મની વ્યાખ્યા તેમને બહુ પ્રિય હતી

> विद्‌वद्‌भि सेवित सद्‌भिर नित्यम अद्वेष रागिभि ।
> हृदयनाभ्यनुज्ञातो यो धमस्त त निबोधत ॥

તેમાયે हृदयनाभ्यनुज्ञातो એ શબ્દને તેઓ વિશેષ મહત્ત્વનો ગણતા કિશોરલાલભાઈની સત્યની ખોજ વિષે ગાંધીજીએ જ એક વખત કહેલું કે સત્યની અમારી ખોજ એક માર્ગે નહીં, પણ સમાન્તર માર્ગે ચાલે છે કેદારનાથજી પાસેથી ધર્મનો વિચાર કરવામાં કિશોરલાલ ભાઈને એક નવી જ દૃષ્ટિ લાધી હતી તેમને તેઓ પોતાના ગુરુ માનતા અને તેમના ઉપર બહુ શ્રદ્ધા રાખતા પણ તેમના સબંધમાં પણ પોતાનો સ્વતંત્ર વિવેક તેમણે છોડી દીધો નહોતો કેદારનાથજીનો હમેશ એ ઉપદેશ જ હોય છે કે તમારી સાધનામાં મુખ્ય આધાર તમારા વિવેક ઉપર જ રાખો તે જ પ્રમાણે થઈ ગયેલા સર્વ ધર્મ-પ્રવર્તકો અને આચાર્યો પ્રત્યે કિશોરલાલભાઈ ભારે આદર રાખતા

જ્યાં કોઈને સર્વશક્તિમાન કે સર્વજ્ઞ માનતા નહીં. પોતાના 'સમૂળી ક્રાન્તિ' એ પુસ્તકમાં તેમણે ઘોષણા કરી છે:

માનો પરમાત્મા એક કેવલ.
ન માનો દેવ–દેવતા-પ્રતિમા સકલ.
ન માનો કોઈ અવતાર-ગુરુ-પેગંબર.
સર્વે સદ્‌ગુરુ–બુદ્ધ–તીર્થંકર,
માનો જ્ઞાની–વિવેકદર્શી કેવલ.
ન કો સર્વજ્ઞ અસ્ખલનશીલ,
ભલે ઊંચા રહબર.

મહા ધર્મગ્રંથોના અપૌરુષેયત્વ અને પ્રામાણ્ય વિષે તેમણે બીજી એવી જ ઘોષણા કરી છે:

ન કો શાસ્ત્રનો વક્તા પરમેશ્વર;
ન કો વિવેકના ક્ષેત્રથી પર.

કિશોરલાલભાઈના કુટુંબનું વૃક્ષ નીચે આપ્યું છે :




**નોંધ :** કિશોરલાલભાઈની ત્રણ બહેનો અને એક ભાઈ છેક બાળપણમાં ગુજરી ગયેલાં. સૌથી મોટાભાઈ જમનાદાસ અને ચોથા ભાઈ જગમોહનદાસ અનુક્રમે ૧૬ અને ૧૭ વર્ષની વયે ગુજરી ગયેલા. બહેન હરિલક્ષ્મી ૧૪ વર્ષની વયે અને રમણલક્ષ્મી વિધવા થઈને ૨૦ વર્ષની વયે ગુજરી ગયેલાં.

## ૨

# સાર્વજનિક પ્રવૃત્તિઓ વિષે કુટુંબનો ઉત્સાહ

છે. લક્ષ્મીચંદ દાદાના વખતથી કુટુંબમાં સાર્વજનિક પ્રવૃત્તિઓને વિષે એક પ્રકારનો ઉત્સાહ જણાય છે. રંગીનદાસ દાદાએ એ ઉત્સાહ ટકાવી રાખ્યો હતો. ગિરધરલાલભાઈના પિતાશ્રી, મકાઓ તથા મોટા ભાઈઓ પણ સાર્વજનિક ફંડફાળાઓ કરવામાં લોકસેવકોને મદદ કરવામાં આગળપડતો ભાગ લેતા અને જાતે પણ કાંઈક ને કાંઈક કામ કરી છૂટતા સાથે સાથે તેઓ પોતાનો ધંધો પણ કરતા. સાર્વજનિક સેવાકાર્યોમાં પોતાનું જીવન સમર્પિત કરવાનું ગિરધરલાલભાઈને ભાગ્ય આવ્યું. એમના એક કાકા મંછારામે સાર્વજનિક પ્રવૃત્તિમાં ભાગ લેવા ઘણાં કષ્ટો વેઠ્યાનો દાખલો સુરત શહેરના જૂના ઇતિહાસમાં જાણીતો છે. દાદા રંગીનદાસનું વધારે પ્રચલિત નામ ઘેલાભાઈ હતું એટલે મંછારામ કાકા સુરતમાં મંછારામ ઘેલાભાઈને નામે વધારે ઓળખાતા હતા. ગિરધરલાલભાઈ પોતાના કુટુંબના સંસ્મરણોમાં લખે છે કે "એમની સાથે મારો પ્રત્યક્ષ પરિચય ચારેક વખત જ થયો હતો. પણ એમના સાહિત્યનું અને જીવનચરિત્રનું વાચન અને એમની કીર્તિનું સ્મરણ એથી એમનો પરિચય છે.' મે એમના બીજા ગ્રંથો તો જોયા નથી, પણ બાળકોના વિનોદને અર્થે એમણે લખેલા 'ચતુરસિંગ' અને 'મૂરખો' એ બે પુસ્તકો નાનો હતો ત્યારે રસપૂર્વક વાંચેલાં.

મંછારામ કાકા સુરતના 'દેશમિત્ર' પત્રના આદિ સંસ્થાપક હતા અને પોતાની જિંદગીના અંત સુધી એનું સંપાદનકાર્ય તેમણે કરેલું. 'દેશમિત્ર' પત્રની સ્થાપના પહેલાં 'સત્ય' માસિક તથા 'ગુજરાતમિત્ર' પત્ર એમણે ચલાવેલાં. તે વખતે બેએક વાર એમની

ઉપર સરકારની ધાડ પણ આવેલી. એક વાર એમને ચેતવણી આપીને જતા કરવામાં આવેલા અને એક વાર દિલગીરી દર્શાવવાથી તેઓ છૂટી શકેલા. પણ પદ્ધતિસર કેસ ચાલ્યો હોય એમ જણાતું નથી. તેમના સમયના તેઓ સુરતના એક આગેવાન અને બહુ જુસ્સાવાળા ગૃહસ્થ ગણાતા હતા.

એમના વખતમાં મીઠા ઉપર નવો કર નાખવામાં આવેલો. તેને પરિણામે સુરતમાં ભારે હુલ્લડો થયેલાં. તેમાંથી અનેક ફોજદારી કેસો ઊભા થવા પામેલા. તે પૈકીનો એક કેસ મંછારામ કાકા અને બીજા પાંચ આગેવાનો પર કરવામાં આવેલો. આ કેસો ચલાવવા માટે એક ખાસ પંચ (સ્પેશિયલ ટ્રિબ્યુનલ) નીમવામાં આવ્યું હતું. લગભગ ૭ મહિના સુધી આ છયે ગૃહસ્થો કાચા કેદી તરીકે જેલમાં રહ્યા હતા. એ છમાં મંછારામ કાકા સૌથી વધારે હિંમતવાળા હતા. કાચી જેલમાંથી અદાલતમાં છયેને હાથકડી નાખી લઈ જવામાં આવતા. રસ્તા ઉપર જતા આવતા કેટલાક પ્રેક્ષકોની આંખમાં એમને જોઈ આંસુ આવતાં, ત્યારે મંછારામ કાકા એમને એમ કહીને આશ્વાસન આપતા કે સોના અને લોઢામાં શો ફરક છે? આપણે સોનાનાં સાંકળાં જાતે જ પહેરીએ છીએ. આને પણ સોનાનાં માની લઈએ એટલે થયું.

શરૂઆતમાં અદાલતમાં એમને હાથકડી રાખવામાં આવતી. પાછળથી ન્યાયાધીશોએ હુકમ કરેલો કે, અદાલતમાં હાથકડી કાઢી નાખવી. પણ પોલીસે બેએક દિવસ હુકમની અવગણના કરી. ન્યાયાધીશો આવે પછી, કે તેની તુરત પહેલાં તેઓ અદાલતમાં હાથકડી કાઢવા આવ્યા. મંછારામ કાકાએ બેડી કાઢવા ન દીધી. ન્યાયાધીશો આવ્યા એટલે હાથ ઊંચા કરી બોલ્યા, 'જુઓ આ તમારો હુકમ.' ન્યાયાધીશો પોલીસ પર ચિડાયા. પછી એ રીત બંધ થઈ.

કહે છે કે એમની ઉપર કેસ કરાવવામાં તે વખતના ઉત્તર વિભાગના કમિશનર સર ફ્રેડરિક લેલીનો હાથ હતો. કેટલાક વખત પછી એમને રાવસાહેબનો ખિતાબ અપાવવામાં એણે જ ભલામણ

કરી હતી. તે પ્રસંગે મંછારામ કાકાને અભિનંદન આપવા મળેલી જાહેર સભામાં એમણે કહેલું કે, જ્યારે સાહેબે લોઢાનાં સાંકળાં પહેરાવ્યાં હતાં ત્યારે પણ મેં એમનો આભાર માન્યો હતો. આજે સોનાનાં સાંકળાં એનાયત કરવા માટે હું એમનો આભાર માનું છું.

તેમની ઉપર ચાલેલા કેસમાં કુટુંબના પૈસાની બહુ ખુવારી થઈ. મંછારામ કાકા વગેરે તરફથી મિ. ગિલ અને સર ફિરોજશાહ મહેતા એ બે બૅરિસ્ટરોને રોકવામાં આવ્યા હતા. તેમાં ગિલની ફી રોજના રૂપિયા એક હજાર હતા એમ કહેવાય છે. આજે તો એવી ફી ભારે નથી ગણાતી. પણ તે વખતના એક હજાર રૂપિયા આજના પંદર કે વીસ હજારની બરોબર થાય. સર ફિરોજશાહની ફી એટલી ભારે નહીં હોય કારણ કે તે વખતે તેઓ નવા નવા બૅરિસ્ટર હતા. અને આ જ એમનો પહેલો મોટો કેસ હતો. કેસ ઘણા દિવસ ચાલેલો, અને તેમાં સેંકડો સાક્ષીઓની જુબાની થઈ હતી. તેના ખર્ચમાં સ્ત્રીઓના પલ્લાના દાગીના પણ વેચવા કે ગીરો મૂકવા પડેલા. કેસમાં છયે આરોપીઓને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવેલા. કેસ દરમ્યાન મંછારામ કાકાનું ઘર, કિશોરલાલભાઈના પિતાશ્રી તથા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ (ઇચ્છુકાકા)એ મળીને ચલાવેલું. તે વખતે પોલીસે એક વાર પ્રેસની ઝડતી લીધી હતી. કિશોરલાલભાઈ લખે છે કે, 'પિતાશ્રી કહેતા કે એક શકભરેલો કાગળ, પોલીસના હાથમાં પડવા ન દેવા માટે, ઝડતી ચાલતી હતી તે વખતે ચાલાકીથી તે મોંમાં મૂકી ઇચ્છુકાકા ચાવી ગયેલા. ઇચ્છુકાકાને ગજવામાં ચણામમરા રાખવાની ટેવ હતી. પોલીસે ઇચ્છુકાકાને કંઈ ચાવતા જોઈ પૂછ્યું એટલે, ઇચ્છુકાકાએ ગજવામાંથી ચણામમરા કાઢ્યા અને કહ્યું, લ્યો તમે પણ ખાઓ.'

મંછારામ કાકા જીવ્યા ત્યાં સુધી સુરતના સ્વામીનારાયણ મંદિરના કારભારી રહેલા. જેમ એમને ન્યાતજાતમાં સંપ્રદાયને ખાતર લડવાના પ્રસંગ આવેલા, અને તેમાં સંપ્રદાયની ટેક રાખેલી, તેમ સંપ્રદાયમાં આચાર્યો સામે લડવાના પણ પ્રસંગો આવેલા. આચાર્યની આપખુદી

તેઓ જરા પણ સાખી લેતા નહી તેનો કડક વિરોધ કરતા 'આચાર્ય શ્રી બિહારીલાલજી સામે બેએક વાર તેમણે સખત ટક્કર લીધેલી અને એમને ન્યાયને માર્ગે ચાલવા ફરજ પાડેલી સુરતના મ દિરનો કારભાર એમણે આચાર્યોથી લગભગ સ્વતંત્ર કરી નાખ્યો હતો

## ૩
## માતાપિતા

કિશોરલાલભાઈના પિતાશ્રી શ્રી ઇચ્છારામનો જન્મ તા ૧ જાન્યુઆરી, ૧૮૫૨ના દિવસે કરોદ (તા બારડોલી, જિલ્લે સુરત)મા એમના મોસાળમા થયો હતો દાદાની એ છેલ્લી સતતિ હતા, અને નાનપણથી જ શરીરે બીજા ભાઈઓ કરતા નબળા હતા તેમની બાલ્યાવસ્થા બધી સુરતમા ગઈ તેમણે મૅટ્રિક સુધી અભ્યાસ કર્યો હતો તે વખતે તેમની ઉમર લગભગ એકવીસ વર્ષની હશે મિશન હાઈસ્કૂલમા પાદરીના હાથ નીચે ભણેલા હોવાથી અગ્રેજી ભાષા ઉપર કાબૂ સારો હતો તેમના આજીવન મિત્રોમા શ્રી મગનલાલ ઠાકોરદાસ મોદી, એમના ભાઈ શ્રી છગનલાલ મોદી, તથા શ્રી ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ, એ મુખ્ય હતા આર્થિક સ્થિતિ સાધારણ હોવાથી અભ્યાસ પૂરો થતા જ તેમણે શિક્ષકની નોકરી લીધી અને લગભગ સાત વર્ષ સુધી શિક્ષકનો ધધો કર્યો એમાનો મોટો ભાગ મિશન હાઈસ્કૂલમા ગયો હતો કુશળ શિક્ષક તરીકે તેમણે સારી ખ્યાતિ મેળવી હતી

આ ઉપરાત પોતાના ભાઈ શ્રી મ છારામને પ્રેસ તથા વર્તમાનપત્ર ચલાવવામાયે તેઓ મદદ કરતા તેમને શરૂઆતમા લેખન પ્રવૃત્તિની પણ હોશ હતી મ છારામ કાકાના કેસ દરમ્યાન તેમણે તથા ઇચ્છારામ સૂર્યરામ દેસાઈએ મળી છાપુ ચલાવેલુ વળી, ઇચ્છારામ સૂર્યરામ દેસાઈના પ્રસિદ્ધ પુસ્તક 'હિદ અને બ્રિટાનિયા'મા તેમનો ઠીક ઠીક

કાળો હતો પાછળથી તેમણે લેખન પ્રવૃત્તિ સાવ છોડી દીધી જણાય છે જોકે તેમને વાચનનો શોખ છેક સુધી હતો પરંતુ તે પણ ધીમે ધીમે ધાર્મિક સાહિત્ય અને તેમાયે ખાસ કરીને સ્વામીનારાયણીય સાહિત્યમા જ પર્યાપ્ત થઈ ગયો હતો

મિશન હાઈસ્કૂલમા તેમના ઉપર ખ્રિસ્તી ધર્મોપદેશની અસર ખૂબ થઈ હતી ખ્રિસ્તી ધર્મ સાચો કે હિંદુ ધર્મ સાચો એ વિષે એમનુ ચિત્ત કેટલાક વર્ષો સુધી ચગડોળે ચડયુ હતુ ખ્રિસ્તીઓ કહે, ઈશુ ખ્રિસ્ત જ મનુષ્યોનો તારક છે એનુ શરણ સ્વીકાર્યા વિના માણસનો ઉદ્ધાર ન થાય મંદિરમા સાધુઓ કહે, સહજાનંદ સ્વામીને જે અનુસર્યા નથી તે બધા ભવરણમા ફસાઈ રહ્યા છે બીજા સપ્રદાયવાળાઓ પોતપોતાના ઇષ્ટને વિષે આવો જ પ્રચાર કરે આમાથી કોનુ સાચુ માનવુ? એનો ખુલાસો કોણ કરી શકે? આમ છતા તેમણે સ્વામી નારાયણ સપ્રદાય અનુસાર પાઠપૂજા કરવાનુ ચાલુ રાખ્યુ હતુ પણ મનમા શંકા પેઠી હોવાને લીધે એમના ચિત્તને શાતિ કે સમાધાન નહોતા તેઓ કહેતા કે "મારા પાઠપૂજા, હું શ્રીજી મહારાજ કે અન્ય કોઈ અવતારી પુરુષને ઉદ્દેશીને નહોતો કરી રાખતો પણ પરમેશ્વરનુ જે સાચુ સ્વરૂપ હોય તેને અર્પણ કરતો અને વીનવતો કે મારા ઉદ્ધારનો જે સાચો માર્ગ હોય તે મને બતાવે મે એમ પણ નિશ્ચય કરેલો કે, પરમાત્મા જેનો નિશ્ચય કરાવે તેને માટે સસાર છોડીને જીવન સમર્પણ કરવુ" કિશોરલાલભાઈએ લખ્યુ છે કે, "આ તેમના ઉઠેલા નિશ્ચયને તેઓ અક્ષરશ વળગી રહી શક્યા નહોતા તેનો ખેદ કરતાયે મે ભાઈને (પિતાશ્રીને) સાભળ્યા છે"

એમના એક મિત્ર બહુ ગીખળી હતા તે એમને 'સ્વામી નારાયણિયો' કહીને ચીડવતા પણ એક વાર મુબઈમા સ્વામીનારાયણના કોઈ સત જનનો ઉપદેશ સાભળી એને અત્યત શાન્તિ લાગી, અને ત્યા ને ત્યા જ સ્વામીનારાયણની કઠી એણે બાધી પોતાના મિત્રમા થયેલા આ પરિવર્તનની પિતાશ્રી ઉપર ખૂબ અસર થઈ તે ઉપરાત

એમને બીજા ગા શા પ્રત્યયો થયા તે જાણવામાં આવ્યું નથી, પણ જુદા જુદા અનેક પ્રત્યયોથી એમનો નિશ્ચય થયો કે સહજાનંદ સ્વામી જ પૂર્ણપુરુષોત્તમ છે એમની તુલનામા આવી શકે એવો કોઈ અવતાર થયો નથી અને થવાનો નથી તેમનો આ નિશ્ચય અંતકાળ લગી રહ્યો બીજાઓને પણ આ વસ્તુ ઠસાવવાં તેઓ લગભગ મિશનરીના જેવી ધગશ ધરાવતા પોતાનાં આશ્રિત, સગાવહાલા, નોકરચાકર, ધંધાને અંગે પરિચયમા આવતા મજૂરો, વેપારીઓ વગેરેને સહજાનંદ સ્વામીના પુરુષોત્તમપણાનો નિશ્ચય કરાવવો એ એમનુ પ્રિય કાર્ય હતુ. તેમણે અનેકને સ્વામીનારાયણની કંઠી બંધાવેલી, પણ એમાના કોઈ કાયમના સત્સંગી થયા હોય એમ જણાતુ નથી સાંપ્રદાયિક પરિભાષામા 'ગુણબુદ્ધિવાળા' અનેક થયા હતા ચારિત્ર માટે એમને અત્યંત આદર હતો પણ ચારિત્ર સાથે સહજાનંદ સ્વામી ઉપર શ્રદ્ધા બેસવી, એ એમને મતે મોક્ષ માટે આવશ્યક હતુ એ બેનો યોગ એ સુવર્ણ અને સુગંધના યોગ જેવો ઉત્કૃષ્ટ એમને લાગતો પોતાનુ આ ધર્મપ્રચાર કાર્ય તેઓ ઘરમા પણ કરે એ ભાવ સ્વાભાવિક હતુ તેથી સહજાનંદ સ્વામી વિષે પોતાની શ્રદ્ધા જેટલી તીવ્ર કોટીની હતી તેટલી પોતાના પત્નીની પણ થાય એવો એમનો સતત પ્રયત્ન હતો

કિશોરલાલભાઈના માતુશ્રી પિયરમા વલ્લભ સંપ્રદાયમા ઊછરેલા હતાં તેમનો સંસ્કાર શ્રીજીબાવાને ઇષ્ટદેવ માનવાનો હતો સહજાનંદ સ્વામી, એ તો એક આચાર્ય ગણાય પણ શ્રીજીબાવા તો ભગવાન કહેવાય શ્રીજીબાવાની તોલે સહજાનંદ સ્વામી ન આવી શકે એમ એ માનતા

એમ જણાય છે કે, સ્વામીનારાયણ સંપ્રદાયનો સ્વીકાર કર્યા છતા, કિશોરલાલભાઈના દાદાએ કે મોટા દાદાએ શ્રીજીબાવા અને લાલજીની સેવાનો ત્યાગ કર્યો નહોતો આથી જ્યા સુધી પિતાશ્રી એકત્ર કુટુબમાં હતા ત્યા સુધી વલ્લભ સંપ્રદાયમા ઊછરેલા માતુશ્રીને ધાર્મિક અસંતોષ થાય એવું કશુ કારણ નહી બન્યુ હોય પણ જ્યારે પિતાશ્રી વિભક્ત

થયા અને સ્વતંત્ર ઘર માંડયું ત્યારે સેવાપૂજાનો પ્રશ્ન ઉત્પન્ન થયો. પિતાશ્રી અનન્યાશ્રયી એટલે કે પોતાના ઇષ્ટદેવ સિવાય બીજા કોઈ દેવને ન માનનારા હોવાને લીધે એમને શ્રીજીબાવાની મૂર્તિ પૂજવામાં શ્રદ્ધા નહોતી. આથી એમણે પોતાના ઘરમાં કેવળ સહજાનંદ સ્વામીની મૂર્તિ જ પૂજામાં રાખી. માતુશ્રીને મતે શ્રીજીબાવાની મૂર્તિ એ ભગવાનની મૂર્તિ અને સહજાનંદ સ્વામીની મૂર્તિ તો માત્ર એ આચાર્ય, ગુરુ કે સાધુની મૂર્તિ હતી. ભગવાનની મૂર્તિ ઉપરાંત સહજાનંદ સ્વામીની મૂર્તિ હોય એમાં એમને વાંધો નહોતો. પણ શ્રીજીબાવાની મૂર્તિ ટાળીને સહજાનંદ સ્વામીને પૂજવા એ તો ભગવાનને છોડીને માણસને પૂજવા જેવું એમને લાગતું. આથી માતુશ્રીએ શ્રીજીબાવાની મૂર્તિ પૂજામાં હોવી જ જોઈએ એવો આગ્રહ ધર્યો, અને છેવટમાં આવેલી એવી એક મૂર્તિને પૂજાગૃહમાં બેસાડી. પિતાશ્રીને શ્રીજીબાવાની મૂર્તિ પૂજવી એમાં પાપ આચરવું એવું નાહીં નહોતું. તેથી એ બાબત એમણે ઝઘડો વાંધો ન લીધો. પણ વાત એટલેથી જ પતી નહીં. મંદિરની ચોળ ઉપર મૂર્તિ માંડવામાં અગ્રસ્થાન કોને આપવું એ વિષે મતભેદ ઊભો થયો. પિતાશ્રીના મત પ્રમાણે સહજાનંદ સ્વામી એ એક જ સાચું દૈવત હતા. સહજાનંદ સ્વામી એ પૂર્ણપુરુષોત્તમ, સ્વયં પરમાત્મા છે, એ સિવાય બીજા કોઈ પરમાત્મા નથી એવી એમની દૃઢ આસ્થા બંધાઈ હતી. એટલે સહજાનંદ સ્વામીની મૂર્તિને અગ્રસ્થાને બેસાડવાનો અને તેમની અગ્રપૂજા કરવાનો એ આગ્રહ રાખતા. આવો જ આગ્રહ માતુશ્રી શ્રીજીબાવાની મૂર્તિ વિષે રાખતાં. આ બાબત બન્ને વચ્ચે વારંવાર ચર્ચાઓ થતી. પણ કોઈ બીજાનો નિશ્ચય બદલાવી શક્તું નહીં. વ્યવહારમાં એનું પરિણામ એ આવ્યું કે પિતાશ્રી પૂજા કરવા બેસે ત્યારે અગ્રસ્થાન સહજાનંદ સ્વામીને આપે અને માતુશ્રી પૂજા કરતાં બેસે ત્યારે શ્રીજીબાવાની અગ્રપૂજા કરે.

આમ માતુશ્રી અને પિતાશ્રી વચ્ચે કેટલાંક વર્ષ ધાર્મિક મતભેદ રહ્યો. પરંતુ ઉત્કટ શ્રદ્ધા સાથેના પિતાશ્રીના ઉપદેશની અસર માતુશ્રી ઉપર આખરે થઈ અને બન્ને વચ્ચેનો મતભેદ ઓગળી ગયો. એટલે

સુધી કે, સહજાનંદ સ્વામી પ્રત્યે માતુશ્રી, પિતાશ્રીના જેટલાં જ તીવ્ર શ્રદ્ધાવાન થયાં, અને પછી તો નવા દીક્ષિત (કન્વર્ટ)ના જુસ્સા સાથે એને વળગ્યાં. માતુશ્રીને જાણે સહજાનંદ સ્વામીનાં દર્શનની રઢ લાગી. તેઓ સહજાનંદ સ્વામીની પાદપૂજામાં બહુ રત રહેવા લાગ્યાં. પછી તો એમને સહજાનંદ સ્વામીનાં દર્શન પણ થવા લાગ્યાં, અને તેમના આદેશો પણ મળવા લાગ્યા. આ વસ્તુ માતુશ્રીના મરણ સુધી ચાલી. પણ આ ધર્માંતર થતાં કેટલાંક વર્ષો વીતી ગયાં. કિશોરલાલભાઈ લખે છે કે, "એ કાળ ભાઈ તથા બાને માટે ભારે અશાંતિકર વીત્યો. એનું રસિક વર્ણન ભાઈ પાસેથી સાંભળ્યું છે."

કિશોરલાલભાઈની ઉંમર સાતેક વર્ષની હતી ત્યારે એમનાં માતુશ્રી ગુજરી ગયાં. તેઓ ઘણા વખતથી માંદાં રહેતાં હતાં. છતાં રોજ નાહવાધોવાનું તો ચાલુ જ હતું. કિશોરલાલભાઈ લખે છે કે,

> "પોષ સુદ નોમને દિવસે ભાઈની વરસગાંઠ હતી. બાએ જાતે રસોઈ કરવાનો આગ્રહ રાખ્યો. મંદિરની પાસે જ સગડી મુકાવી. પૂરણ-પોળી કરીને ઠાકોરજીને ભોગ ધરાવ્યો. ભોગ ધરાવીને પથારી લીપી તે લીધી. બા દાક્તર વૈદની દવા તો લેતી જ નહીં. બાના જીવતાં સામાન્ય રીતે અમારા ઘરમાં દાક્તર વૈદની દવા આવતી જ નહીં. કંઈક ઘરગથ્થુ ઉપચારો થતા. પણ વધારે ભાગે તો સાકરનું પાણી ઠાકોરજીને ધરાવીને પિવરાવવામાં આવતું. એ દવા ઉપર અમને બાળકોને બહુ વિશ્વાસ હતો. એને માટે ઘણી વાર અમારા પેટમાં પણ દુખતું!"

માતુશ્રીના અવસાનનું વર્ણન કિશોરલાલભાઈ નીચે પ્રમાણે આપે છે:

> "રાત્રે અગિયાર વાગ્યે (તા. ૧-૨-૧૮૯૮) બાનું અવસાન થયું. રાત્રે રોકકળ કરવામાં આવી નહોતી. ત્રણેકને સુમારે હું જાગ્યો. ત્યારે એક બાજુ પર બાને સુવાડેલી જોઈ. પાસે ઘીનો દીવો બળતો હતો. ભાઈ ત્યાં બેઠેલા હતા. હું ઊઠયો એટલે ભાઈએ મને ઇશારાથી બોલાવી સોડમાં લીધો. બા અક્ષરધામમાં ગઈ એમ જણાવ્યું. આ અહીં કાણ

ભાઈનો સ્વભાવ બાના કરતા ઉગ્ર અને હઠીલો ઓછો સંતોષી સત્તા માટે અયત નિસ્પૃહી પ્રેમ તથા દ્વેષ બંને વિષે મંદ વેગનાઓ અત્યનિષ્ઠ ધર્મ વિષે શ્રદ્ધા બાના જેટલી જ ઉત્કટ આ મ્પરીક્ષણ તથા ચિત્તશોધન માટે વ્યાકુળતા અને પ્રયત્ન ધાર્મિક સિવાય બીજી બાબતો વિષે ઉદાસીન પ્રમાદ છતા વેવનાપણાથી તન રહિત અને કનેશથી દટાળનારો હતો એવો મારો મત છે બ નેમા નૃસાઈનુ તો નામ નહોતુ ઉદારતા ગુન્ન ઉપરાતની હતી એમ પીએ તો ચાલે

બા પુસ્તકિયા જ્ઞાન બહુ પ્રાપ્ત કરી શકી નહોતી પરતુ તેથી એના આ મવિશ્વાસમા અને બુદ્ધિમત્તામા ક્યાય ખામી જણાતી નહોતી બાના આગ્રહી સ્વભાવને લીધે ભાઈને ઘણી વાર નમતુ આપીને રહેવુ પડતુ એમ લાગે છે પતિ જેમ વાળે તેમ વળી નાય એવી બા વ્યક્તિત્વ હીન નહોતી આરપણથી જ એનામા સ્વતત્ર વ્યક્તિત્વ હતુ

ગાતુશ્રી (આ મારામ)નુ લગ્ન બાની મોટી બહેન સાથે થયતુ બ ને ભાઈઓને સસરા તરફથી સારી મ દ મળેલી દાદા (માના બાપ) શ્રીમત હતા એમણે મરણ પહેલા વીલ કરીને પોતાની મિલ ત પોતાની પુત્રીઓને તથા ધમાદામા આપલી માસી કહેતા કે છોકરીઓને ભણાવવા માટે દાદાનો બહુ આગ્રહ નહોતો પણ જી (માની મા) જાતે અભણ હોવા છતા છોકરીઓને ભણાવવાની ઇતેજારી રાખતા તેમ છતા બાએ ભણવા તરફ બહુ લક્ષ આપ્યુ હોય એમ લાગતુ નથી દાદાએ સટ્ટાથી જ પૈસો વધારેલા બામા પણ સટ્ટાનો શોખ હતો બાલુભાઈ (કિશોરલાલભાઈના સૌથી મોટા ભાઈ)નો ય તેનો શોખ બાનો વારસો હતો એમ મને લાગે છે

અમારે ત્યા એક દેવની ભક્તિનો આગ્રહ અને બાધા આખડી આદિ સ મ પૂજાને માટે આણુગમો એ ભાઈ તથા બાના સ્વભાવના ખાસ લક્ષણને લઈને છે

✓ ૪

# પ્રભુને સમર્પિત

કિશોરલાલભાઈનો જન્મ કાલબાદેવી ઉપર આવેલા કોઈ ભાડાના મકાનમાં સં. ૧૯૪૬ના બીજા ભાદરવા વદ સાતમ ને રવિવાર, તા. ૫-૧૦-૧૮૯૦ના રોજ થયો હતો એમનાથી ત્રણ વર્ષે મોટા ભાઈ, જેને રગમા જગુભાઈ કહેતા, તેમનું નામ જુગલ પાડ્યું, ત્યારથી બીજા દીકરાનું નામ કિશોર પાડવું એવો વિચાર માતાપિતાએ કરી રાખ્યો હતો, જેથી બે ભાઈની જોડી જુગલકિશોરની જોડી એમ કહી શકાય

કિશોરના જન્મ પછી થોડા જ વખતમાં પિતાશ્રીને કામ અંગે આકોલા જવાનું થયું આકોલામાં દિવાળીમાં રૂની મોસમ શરૂ થઈ જાય છે, અને તે વખતે અફીણની ખરીદીનું કામ પણ બહુ ચાલે છે એક દિવસ બાળક કિશોરનું ઘોડિયું, આકોલાના ઘરના દીવાનખાનામાં આથમણી ભીંતે રાખેલું હતું તેની પાસે જ, જોડેના એક મોટા ખંડમાં જવાનું બારણું હતું એ મોટા ખંડમાં અફીણનો એક મોટો ઢગલો કરવા માંડ્યો હતો બાબુ (કિશોરલાલભાઈ) ઘોડિયામાં સૂતો હતો જગુ પાસે રમતો હતો પિતાશ્રી તથા માતુશ્રી પોતપોતાના કામમાં હતા ગોવિંદ નામે એક ઘાટી થોડે દૂરના નોકરો માટેના એક મકાનમાં, તાવ આવેલો હોવાથી સૂઈ રહેલો હતો એમ કહે છે કે ગોવિંદે તાવના ઘેનમાં એવો અવાજ સાંભળ્યો કે 'ઊઠ, સૂઈ શું રહ્યો છે? તારા શેઠના છોકરા મરી જશે' ગોવિંદ અવાજ સાંભળતાં જ દીવાનખાનામાં દોડી ગયો અને જગુને તથા બાબુને બે બગલમાં ઘાલી પોતાની જગ્યાએ લઈ ગયો બાબુને પોતાની બાજુએ સુવાડી પાસે પોતે સૂતો અને ઘેનમાં પડ્યો જગુને કોઈએ ટેકી આપી તે ચૂસવા લાગ્યો કેરીની મોસમ સૂચવે છે કે, આ પ્રસંગ વૈશાખ-જેઠમાં બન્યો હશે એટલે કિશોરલાલભાઈની ઉંમર આશરે આઠ મહિનાની હશે તેવામાં બન્ને બાળકોને ઉપાડી ગયા ત્યાર પછી તરત જ, ઘોડિયાની બાજુનું બારણું તૂટ્યું

અને અગાસી ઉપરના પાણીની માફક દીવાનખાનામાં થઈ આવી દરવાજામાં પેલું પૈડિયું અગાસીની નીચે દબાઈ ગયું પિતાશ્રી માતુશ્રી વગેરે બધા દીવાનખાનામાં દોડી ગયા બન્ને બાળકોને ગોવિંદ ત્યાંથી ઉપાડી ગયો હતો એ વાત કોઈ જાણતું નહોતું બાળુ ઘોડિયામાં હતો એ વાત માતુશ્રી જાણતાં હશે, અને જગુ પાસે રમતો હતો એ વાત પિતાશ્રી જાણતા હશે એટલે બન્ને બાળકો અગાસીની નીચે દબાઈ ગયા એમ સૌએ માની લીધું અગાસી ખસેડવા માંડી પણ કોઈ હાથ ન આવ્યું તેથી સૌને આશ્ચર્ય થયું કહે છે કે તે જ વખતે જગુ બીજી ફેરી માગવા ત્યાં ગયો જગુનું રંગીલાનું મોઢું જોઈ, બધાને નવાઈ લાગી બાબુ ક્યાં છે એમ એમણે પૂછ્યું બન્નેને ગોવિંદ ઉપાડી ગયો હતો એમ જગુએ ભાંગીતૂટી રીતે સમજાવ્યું બધા ગોવિંદ પાસે ગયા ઉપર રહેતો અવાજ પોતે સાંભળ્યો હતો એ સિવાય પોતાના વર્તનનો બીજો કશો ખુલાસો ગોવિંદ ન આપી શક્યો એટલે માતુશ્રી તથા પિતાશ્રીનો નિશ્ચય થયો કે બાળકોની રક્ષામાં પ્રભુનો જ હાથ હતો એમને જે લાગણીનો આવેશ થયો હશે તેની કલ્પના જ કરવી રહી એમણે કૃતજ્ઞતાપૂર્વક બન્ને બાળકોને મંદિરમાં ઠાકોરજીને ચરણે ધર્યા પોતાના દીકરા તો મરી ગયા અને પ્રભુના આપેલ દીકરા તરીકે એમણે બન્નેને ઉપાડી લીધા વળી પ્રભુના દીકરાઓ તરીકે બન્નેના નામ આગળ પિતાશ્રીનું નામ લખવાને બદલે સહજાનંદ સ્વામીનું ઘનશ્યામ નામ લખવાનું નક્કી કર્યું એ જ અરસામાં પિતાશ્રીએ પોતાની સ્વતંત્ર પેઢી કાઢવાનો નિશ્ચય કર્યો તેનું નામ પણ જુગલ કિશોર ઘનશ્યામલાલ એવું રાખ્યું

કિશોરલાલભાઈ લખે છે કે 'હું બારેક વરસનો થયો ત્યાં સુધી અગાસીની ખરી વખતે અમારે જોવા આવવાનું થતું અગાસીના પાયામાં કૂદવું એ અમ બન્ને ભાઈઓની પ્રિય રમત હતી એટલું જ નહિ અગાસીમાં રમ્યા છતાં અગાસી સાથેની મારી લેણાદેણી પૂરી થઈ નથી પોલીસરૂપે હજુ છાતી સાથે મારે એને ચાંપવી પડે છે'

## ૫

# બાળપણનાં સંસ્મરણો

કિશોરલાલભાઈએ પોતાના કુટુંબની શ્રુતિસ્મૃતિ નામે એક નોંધ અને ૧૯૩૦મા નાસિક જેલમા ૄ એમની સાથે હતો ત્યારની લખી રાખી છે તેમા પોતાના બાળપણના સસ્મરણો એમણે લખ્યા છે એ વાતો કેટલાકને કદાચ બિનમહત્ત્વની લાગે, પણ બાળમાનસનો અભ્યાસ કરવા તે બહુ ઉપયોગી થઈ પડે એમ છે વળી ઘરમા વડીલ જનોએ સહેજે કાઢેલા કોઈ ઉદ્ગારોથી અથવા સહસા કરેલી કોઈ ટીકાથી બાળકના મન ઉપર કેવી અસર થાય છે એ પણ એમાથી જાણવાનુ મળે છે બાળકો સાથેના વર્તનમા વડીલોએ કેટલા સાવધાન રહેવાની જરૂર હોય છે, તેના સૂચનો પણ આવા પ્રસંગોમાથી મળે છે લગભગ કિશોરલાલભાઈની પોતાની જ ભાષામા આ સસ્મરણો નીચે આપ્યા છે

૧ હું પાચેક વર્ષનો હઈશ મારા વાળ વધારવામા આવ્યા હતા. માને હાથે મારો ચોટલો ઓળાવતા તાળવા પર તેલ રેડાવી ટપલા મારવા કહેવાનુ મને બરાબર યાદ છે મારા વાળ ઉતરાવ્યા તેની પણ ઝાખી સ્મૃતિ છે મંદિરજીનું ચરણામૃત લઈ તે માથા પર રેડાવી અસ્ત્રાથી મારુ માથુ સાફ કરાવ્યુ હતુ બીજો કશો વિધિ થયો હોય તેમ લાગતુ નથી

૨ એક વાર ગોસાઈજીના અગિયારસને દિવસે મને ગોપી કે ગોવાળ બનાવી, મેળો જોવા મોકલેલો તે ચિત્ર યાદ આવે છે વળી રેશમી ચેંઘો તથા પહેરણ પહેરાવી અને ઉપર રેશમી રૂમાલ બધાવી તથા સોનાના ઘરેણા પહેરાવી, માથામા પટિયા પાડી, દિગ્ગીકનો ચાદલો કરી તથા આખમા મેશ આજી બા ન્યાતમા જમવા મોકલતી એ પણ યાદ છે મને જમવા જવુ ગમતુ નહી તેથી હું થોડી કકળાટ કરતો આખરે મારે જવુ પડતુ

૩ બા ગાયના રાયના મારા આક લેતી મુબઈમા મહેતાજીની નિશાળે મને મૂકયો હતો મને જવુ ગમતુ નહી કોઈ વાર સમજાવી પટવી તો કોઈ વાર ધમકાવીને બા નિશાળે મોકલતી 'બા, આજનો દહાડો નિશાળે નહીં જાઉ ' એ રોજનુ મારુ પહેલુ વાક્ય થતુ અને 'આજનો દહાડો જા કાલે જોઈશ તારા ભાઈ જવા આવ્યા ને તો ' એમ બા કહેતી

રાતે પણ અમારે આક બોલવા પડતા આક પૂરા થયા પછી ચોષ્ટાના પદ વગેરે સાપ્રદાયિક નિત્યપાઠ બોલવામા અમે જોડાતા

૪ નાનપણમા મહેતાજીની ગામઠી નિશાળમા અમે ભણેલા પછી મ્યુનિસિપાલિટીની ગુજરાતી નિશાળમા અમને બેસાડેલા પણ ભાઈ અને બાને એમ લાગ્યુ કે, વારવાર આફોલા જવું પડે છે અને થોડુ શિક્ષણ ગુજરાતીમા અને થોડુ મરાઠીમા થવાથી બન્ને બગડે છે, તેથી મુબઈમા પણ મરાઠી શિક્ષણ જ આપવુ એવુ નક્કી કર્યું જોકે આ નિશ્ચય વધુ વખત ટક્યો નહી કારણ થોડા વખતમા જ બાનુ મૃત્યુ થયુ પછી તો અમે મુબઈમા જ છુને ગેરહાજરી પામી રહેતા

મહેતાજીની નિશાળે મને ભણવા તરફ અપ્રેમ ઉપજાવ્યો રોચકા આગળથી જરા લાલ રગેલી, વચની આગળી જેટલી જાડી નેતરની સોટી, જોકે મારા શરીર ઉપર કદી ફરી વળી નથી પણ બીજા વિદ્યાર્થીઓના શરીર ઉપર એનો થતો છૂટથી ઉપયોગ, તેમ જ કોઈ વાર મારા કાન ઉપર પડતા આમળા અને એકાદ લપડાક મને નિશાળે જઈને ભણવા પ્રત્યે અનુરાગ ઉત્પન્ન કરાવવા પૂરતા થતા મારા એક મામાના છોકરાને મહેતાજીની પ્રસાદી સારી પેઠે મળતી કોઈને માર પડે તે માગથી જોઈ શકાતુ જ નહી માર ખાનાર રડે તે પહેલા મારી આખમાથી આસુ વહેવા માડે અને મારનાર પ્રત્યે ભયની લાગણી ઉત્પન્ન થાય જોકે નિશાળના મહેતાજીઓમા અમારા મહેતાજી બહુ ગરીબ અને ભલા ગણાતા મારી ઉપર એમનો પ્રેમ હતો અને મારો

પણ એમના પ્રત્યે આદર હતો. એમની નિશાળ છોડયા પછી, મને એ બિહામણા લાગ્યા નહોતા.

પણ ભણવા ઉપર અત્યંત કંટાળો ઉપજાવનાર આકોલાની મરાઠી શાળા હતી. શિક્ષકોને ભૂંડી ગાળો બોલવાની અને વિદ્યાર્થીઓને દેવાની ખરાબ આદત એ વખતમાં સામાન્ય હતી. એવી ગાળ અમને દેવાય ત્યારે અમારો જીવ કપાઈ જતો. પણ ગાળો કરતાં મારની માત્રા વધારે જોરદાર હતી. જગુભાઈને એક વાર મરાઠી ચોથીમાં એના શિક્ષકે નેતરથી માર્યા. તેથી એને મનમાં એવી ધાક પેસી ગઈ કે, ઘેર તાવ લઈને આવ્યા. એ તાવ ઘણા દિવસ સુધી ઊતર્યો નહીં.

મરાઠી ત્રીજીમાં હું દાખલ થયો ત્યાર પછી, બીજે કે ત્રીજે દિવસે નિશાળે પહોંચતાં મને જરા મોડું થયું. ગુજરાતી શાળાઓમાં નવા નિશાળિયાને નવ દહાડા તો નિયમભંગ કરવાની છૂટ હોય છે. પણ એ અધિકાર અહીં છીનવી લેવાયો. માચું પૂછતાં મને નિશાળે જતાં મોડું એટલા માટે થયેલું કે, ઠાકોરજીને ચા દૂધ ધરાવ્યા વિના અમને તે મળી શકતું નહીં. તેમાં મોડું થાય તો અમારે નિશાળે જતાં પણ મોડું થઈ જાય. શિક્ષકે દાંત પીસીને મારા કાન ખૂબ આમળ્યા. આ અણધાર્યા અનુભવથી હું એટલો ડઘાઈ ગયો કે, મોડા આવવાનું કારણ કહી શક્યો નહીં. શિક્ષકની ખાતરી થઈ કે, હું રસ્તામાં રમ્યો હોઈશ. એટલે તેણે વધારે ધમકાવીને કાન આમળવાનો વધારે પ્રયોગ કરી મને ઊભો રાખ્યો. દશ વાગ્યે ઘેર ગયો ત્યારે મારી આંખમાં પાણી માય નહીં, કારણ પણ બોલી શકું નહીં. મારે આ નિશાળે જવું નથી, તે સિવાય હું કંઈ જ કહી શક્યો નહીં. ભાઈએ માન્યું કે હું ઢોંગ કરું છું. એટલે એ ખિજાયા. મારા વર્ગમાં એક પારસી વિદ્યાર્થી હતો. એ એક જ ગુજરાતી વિદ્યાર્થી ત્યાં હતો. તે બપોરે અમારે ઘેર આવ્યો અને શાળામાં બનેલી હકીકત ભાઈને તથા બાને જણાવી. બપોરે ભાઈ મારી સાથે નિશાળે આવ્યા. એમણે શિક્ષકને બહાર બોલાવી કાંઈક કહ્યું હશે. પછી મને વર્ગમાં બેસાડી તેઓ ચાલ્યા ગયા.

શિક્ષકે અંદર આવી મને એક બે ભૂંડી ગાળો દઈ કહ્યુ, 'બાપને ફરિયાદ કરે છે ખરુ ને? બાપની બીક બતાવતો હોઈશ હવે તો તારા ભૂકા જ કરી નાખીશ જોઉ તો ખરો, તારો બાપ મને શુ કરી નાખે છે તે' સાંજે જઈને આ વાત મે ભાઈને કરી બાને ખૂબ ગુસ્સો આવ્યો બીજે દિવસે મોડુ થયુ હોવાથી નિશાળે જવાની મે ઘેરથી જ ના પાડી પણ ભાઈએ ધમકાવીને મોકલ્યો શિક્ષકે ગાળોની સાથે મને વાંસામા મુક્કો માર્યો ઘેર આવ્યા પછી હુ પોક મૂકીને રડ્યો ભાઈએ પૂછ્યુ પણ હુ બોલી ન શક્યો એટલે પેલા પારસી વિદ્યાર્થીને બોલાવ્યો તેણે બનેલી બની હકીકત કહી ભાઈ હેડમાસ્તરને જઈને મળ્યા અને શિક્ષક ઉપર પણ ખૂબ ચીડ કાઢી મે હઠ પકડી કે, મને ઘેર ભણાવવો હોય તો ભણાવો, નહી તો મારે ભણવુ નથી ત્યાર પછી આંકોલાની શાળામા હુ ગયો નથી મુંબઈમા પણ મને મરાઠી નિશાળમા જ બેસાડ્યો ત્યાના શિક્ષક પણ અત્યારનાર શિક્ષા કરતા, અને ગાળો તો હોય જ શિક્ષા અમને અપમાનકારક લાગતી, અને ગાળો તો સહેવાતી જ નહી છેવટે બાનો મંદવાડ વધ્યો અને મરણ થયુ તેથી એ શિક્ષક અને શાળા છૂટ્યા

૫ શિક્ષકની ભૂંડી ગાળો મારાથી સહેવાતી નહી એ ખરુ, છતા ગાળોના સંસ્કાર મારા ચિત્ત ઉપર અસર કરવા લાગ્યા હતા

બાના મરણના થોડા દિવસ અગાઉથી મને કેટલાક નઠારા છોકરાઓની સોબત થઈ હતી એમ કહેવુ જોઈએ એમાના બેને ભૂંડી ગાળો દેવાની ટેવ હતી એકદરે મોઢેથી ગાળો બોલવાની ટેવ ન પડ્યા છતા મારા મનમા એની આવૃત્તિઓ થયા કરતી તેના ક્રિયાત્મક અર્થમાયે મારો વહેલી ઉમરે પ્રવેશ થવા માડ્યો હતો બારેક વર્ષની ઉમરે પેલા છોકરાઓની સોબતમા હુ કુટેવનો ભોગ પણ થઈ પડ્યો હતો એ કુસંસ્કારો મને મોટી ઉમર સુધી નડ્યા ક્ર્યા છે સ્વાસ્થ્ય ભોગવવાનુ મારા નસીબમાથી હમેશને માટે એ કુસંસ્કારોએ જ છેકી નાખ્યુ છે

પણ એમના પ્રત્યે આદર હતો એમની નિશાળ છોડ્યા પછી, મને એ સિહામણા લાગ્યા નહોતા

પણ ભણવા ઉપર અત્યત કટાળો ઉપજાવનાર આકોલાની મરાઠી શાળા હતી શિક્ષકોને ભૂડી ગાળો બોલવાની અને વિદ્યાર્થીઓને દેવાની ખરાબ આદત એ વખતમા સામાન્ય હતી એવી ગાળ અમને દેવાય ત્યારે અમારો જીવ કપાઈ જતો પણ ગાળો કરતા મારની માત્રા વધારે જોરદાર હતી જયુભાઈને એક વાર મરાઠી ચોથીમા એના શિક્ષકે નેતરથી માર્યા તેથી એને મનમા એવી ધાક પેસી ગઈ કે, ઘેર તાવ લઈને આવ્યા એ તાવ ઘણા દિવસ સુધી ઊતર્યો નહી

મરાઠી ત્રીજીમા હુ દાખલ થયો ત્યાર પછી, બીજે કે ત્રીજે દિવસે નિશાળે પહોચવામા મને જરા મોડુ થયુ ગુજરાતી શાળાઓમા નવા નિશાળિયાને નવ દહાડા તો નિયમભગ કરવાની છૂટ હોય છે પણ એ અધિકાર અહી છીનવી લેવાયો આવુ પૂછતા મને નિશાળે જતા મોડુ એટલા માટે થયેલુ કે, સવારના ચા દૂધ ધરાવ્યા વિના અમને તે મળી શકતુ નહી તેમા મોડુ થાય તો અમારે નિશાળે જતા પણ મોડુ થઈ જાય શિક્ષકે દાત પીસીને મારા કાન ખૂબ આમળ્યા આ અણધાર્યા અનુભવથી હુ એટલો ડઘાઈ ગયો કે, મોડા આવવાનુ કારણ કહી શક્યો નહી શિક્ષકની ખાતરી થઈ કે, હુ વગ્તામા રસ્જ્યો લોફર એટલે તેણે વધારે ધમકાવીને કાન આમળવાનો વધારે પ્રયોગ કરી મને ઊભો રાખ્યો દશ વાગ્યે ઘેર ગયો ત્યારે મારી આખમા પાણી માય નહી, મગજ પણ બોલી શકુ નહી મારે આ નિશાળે જવુ નથી, તે સિવાય હુ કઈ જ કહી શક્યો નહી ભાઈએ માન્યુ કે હુ ઢોગ કરુ છુ એટલે એ ચિડાયા મારા વર્ગમા એક પારસી વિદ્યાર્થી હતો એ એક જ ગુજરાતી વિદ્યાર્થી ત્યા હતો તે બપોરે અમારે ઘેર આવ્યો અને શાળામા બનેલી હકીકત ભાઈને તથા બાને જણાવી બપોરે ભાઈ મારી સાથે નિશાળે આવ્યા એમણે શિક્ષકને બહાર બોલાવી કાઈક કહ્યુ હશે પછી મને વર્ગમા બેસાડી તેઓ ચાલ્યા ગયા

શિક્ષકે અંદર આવી મને એક બે ભૂંડી ગાળો દઈ કહ્યું, 'બાપને ફરિયાદ કરે છે ખરુ ને? બાપની બીક બતાવતો હોઈશ હવે તો તારા ભૂકા જ કરી નાખીશ જોઉં તો ખરો, તારો બાપ મને શું કરી નાખે છે તે' આજે જઈને આ વાત મેં ભાઈને કરી. બાને ખૂબ ગુસ્સો આવ્યો. ત્રીજે દિવસે મોડું થયુ હોવાથી નિશાળે જવાની મેં ઘેરથી જ ના પાડી પણ ભાઈએ ધમકાવીને મોકલ્યો શિક્ષકે ગાળોની સાથે મને વાંસામાં મુક્કો માર્યો. ઘેર આવ્યા પછી હુ પોક મૂકીને રડ્યો ભાઈએ પૂછ્યું પણ હુ બોલી ન શક્યો. એટલે પેલા પારસી વિદ્યાર્થીને બોલાવ્યો. તેણે બનેલી બધી હકીકત કહી ભાઈ હેડમાસ્તરને જઈને મળ્યા અને શિક્ષક ઉપર પણ ખૂબ ચીડ કાઢી મેં હઠ પકડી કે, મને ઘેર ભણાવવો હોય તો ભણાવો, નહી તો મારે ભણવું નથી ત્યાર પછી આંકોલાની શાળામા હુ ગયો નથી મુબઈમા પણ મને મરાઠી નિશાળમા જ બેસાડ્યો ત્યાના શિક્ષક પણ અવારનવાર શિક્ષા કરતા, અને ગાળો તો હોય જ શિક્ષા અમને અપમાનકારક લાગતી, અને ગાળો તો સહેવાતી જ નહી છેવટે બાનો મંદવાડ વધ્યો અને મરણ થયુ તેથી એ શિક્ષક અને શાળા છૂટ્યા

૫ શિક્ષકની ભૂડી ગાળો મારાથી સહેવાતી નહી એ ખરુ, છતા ગાળોના સસ્કાર મારા ચિત્ત ઉપર અસર કરવા લાગ્યા હતા

બાના મરણના થોડા દિવસ અગાઉથી મને કેટલાક નઠારા છોકરાઓની સોબત થઈ હતી એમ કહેવુ જોઈએ એમાના બેને ભૂંડી ગાળો દેવાની ટેવ હતી એકદરે મોઢેથી ગાળો બોલવાની ટેવ ન પડ્યા છતા મારા મનમા એની આવૃત્તિઓ થયા કરતી તેના ક્રિયાત્મક અર્થમાયે મારો વહેલી ઉમરે પ્રવેશ થવા માડ્યો હતો બારેક વર્ષની ઉમરે પેલા છોકરાઓની સોબતમા હુ કુટેવનો ભોગ પણ થઈ પડ્યો હતો એ કુસસ્કારો મને મોટી ઉમર સુધી નડ્યા કર્યા છે સ્વાસ્થ્ય ભોગવવાનું મારા નસીબમાથી હમેશને માટે એ કુસસ્કારોએ જ છેકી નાખ્યુ છે

૬ મારા કાકાના એક દીકરાને ભૂંડી ગાળો બોલવાની ટેવ હતી જ્યારે મેં તે જાણ્યું ત્યારે મને સખત આઘાત લાગેલો સ્વામીનારાયણનો ધર્મ પાળનાર ભૂંડી ગાળો કાઢે એવું મારા સ્વપ્નમાંયે આવતું નહોતું મેં ધીરજ ધારીને એના મોટા ભાઈને વાત કરી આ કિસ્સાનું પરિણામ એ આવ્યું કે, હું ચાડિયો ગણાયો મારી સરખી ઉંમરના એ ભાઈઓએ મળીને રમતગમતમાંથી અને સાથે હરવાફરવામાંથી મારો બહિષ્કાર કર્યો લગભગ બે વર્ષ સુધી ઓછાવત્તા પ્રમાણમાં એ બહિષ્કાર ચાલુ રહ્યો મારે રમવું હોય તો મારી નાની બહેનો જ સાથી રહી શકે નમગો અને એ બધી બહેનોમાં મોટો તેથી એક રીતે એમની જોડે રમવું ફાવતું ખરું પણ કેટલીક છોકરીઓમાં રમવા યોગ્ય હું બાયલો ગણાતો એ રીતે પેલા ભાઈઓ મને ચીડવતા પણ ખરા આથી ક્યારે, તમારે બોલવું હોય તે બોલજો, પણ મને સાથે રાખો, એ મતલબનું સૂચન કરી મેં નમતું આપ્યું આ સોબતના વિપરીત પરિણામો અમે સર્વેએ ભોગવ્યાં અમારી સોબતમાં એક બીજે પણ જ્ઞાતિનો છોકરો હતો તેની ઉંમર તો જરાક જ વધારે હતી તેની સાથે રમવું મારે માટે મુશ્કેલ થઈ પડ્યું હતું

ઉપલા બહિષ્કારથી હું મૂંઝાયો ન હોત તો મને ઘણો ફાયદો થયો હોત આ સોબતનું પરિણામ મારા ચિત્ત ઉપર બહુ ભૂંડું આવ્યું જે ભૂંડા શબ્દો એ ભાઈઓ કદાચ એક ટેવ રૂપે જ બોલતા તે મારા મનમાં એના પૂર્ણ અર્થ સહિત અથડાતા જોકે એવા ભૂંડા શબ્દો બોલવાની મેં ક્વચિત જ હિંમત કરી હશે છતાં મનમાં તો ઘણી વાર હું એના ઉચ્ચાર કરતો વળી એના અર્થમાંયે ચિત્ત પ્રવેશ કરતું આ ઉપરાંત પણ એ કુસંગતિ મને ઘણી નડી છે

૭ આત્મારામ મામા, જેને અમે આતમામા કહેતા, તેઓ ૪૫ વર્ષની વયે બાના મરણ પહેલાં થોડા દિવસ અગાઉ જ ગુજરી ગયેલા એમના વચલા દીકરા ગોપાળભાઈને તથા મને એમની છેલ્લી ઘડી હતી ત્યારે સવારથી એક મિત્રને ત્યાં મોકલી દીધેલા બપોર પછી તે મિત્રના

પત્નીએ ગોકુળભાઈને કહ્યુ કે, 'ઘેર જા તારા બાપા તો ગુજરી ગયા ' આ સમાચાર સાભળી મને ખૂબ આનદ થયો અને હું હસવા લાગ્યો (ઉમર વર્ષ ૮) પણ ગોકુળભાઈની આખમાથી અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો મે અત્યાર સુધી કોઈ નિકટના સબધીનુ મરણ જોયુ નહોતુ માત્ર મરણ વિષે સાભળેલુ મારા આનદનુ કારણ એ હતુ કે, મે એમ સાભળેલુ કે માણસ મરી જાય ત્યારે ભગવાનના ધામમા જાય સ્વામિનારાયણ સ્વામીના ઉપાસકો તો મરતી વખતે ભગવાન જાતે તેડવા આવીને પોતાના ધામમા લઈ જાય એવી મારી દૃઢ શ્રદ્ધા હતી આથી મારા મનમા મરણનો પ્રસગ લગ્ન કરતાયે વધારે શુભ લાગતો મારી આ શ્રદ્ધા ઘણી મોટી ઉમર સુધી રહી હતી થોડા દિવસ પછી બાનુ મરણ થયુ અને પાંચ ૭ વરસ પછી જગુભાઈનુ મરણ થયુ તે વખતે, તેમ જ બીજા સગાઓના મરણ વખતે પણ મને દુ ખ થયુ નહોતુ હજી કોઈના મરણથી હજીયે બહુ દુ ખ થતુ નથી મરણનુ પ્રથમ દુ ખ મારા બનેવી મરી ગયા અને બહેન વિધવા થઈ (ઈ સ ૧૯૧૩) ત્યારે લાગ્યાનુ યાદ છે તે વખતે પણ બનેવીના મરણનુ દુ ખ નહોતુ એમનુ કાઈ અશુભ થયુ એવી લાગણી નહોતી પણ બહેનનુ અશુભ થયુ એનુ દુ ખ હતુ તે વખતે તો મારી ઉમર પણ બાવીસ ત્રીસ વર્ષની હતી મરણનો આ પહેલો આ ઘાત મને એટલો સાટવો હતો કે પાચ ૭ મહિના હુ માદો રહેલો અને ડૉક્ટરોને ક્ષયની બીક લાગેલી

આવુ નાના મરણ વિષેની મારી આનદ વૃત્તિ હુ છુપાવી શક્યો નહોતો મારા આનદથી ગોકુળભાઈને દુ ખ લાગ્યુ હતુ પણ એના રડવાનુ પ્રયોજન હુ સમજી શક્યો નહોતો જેમ તે દિવસે હુ હસતો જ રહ્યો હતો તેમ ત્રણ દિવસ પછી મારી બાનુ મરણ થયુ ત્યારે પણ હુ હસતો જ રહ્યો હતો જોકે, બને વખતે બીજાઓના રડવા કૂટવાનુ કપાત મારાથી ખમી શકાયેનુ નહી એ કપાતે મારી આખોમાથી આસુ સારેલા ખરા

૮ છેક બાળપણથી જ સ્વાભાવિક રીતે જ જીને ત્યાં જતો આવતો પણ જીની સાથેના સગપણનો ખ્યાલ સાત-આઠ વર્ષનો થયો ત્યાં સુધી મને નહોતો આવ્યો જીને ત્યાં જ્યારે જાઉં ત્યારે એમને એકલા રહેતા અને આખો દિવસ કામકાજ કરતા જોતો, તેથી મને એમની દયા આવતી મારી સાતમી વર્ષગાંઠને દિવસે જીને પગે લાગવા ગયો હતો જી રાંધતા કે સેવા કરતા હતા વર્ષગાંઠને નિમિત્તે દયાનો ઊભરો મને વધારે આવ્યો મેં કહ્યું 'જી તમારે બધું કામ હાથે જ કરવું પડે છે મદદ કરનારું કોઈ નથી અમારે ત્યાં બે છોકરીઓ છે (એક પાંચ વર્ષની અને બીજી ત્રણ વર્ષની નાની બહેનો) તમારે એકે નથી એકને તમે રાખી લો એને તે મદદ કરશે' જી હસ્યા અને કહ્યું 'હા ભાઈ, જરૂર મદદ કરે મોકલી આપજે પણ તેના કરતાં તું જ રહે તો?' મારી દયાની તો કસોટી આવી મારો ખ્યાલ એવો હતો કે, છોકરો શી રીતે ઘરકામમાં મદદ કરી શકે? એટલે મેં જવાબ આપ્યો, 'મને ક્યાં ઘરનું કામ આવડે?' ઘેર જઈને મેં બાને પાછી આ જ વાત કરી 'બા જીને એકલું લાગતું નહીં હોય? આપણે ત્યાં બે છોકરીઓ છે એક એને આપી દઈએ તો?' મારી દયા પરભારું પતાવવા પૂરતી હતી પણ તે વખતે એ વસ્તુ મારા ખ્યાલમાં નહોતી આવી પછી બાએ પૂછ્યું, 'હું જીની કોણ થાઉં તે તને ખબર છે?' મેં ના કહી ત્યારે બાએ કહ્યું, 'હું તો જીની દીકરી થાઉં' મારી બા જેવી મોટી સ્ત્રી કોઈની દીકરી થઈ શકે એ વાત મને આશ્ચર્યકારક લાગી થોડી વારે મેં કહ્યું 'ત્યારે તું જીની પાસે કેમ નથી રહેતી?' બાએ કહ્યું 'હું જી પાસે જાઉં તો તું એકલો રહીશ?' આ જરા કઠણ વાત હતી બા સાથે જવા તૈયાર થાઉં તો ભાઈને છોડવા પડે અને ભાઈની પાસે રહું તો બાને છોડવી પડે બધાએ સાથે કેમ ન રહેવું એવો ખ્યાલ તે વખતે ન આવ્યો કશો માર્ગ ન સૂઝ્યો એટલે મને યાદ છે તે પ્રમાણે જી માટેની મારી કરુણા ત્યાં જ શમી ગઈ પણ જી સાથેનું સગપણ જાણ્યું

મોટી સ્ત્રીઓની મર્યાદા સાચવવી એ ભાભીઓનો પરમ ધર્મ છે, એવી મારી માન્યતા હતી જે ભાભીઓ એ ધર્મ પાળવામા મારી દૃષ્ટિએ કસૂર કરતી માલુમ પડે તેમને શિક્ષા કરી ઠેકાણે લાવવી એ મારો દિયર તરીકે પરમ ધર્મ છે એમ મારા મનની પ્રતીતિ હતી!

૧૩ જમતી વખતે આગળા બગડે તે માટે હુ દાળભાત ખાતો નહી રોટલીને પણ દાળમા એટલે સુધી જ બોળતો જેથી આગળા ન ખરડાય ઠીક ઠીક મોટો થયો ત્યા સુધી ભાઈ કે નોકર ખવાડે તો જ ખાતો રમવામા પણ શરીર કે કપડા બગડે એવી રમત માટે મને પ્રેમ નહોતો

૧૪ માસીને ત્યા રહેતા હતા ત્યારે હોળીના તહેવારોમા એક વાર ગાડે અમે હવેલીમા થતી હોળીની લીલા જોવા ગયા હતા લાલ બાવાની હવેલીમા મે જે બીભત્સ પ્રકાર જોયો તેથી મને એવો સખત આઘાત પહોચ્યો કે, તે મદિરો અને તેના ભક્તો પરથી મારો ભાવ એકદમ ઊડી ગયો તે પછી લાલજીની હવેલીમા મે ફરી પગ મૂક્યો નથી

૧૫ અમે અંગ્રેજી શાળામા ભણતા ત્યારે બપોરે ખાવા માટે જમુભાઈને અને મને ગરમ પૈસા મળતા આ પૈસા વાપરી નાખવાને બદલે અમે તેમાથી થોડી બચત કરતા આવી બચતમાથી અમે એક એક શિક્ષાપત્રી એક રગની પેટી (કોગર કલર બૉક્સ) એ એક નામ પાળેલા પોપટ માટે પાજરુ હૉર્નોવેના પશુપખીના ચિત્રોનુ એક પુસ્તક વસાવ્યાનુ યાદ છે નાનુભાઈ (સૌથી મોટાભાઈ)ને આ પસદ નહોતું એમનુ કહેવુ એમ હતુ કે 'તમને ખાવાની જરૂર હોય છે માટે પૈસા આપવામા આવે છે એમાથી બચત કરવી એ બરાબર નથી તમારે ખાવાની જરૂર ન હોય તો પૈસા ન લેવા જોઈએ વળી બચાવેલા પૈસામાથી પણ પરવાનગી વિના તમારે ખર્ચ ન કરવો જોઈએ' અમે બે પૈસા લેવાનો અને તેનો અમને ફાવે તે ઉપયોગ કરવાનો અમારો રૂઢિપ્રાપ્ત હક સમજતા

૧૬ મોટાબાપા (મોટા કાકા) સાથેનો એક પ્રસગ મને યાદ રહી ગયો છે જગુભાઈ અને હુ મનાડમા એમને ત્યા રહેતા હતા અમારુ કાદાવાડીનુ ઘર કરજ કાઢીને ખરીદવામા આવ્યુ હતુ એ કરજનો બોજો ભાઈને તથા માનુભાઈને ચિન્તા કરાવતો હતો એટલુ સમજતો હુ થયો હતો મોટાબાપા પણ મલાડમા બગલો બંધાવતા હતા એમને પણ ધાર્યા કરતા વધારે ખર્ચ થયુ હશે તેથી, કે કાંઈ કરજ લેવુ પડ્યુ હશે તેથી કાંઈ ચિન્તા થતી હતી એક દિવસ સાજે ચા પીતા એ વિષે મોટાબાપાએ કંઈક ઉદ્‌ગાર કાઢ્યા મોટાઓની વાતમા વચ્ચે બોલવાની મારી ટેવને વશ થઈને મે કહ્યુ, જુઓને, ભાઈને પણ ઘરની બાબતમા ચિંતા લાગી પડે છે મોટા બાપાએ કહ્યુ 'હુ અર્ધો મૂરખ છુ અને તારો ભાઈ પૂરો મૂરખ છે' ભાઈ વિષે આવી એક વચનમા અને અપમાનભરી ભાષા સાભળી હુ ત્યાથી હળવેથી ઊઠી ગયો થોડી વારે જગુભાઈ અને હુ ફરવા ગયા મારા મનમા આ વાત ઘોળાયા કરતી હતી છેવટે મે કહ્યુ 'મોટાબાપા ભાઈને માટે આવુ ખરાબ બોલ્યા ' જગુભાઈએ કહ્યુ 'ગાડા એમા શુ થયુ? મોટાબાપાથી ભાઈને માટે એમ બોલાય એ તો ભાઈના મોટા ભાઈ થાય એમા કઈ ગાળનો હેતુ નહોતો બાનુભાઈ કે હુ તો મૂરખ નથી કહેતા?' મોટાબાપા અમારા મોટા બાપ થાય એ હુ જાણતો હતો પણ એ સબધ જગુભાઈ અને મારા જેટલો નિકટ ગણાય એવુ દર્શન નહોતુ થયુ હુ જગુભાઈની દલીલ સમજ્યો તોપણ મારા મનમા તે દિવસની મારી સમજ પ્રમાણે ભાઈને દેવાયેલી ગાળથી થયેલી વેદના ઘણા દિવસ ટકી ધાર્યા કરતા વહેલો હુ મલાડથી મમ્મઈ ચાલ્યો ગયો આ કારણથી આ કિસ્સો મારી સ્મૃતિમા રહી ગયો છે પછી તો એ વાત મારા મનમા નજીવી થઈ હતી અને ઘણીયે વાર મલાડ રહેવા જતો તે વખતે મારી ઉમર અગિયાર બાર વર્ષની હશે

૧૭ મોટાબાપા કેટલોક વખત ન્યાતના પટેલ પણ હતા તેને લીધે તેમને નાનામોટા શત્રુમિત્રો પણ થતા મશરૂવાળાનુ કુટુબ મોટુ

હતુ વળી જૂના મુમર્તાનામીઓની ઓથ, તેમને સારી હોવાથી મોટા
બાપાનો પક્ષ ન્યાતમા સારી રીતે સબળ થતો પણ એનો લાભ લઈ
મોટાબાપાએ કઈ પાછુ પગલુ ભર્યાનું કે કોઈને નડ્યાનુ સાભર્યુ નથી

૧૮ સં ૧૮૬૦ ના ફાગણ મહિનામા એક દિવસે અમારે ન્યાતમા
કોઈક જમવા જવાનુ હતુ જગભાઈને અને મને ન્યાતમા જવાનો
કંટાળો હતો કોઈ વાર પરાણે જમવા જતા પણ તે દિવસે વિશેષ આગ્રહ
ન કરાવતા જગભાઈ જમવા જવા તૈયાર થયા તે ટાણમા છોકરાઓ
કેવા ઘરેણા ગાઘ પહેરીને ન્યાતમા જમવા જતા એનુ વર્ણન ઉપર આવી
ગયુ છે જગભાઈ તે દિવસે જરા મનીમનીને હને ઘેર પી જમવા ઊપ ચા
જુના ઘર નીચે ગાનીની દુકાનના ઓટલાના મા ા ઉપર બીજા
છોકરાઓની રાહ જોતા થોડી વાર બેઠા દુકાનના માણસો પરિચિત
હતા એક પૂછ્યુ ઓહો જગભાઈ આજે તો તુ જમવા ચાલ્યો
હવે તુ પરણવાનો ક્યારે?" જગભાઈએ જવાબ આપ્યો મારા લગ્નમા
જ જાઉ છુ ને પેલાએ પૂછ્યુ એમ કોની સાથે? જગભાઈ
કહે ચિતાગૌરી સાથે ' પેલો માણસ ચિડાયો જમીને બારોબાર
જગભાઈ અમારે ઘેર સૂવા ગયા તે વખતે મુમર્તમા પ્લેગ જોરથી
ચાલતા હતા હુ માસીને ઘેર સૂતો હતા સભવિત છે કે અમારુ ઘર
રોગથી દૂષિત થયુ હશે એટલે જગભાઈનુ ઘેર સૂવુ હાનિકર નીવડ્યુ
હો । ખતથી જગભાઈએ સખ્ત વ્યાયામ કરીને પોતાનુ શરીર ખૂબ
સુધારેલુ હતુ નાનપણના રોગી અને અભ્યાસ માટે ઉત્સાહ વિનાના
જગભાઈ છેના નાના શરીરે તમ જ મને છેક પછડાઈ ગયા હતા
દોઢ મહિનામા ૭ મહિનાનો અભ્યાસ કરી મૅટ્રિના વર્ગમા દાખલ
થયા હતા

સવારે ઊઠીને ઘેર ગયો જોઉ છુ તો જગભાઈને તાવ આવેલો
હતો નાનાભાઈ (કિશોરલાલભાઈના બીજા મોટા ભાઈ) એમની શુશ્રૂષા
કરતા હતા નનાભાઈએ અને મે નિશ્ચય કર્યો કે જગભાઈને માસીને
ત્યા લઈ જવા માસીને ત્યા જઈ ડૉક્ટરને બોલાવ્યા દવા આપી

ઊલટીઓ પણ થઈ રાત્રે પાછા દાક્તરને બોલાવ્યા એમણે એનિમા આપી પાણી જેટલુ આપ્યુ તેટલુ પાછુ બહાર નીકળવા જ ન પામ્યુ તે વખતમા એનિમા એ નવી વસ્તુ હતી અને એ કોઈ રાક્ષસી ઉપાય છે એવી માન્યતા હતી વળી મદવાડ બહુ જ ગભીર હોય ત્યારે જ એનિમા અપાય છે, એમ સહુને વહેમ હતો દાક્તરે પ્લેગની શકા બતાવી અને પિતાશ્રીને તાર કરવા સૂચના કરી તાર મળતા જ પિતાશ્રી આકોલાથી નીકળ્યા મારીએ જગુભાઈની ખૂબ સેવાચાકરી કરી ચાર પાચ દિવસમા દાક્તરનુ અને દવાઓનુ ખર્ચ લગભગ રૂ ૩૦૦ થઈ ગયુ પણ એ બધુ એળે ગયુ (સ ૧૯૬૦ ના) ફાગણ વદ ૧૦ ને રાકનારે બપોરે ત્રણ વાગ્યે જગુભાઈએ પ્રાણ છોડ્યા તે વખતે એમને સત્તર વર્ષ પૂરા થવા આવ્યા હતા

એમના મરણના બે ત્રણ કલાક પહેલા હુ એમને જોઈ આવ્યો હતો. ભાન હતુ, પણ બોલાતુ નહોતુ જમણો હાથ ભુજા (biseps) આગળથી સૂજી ગયો હતો પોતાની પૂજાની મૂર્તિ (માણકી ઘોડી પર સહજાનદ સ્વામીની) સામે નજર ઠરેલી હતી એને ચરણસ્પર્શ કરવા ઇચ્છતા હતા પણ જમણો હાથ ઊચકવાની શક્તિ નહોતી ડાબે હાથે ચરણસ્પર્શ કરવાને હરકત નથી એમ પિતાશ્રીએ જણાવ્યાથી એ પ્રમાણે ચરણસ્પર્શ કરી પ્રણામ કર્યા સાધુ બ્રહ્મચારીઓને બોલાવવામા આવ્યા હતા તેમને પણ ડાબો હાથ ઊચકી પ્રણામ કર્યા અને ધોતિયા અર્પણ કર્યા આ બધુ જોઈ આવુ પવિત્ર મરણ, એમ મને થયુ મને પાછો છને ઘેર રવાના કર્યો પછી સ્મશાને લઈ જતા પહેલા નાનાભાઈએ છને ઘેર આવી અમને મરણના સમાચાર કહ્યા મારી સમજણ પ્રમાણે હુ રાજી થયો એક ભાઈ ઈશ્વરને ઘેર પહોચ્યો અને સુખી થયો પણ બીજા બાળકો એમના સ્વભાવ પ્રમાણે ખૂબ રડ્યા જમનીમાએ મારી પ્રસન્નતાનો ધિક્કાર કર્યો મારી બુદ્ધિ પ્રમાણે મે મારી શ્રદ્ધા સમજાવી મારી શ્રદ્ધા એમને બુદ્ધિમાન્ય હતી પણ લાગણીમાન્ય નહોતી ભાઈ જેવો ભાઈ ગયો તેનુ

દુખ ન થાય એનુ એમને આશ્ચર્ય થયુ પણ ભાઈ ઈશ્વરના ધામમા ગયો એ મારે મન તો હુ જાણે એને જાતે મૂકી આવ્યો હોઉં એવુ સત્ય હતુ સ્નાન કર્યા પછી સાજે અમે બાળકોએ જેટલા મોઢે હતા તેટલા આરતી ભજન વગેરે ગાયા

બીજે દિવસે ભાઈ તથા બાલુભાઈની સાથે હુ અકોલા ગયો જૂન મહિનામા હુ અકોલાથી પાછો આવ્યો આગગાડીમા એકલા આવવુ પડયુ અને નિશાળે પણ એકલા જવુ પડયુ મરણના દર્શન અને વિનાશથી જે વેદના નહોતી થઈ તે પહેલે દિવસે નિશાળે જતા થઈ હવે એકલો પડ્યો એ ભાન પ્રબલ થયુ જગુભાઈનુ નામ જુગલ હતુ મારુ નામ કિશોર સગાઓ હમેશા 'જુગલકિશોરની જોડી' એમ કહેતા, હવે એ જોડી તૂટી એમ પણ વારવાર કહેતા જોડી તૂટયાનુ ભાન મને પણ નિશાળે જતા થયુ અને જગુભાઈને માટે પહેલી વાર આખો ભીની થઈ

૬

## વિદ્યાભ્યાસ

આપણે જોઈ ગયા કે કિશોરલાલભાઈનુ પ્રાથમિક શિક્ષણ જુદી જુદી અનેક શાળાઓના થયુ હતુ પિતાશ્રીને વર્ષમા છ મહિના અકોલા અને છ મહિના મુબઈ રહેવાનુ થતુ હોવાથી કિશોરલાલભાઈ લગભગ દસેક વર્ષના થયા ત્યા સુધી એમને વર્ષની બે શાળા થતી વળી મુબઈમા એની એ શાળામા તેમને ફરી દાખલ થવાનુ મળતુ નહી માતુશ્રીના દેહાન્ત બાદ માગીને ઘેર રહેવા માડ્યુ ત્યાર પછી શાળાની થોડીઘણી સ્થિરતા થઈ જેથી અગ્રેજી પાયમા વાગ્યુ પછી જ શાળાંતર કર્યા વિનાનુ ભણતર તો થયુ

પ્રાથમિક શિક્ષણ પૂરુ થયા બાદ એમને ન્યૂ હાઈસ્કૂલમા અગ્રેજી પહેલી એનિમેન્ટરીમા દાખલ કરવામા આવ્યા અહી એમને બે આજીવન

મિત્રો મળ્યા — મંગળદાસ વિઠ્ઠલદાસ દેસાઈ તથા એમના મોટા ભાઈ ગોરધનદાસ. ત્રણે એક જ વર્ગમાં હતા. મંગળદાસ ભણવામાં બહુ હોશિયાર હોઈ પહેલો બીજો નંબર રાખતા. અને ગોરધનભાઈનો પણ ચોથો-પાંચમો નંબર રહેતો. કિશોરલાલભાઈએ લખ્યું છે કે "ભણવામાં ઉપરો નંબર મેળવવાની મને હંમેશાં હોંશ રહેતી. પણ હું દશની ઉપર ભાગ્યે જ આવી શકતો. મારો નંબર ઘણુંખરું દશ અને વીસની વચ્ચે રહેતો. આથી મંગળદાસ અને ગોરધનભાઈ મારે માટે ઉપાસ્ય વિદ્યાર્થીઓ હતા. પણ અમારી વચ્ચે ગાઢ મૈત્રી બંધાવાનું કારણ તો બીજું જ હતું." એ આપણે આગળના પ્રકરણમાં જોઈશું.

અંગ્રેજી ત્રીજું ધોરણ પસાર કર્યું ત્યાં સુધી જગુભાઈ અને કિશોરલાલભાઈ ન્યૂ હાઈસ્કૂલમાં ભણ્યા. ન્યૂ હાઈસ્કૂલ કરતાં ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં ફી કાંઈક ઓછી હતી. તે વખતે કુટુંબ બહુ આર્થિક ભીડમાં હોવાથી ખર્ચમાં કરકસર કરવાની દૃષ્ટિએ બન્નેને ગોકુળદાસ તેજપાલ હાઈસ્કૂલમાં મોકલવાનું વડીલોએ ઠરાવ્યું. કિશોરલાલભાઈ કહે છે કે "ન્યૂ હાઈસ્કૂલ છોડતાં મને અતિશય દુઃખ થયું. સ્કૂલ માટે મને અતિશય આદર અને ભક્તિ હતાં એ ઉપરાંત એ સ્કૂલ છોડતાં પ્રિય મિત્રોનો વિયોગ થતો એ પણ કારણ હતું." તે વખતે ન્યૂ હાઈસ્કૂલ મુંબઈમાં આગળ પડતી ગણાતી. તેના બે પ્રિન્સિપાલો મર્ઝબાન અને બરડા બહુ વિખ્યાત શિક્ષકો હતા. નીચલા ધોરણોમાં પણ તેઓ વર્ગો લેતા. કિશોરલાલભાઈ ગો૦ તે૦ હાઈસ્કૂલમાં બે જ મહિના ભણ્યા. તે વખતે એમને મલેરિયા તાવ લાગુ પડેલો હોવાથી બાપુભાઈ એમને પોતાની સાથે અકોલા લઈ ગયા. અકોલામાં ગવર્નમેન્ટ હાઈસ્કૂલમાં એમને દાખલ કરવામાં આવ્યા. ત્યાં અંગ્રેજી ચોથી અને પાંચમી ભણ્યા. ત્યાં મરાઠી ઉપરાંત થોડું ઉર્દૂ પણ શીખ્યા. મુંબઈ પાછા આવ્યા પછી ઑરિયેન્ટ હાઈસ્કૂલમાં અંગ્રેજી પાંચમા જુનિયરમાં દાખલ થયા. બે મહિના બાદ ત્યાંના પ્રિન્સિપાલને એમની હોશિયારીની ખાતરી થવાથી તેમણે એમને સિનિયરમાં દાખલ કર્યા. આમ એક સત્ર

બચવાથી મૅટ્રિક માટે આખું એક વર્ષ બચ્યું, અને સને ૧૯૦૫ના નવેમ્બરમાં તેઓ મૅટ્રિક પાસ થયા વર્ષ બચાવવાના લોભથી મશરૂવાળા, ગોરધનભાઈ તથા બીજા કેટલાક વિદ્યાર્થીઓ પણ ન્યૂ હાઈસ્કૂલ છોડી અંગ્રેજી ત્રીજામાં એસ્પ્લનેડ હાઈસ્કૂલમાં દાખલ થયા ત્યારથી તે એલએલ બી સુધી કિશોરલાલભાઈએ અને મશરૂવાળાએ સાથે જ અભ્યાસ કર્યો એસ્પ્લનેડ હાઈસ્કૂલનો ધ્યેયમંત્ર ખંત (પરસીવિયરન્સ) હતો કિશોરલાલભાઈ લખે છે કે "શાળાના એ ધ્યેયમંત્રને મે દિલથી અપનાવ્યો હતો"

મૅટ્રિક પાસ થયા પછી તેઓ વિલ્સન કૉલેજમાં દાખલ થયા એ કૉલેજ પસંદ કરવાનું કારણ એટલું જ હતું કે ત્યાં સ્કૉલરશિપ મળવાની ચોક્કસ ઉમેદ હતી ન્યાતના ફંડમાથી છાત્રવૃત્તિ મેળવવા માટે પણ એમણે અરજી કરેલી, અને માસિક રૂ ૨૫ની છાત્રવૃત્તિ મળેલી પણ ખરી પરતુ ન્યાતની છાત્રવૃત્તિ લેવામાં કુટુંબને નાનમ છે એવો સૌ વડીલોનો ખ્યાલ હોવાથી બે જ મહિના લઈને ન્યાતની છાત્રવૃત્તિ છોડી દીધેલી પણ એમને કૉલેજની છાત્રવૃત્તિ મળી તે ન મળી હોત તો અભ્યાસ ચાલુ રાખી શકવા જેવી મુદ્દતી સ્થિતિ નહોતી ત્યાંસ એમને નોકરી શોધવી પડત

કૉલેજ દરમ્યાન સાઇમનના નવા કરારની તથા મિશનરી પ્રોફેસરોના વ્યાખ્યાનોની પોતાની ઉપર અસર થયેલી એમ કિશોરલાલભાઈ કહે છે સસ્કૃતના અધ્યાપક ભડકમકર માટે એમને સૌથી વધારે પૂજ્યબુદ્ધિ હતી બીજા અધ્યાપકો પણ એમના પ્રત્યે પ્રેમ રાખતા કૉલેજ દરમ્યાનના પોતાના અભ્યાસ વિષે કિશોરલાલભાઈ લખે છે કે

> "શાળામાં હુ ભાગ્યે જ દસની ઉપર નબર રાખતો પણ કો જમા હુ બીજા કે પહેલા વર્ગમા જ આવતો એનુ મને આશ્ચર્ય થતુ ઇન્ટરમા હુ પહેલા વર્ગમા અને અમારી કૉલેજમા પહેલો આવ્યો હતો તેમ જ બીજી એલએલ બીમા હુ પહેલા વર્ગમા આવ્યો હતો પ્રિવિયસ વખતે એક વિદ્યાર્થી સાથે વાચનની હરીફાઈમા મે બહુ મહેનત કરી હતી

એટલી મહેનત ત્યાર પછીની કોઈ પરીક્ષા માટે મે નહી કરી હોય એમ લાગે છે છતા પરિણામ મેટ્રીકની પરીક્ષાના વધારે સારા આવ્યા. આનુ કારણ ઇન્ટરમાથી મને વાચવાની પદ્ધતિની સૂઝ પડી ગઈ એમ લાગે છે. પ્રિવિયસમા જે વિદ્યાર્થી સાથે હુ તથા મગનદાસ હરીફાઈ કરતા હતા એને શ્રમના પ્રમાણમા બહુ ફળ મળ્યુ નહી. કારણ એની રીત જ ખોટી હતી વિષયોની વારવાર પુનરાવૃત્તિ કરવી એટલે કે પાઠ્યપુસ્તકો વારવાર વાચ્યા કરવા એ એની ટેવ હતી પ્રિવિયસમા અમે એનુ અનુકરણ કરેલુ પણ ઇન્ટરમાથી અમે અભ્યાસની રીત તદ્દન બદલી નાખી અમે એવી રીતે વાચતા કે વિષયની ભાષા ભલે મોઢે ન ચડે પણ વિષયની સમજણ બુદ્ધિમા બરાબર ઠસી જાય. સામાન્ય રીતે મુખપાઠ કરવામા હુ બહુ કાચો છુ લાજનો સિવાયના સાહિત્યની ભાગ્યે જ લાગલગાટ ચાર, છ લીટીઓ મારે કંઠે હશે ગદ્ય તો મુદ્દલ નથી એમ કહુ તો ચાલે આથી મારો ભાષા ઉપર બહુ કાબૂ નથી એ સાચુ છે પણ વિષયના હાર્દમા ઊતરી તેનુ પૃથક્કરણ કરી બુદ્ધિમા ઉતારી લેવો એ મારી અભ્યાસની ટેવ છે તેથી પ્રમાણમા ઓછા શ્રમે હુ અભ્યાસ કરી શક્યો એમ મને લાગ્યુ છે પરીક્ષા જ જ્યા સુધી ધ્યેય હતુ ત્યા સુધી વિષયનુ શુ પ્રતિપાદન છે એટલુ જ આ રીતે જાણી લેતો પાછળથી હુ સમજ્યો કે લેખકનો અમુક વિષય ઉપર શો અભિપ્રાય છે એટલુ જ જાણી લેવુ એ પૂરતુ નથી એ કેવળ પોથીપાંડિત્ય છે પણ કોઈ મનોદશાને પરિણામે અથવા જીવન વિષેનો કયો પાયા ગ્રહી લીએ તો તે જ અભિપ્રાયો ધરે એ શોધીને સમજી લેવુ જોઈએ આથી કોઈ અનિરૂપિત વિષય ઉપર પણ એ લેખક કેવો અભિપ્રાય ધરાવે એ કલ્પી શકાય વળી તેની ખૂટી સાચી છે કે ખોટી એ વિચારી લેવાથી એના અભિપ્રાયમા વિચારશુદ્ધિ અથવા તો વિચારદોષ કેટલા છે એ પણ સમજી શકાય અલબત્ત જેને સ્વતંત્ર વિચાર કરવાની ટેવ હોય એટલે કે જેને પોતાના વિચારની કોઈ ચોક્કસ ખૂટી પ્રાપ્ત થઈ હોય તે જ આમ કરી શકે"

મને ૧૯૪૯મા એક મિત્રે તેમને પ્રશ્ન પૂછેલો કે 'તમને જીવન ભરનો દમનો વ્યાધિ હોવા છતા કામ કરી શકો છો અને બુદ્ધિની તેજસ્વિતા જાળવી શક્યા છો તેની ચાવી શી છે? શુ સાચવો છો તેથી આ શક્ય બન્યુ છે?' એનો કિશોરલાલભાઈએ આપેલો જવાબ,

પોતપોતાની શક્તિ પ્રમાણે તેમાં કાર્ય કર્યું. આખા ઘરનું વાતાવરણ તેથી ભરેલું થઈ ગયું.

ઇંગ્લંડની પાર્લમેન્ટના અહેવાલો છાપામાં આવતા તેના પર પણ વાતો અને ચર્ચાઓ ચાલતી. પરોણાનું મિત્રમંડળ પણ એમાં ભાગ લેતું. ડિઝરાયલી, ગ્લેડસ્ટન, ચર્ચિલ વગેરે શબ્દો હું સમજતો તો નહીં પણ તેના ઉચ્ચારો તે સમયથી જ મેં પકડી લીધેલા. ચર્ચાઓ ગુજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં ચાલતી. અમારું કુટુંબ સ્વામીનારાયણ સંપ્રદાયનું અને કેટલાક મિત્રો આર્યસમાજી વલણના હતા, અથવા ધર્મની બાબતમાં ઉદાસીન હતા. પૂ. કિશોરલાલકાકા જૂના વિચારના છે એવી માન્યતાને લીધે ગમે તે કારણસર એમના મિત્રો એમને ભક્ત ભક્ત કહેતા. પાછળથી શ્રી ને નામે જ તેઓ તેમને બોલાવવા લાગેલા.

સ્વામીનારાયણના મંદિરમાં દર્શને જવું એ અમારા કુટુંબનો એક નિયમ હતો. મુંબઈમાં તેઓ હતા તે દરમ્યાન અને તે પછી પણ ઘણા વખત સુધી એ નિયમ તેઓ હંમેશા ચુસ્ત રીતે પાળતા. સને ૧૯૧૦–૧૧માં હું અને કાકા પૂ. દાદા સાથે કેટલોક વખત વડતાલમાં રહેલા. તે વખતે સ્વામીનારાયણની પ્રસાદીનું એકએક સ્થાન તેઓએ મને સાથે લઈ જઈને બતાવેલું. દરેક સ્થાને મહારાજે કેમ પ્રસંગની લીલા કરેલી તે કહેતા અને તે સર્વ પૂર્ણ ભાવનાથી અને ભક્તિથી.

હવે પ્રસ્તુત વિષય ઉપર આવીએ. ઐચ્છિક વિષય તરીકે પદાર્થ વિજ્ઞાન અને રસાયણશાસ્ત્ર લઈ કિશોરલાલભાઈ ૧૯૦૯ના નવેમ્બરમાં બી. એ. પાસ થયા અને ૧૯૧૦ના જૂન-જુલાઈમાં એલએલ. બી. પાસ થયા. બી. એ. થયા પછી એલએલ. બી. થતાં વચ્ચે સમય નાગાનું મરણ એ હતું કે એમની નાની બહેન ગીરજી ઉર્ફે મણિ નમ્રી વિધવા થઈ. તેની અસર એમના શરીર ઉપર ઘણી થઈ. લગભગ આઠ મહિના તેઓ માંદા રહ્યા. અને ક્ષીણ તાવ તથા ઉધરસ લાગુ પડયાં. દાક્તરે ધાસ્તી બતાવી કે આમાંથી કદાચ ક્ષય લાગુ પડે. એમને સીધી એલએલ. બી.ની પરીક્ષા આપવાનો વિચાર છતાં બે મહિના રહ્યા ત્યારે માંદગી પડી. અશક્તિ વધતી જ

જતી હતી એટલે હવાફેર માટે જલગાંવ, આકોલા વગેરે જગ્યાએ ગયા પણ કાંઈ અસર ન થઈ. છેવટે વડતાલ જઈ એક વૈદનો દૂધ અને શેરડીનો પ્રયોગ ત્રણ મહિનો કર્યો તેથી તાવ તેમ જ ઉધરસ ગયાં.

એલએલ બી ની ટર્મ્સ ભરતા હતા તે દરમ્યાન જ ૧૯૧૦ના માર્ચમા તેમણે મહેતા અને દલપતરામ સૉલિસિટરોને ત્યાં આર્ટિકલ લીધા એ પેઢીના તેઓ પહેલા જ આર્ટિકલ્ડ ક્લાર્ક હતા તેથી બને સૉલિસિટરો તેમની પાછળ ખૂબ ધ્યાન આપતા અને કામકાજમા કેળવવા સારી રીતે શ્રમ લેતા. તેમને મૅનેજિંગ ક્લાર્કનુ કામ પણ સોંપવામા આવતુ. કિશોરલાલભાઈ લખે છે કે,

> "મહેતા શેઠ કડક સ્વભાવના ગણાય. એક ઍફિડેવીટ ઘડવામા મે બેદરકારીથી બે કેસમા આવતા લગભગ સરખા નામોનો ગોટાળો કરી ખોટા નામો લખી દીધા હતા એવી બેદરકારી સૉલિસિટરના ધધામા ચાલી જ ન શકે એ વિષે મને એમણે એટલો ઠપકો આપ્યો કે ત્રણેક કલાક સુધી હુ રડતુ ખાળી શક્યો નહોતો તેમણે મને કેળવવા પાછળ લીધેલી મહેનત વકીલાતના ધધામા મને બહુ મદદગાર થઈ હતી"

૧૯૧૩ના માર્ચ મહિનામા આર્ટિકલ્ડ ક્લાર્ક તરીકેની સૉલિસિટર તરીકેની ઉમેદવારી પૂરી કરી પછી જૂનમા એલએલ બી ની પરીક્ષા આપી અને તેમા પહેલા વર્ગમા ઉત્તીર્ણ થયા.

જતા તેમને સાદો પરંતુ વ્યવસ્થિત પોશાક પહેરવાની પહેલેથી જ ટેવ હતી સફેદ લાંબુ પાટલૂન તથા લાંબો પારસી ડગલો, બે ગલેર ટોપી તથા બૂટમોજા પહેરેલું એકવડું શરીર હજી મારી આંખો સામે આવીને ઊભું રહે છે. આ પોશાક તેઓ વકીલ થયા અને આફ્રિકામાં વકીલાત કરતા ત્યારેયે હતો અને સને ૧૯૧૭માં અમે આશ્રમમાં ગયા ત્યાં સુધી હતો આવો જ વ્યવસ્થિત પોશાક અમે બાળકો, હું તથા મારાં ભાઈબહેનો પહેરીએ એવો તેમનો હંમેશ આગ્રહ રહેતો. કોઈ પણ બાળક પહેરણ પહેર્યા વગર કે કોઈ બાળકી ફરાક પહેર્યા વિના ઘરમાં પણ ફરે એ તેમને ગમતું નહીં.

"તેઓ ટેબલ આગળ ખુરસીમાં બેસી અથવા ખંડમાં કે અગાસીમાં ફરતા ફરતા મોટેથી શુદ્ધ ઉચ્ચારણ સાથે વાચતા. તેઓ હંમેશ કહેતા કે, મોટેથી વાચીએ તો આપણું ધ્યાન એમાં જ રહે અને વાચેલું યાદ પણ રહી જાય. તેઓ પોતાની ઓરડીમાં એકલા એકલા મોટેથી જાણે ભાષણ આપતા અથવા ધીરે ધીરે પ્રવચન કરતા મને સ્મરણ છે કે એક વાર કેવળ અંગ્રેજી મૂળાક્ષરો 'એ'થી 'ઝેડ' સુધીના એવી છટાથી તથા જુદા જુદા ભાવો પ્રમાણે ભાર મૂકી બોલવા માંડ્યા કે જાણે એક ભાષણ ચાલતું હોય. આ સાંભળી પાડોશમાંથી મિત્રો કાંઈ ભાષણ છે કે શું એમ ધારી ત્યાં આવી પહોંચ્યા તેમણે આ પ્રમાણે પાંચસાત મિનિટ સુધી ભાષણ ચાલુ રાખ્યું, પછી કહે કે કેમ કેવું ભાષણ થયું? મેં તે તથા સર્વે હસી પડ્યા

"કાલાવાડીના ઘરમાંની બીજી વસ્તુ મને યાદ આવે છે તે ત્યાંનું ચર્ચાનું વાતાવરણ અમારા કુટુંબમાં ટિળક અને ગોખલે તરફ વલણવાળા બે પક્ષ હતા મારા પિતાશ્રી ગોખલેની બાજુ ખેંચતા તો મારા મોટા કાકાને ટિળકનો પક્ષ રુચતો પૂ. કિશોરલાલકાકાનું વલણ પ્રથમથી જ ગોખલે તરફ રહેલું પૂ. બાપુજી હિન્દુસ્તાનમાં આવ્યા ત્યાં સુધી આ જાતનું વલણ હતું. પાછળથી સ્થિતિ બદલાઈ ગઈ. ટિળક-ગોખલે એવો આગ્રહ ન રહ્યો અને બન્ને તરફ માનની દૃષ્ટિથી ત્રણે ભાઈઓ જોવા લાગ્યા. અમારે પણ તેમાં કહેવાનું તો નહોતું જ પણ પાછળથી તો તેમાં સમભાવ પેદા થયો. ત્રણે બંધુઓએ પ્રથમથી જ રાષ્ટ્રીય કાર્યમાં રસ લીધો તે પૂ. બાપુજી સાથેનો સંબંધ જેમ વધ્યો તેમ તેમ ત્રણેએ

## ૭

# બાલમિત્રો

કિશોરલાલભાઈએ પોતાના બાલમિત્રોની હકીકત પોતાના કુટુંબની સ્મૃતિઓમાં નોંધેલી હોઈ તે અહીં તેમના શબ્દોમાં જ આપી છે

'આકોલામાં અમારા કમ્પાઉન્ડમાં આપા નામનો એક ઘરડો હમાલ હતો. તેનો મોટો દીકરો દાદો એ લગભગ બાલુભાઈની ઉંમરનો હતો અને બીજો દીકરો હરિ એ લગભગ મારી ઉંમરનો હતો. મરાઠી શાળામાં એ મારા વર્ગમાં હતો. અમારા કમ્પાઉન્ડના પાછલા ભાગમાં આપાને રહેવા માટે જગ્યા આપેલી હોવાથી એ અમારી જોડે જ રહેતો એમ કહીએ તો ચાલે. હરિ મારો બાળમિત્ર હતો. અમારી બન્ને વચ્ચે ગાઢ પ્રીતિ હતી. મુંબઈથી આકોલા પહોંચતાની સાથે મારું પહેલું કામ ગૌશાળામાં જઈ નવા જન્મેલા વાછરડાવાછરડીને જોઈ આવવાનું અને એમની સાથે ઓળખાણ કરવાનું રહેતું. હરિ ઘણુંખરું ત્યાં જ મળતો. ત્યાં ન મળે તો બીજું કામ એની ઝૂંપડીએ જઈ હરિને શોધી કાઢવાનું થતું. આપાના મરી ગયા બાદ હરિની મા હરિને લઈને બીજી જગ્યાએ રહેવા ગઈ હતી. પાછળથી હરિ દાદા સાથે રહેવા આવ્યો હતો. જોકે દાદો જુદી જગ્યાએ ઝૂંપડું બાંધીને રહેતો હતો. છતાં જ્યારે પણ હું આકોલા જાઉં ત્યારે હરિ મળવા આવ્યા વિના રહેતો નહીં. હું બહુ અંગ્રેજી ભણેલો અને શેઠનો દીકરો હોવાથી પાછળથી હરિ મારી સાથે અદબથી વર્તવા લાગ્યો. પણ મારો એને માટેનો પ્રેમ જેવો ને તેવો જ રહ્યો હતો. હું ઊંચનીચના સંસ્કારોથી પર નહોતો, અને નીચી ગણાતી જ્ઞાતિના કે અસંસ્કારી લોકોમાં હું સહેજે ભળી શકતો નહોતો છતાં મારી અને હરિની વચ્ચે આવો પડદો નહોતો. હરિએ મોટો થયા બાદ પોતાનો બાપીકો હમાલીનો ધંધો દાદા સાથે કરવા માંડ્યો હતો. એનું શરીર બહુ મજબૂત અને કુસ્તીબાજ હતું. હું આકોલામાં વકીલાત કરવા ગયો ત્યાર બાદ મેં હોળીમાં સંમેલનની પ્રવૃત્તિ ઉપાડી હતી. એમાં એક વાર કુસ્તીની હરીફાઈ ગોઠવવામાં આવી હતી. સૌથી પહેલા ઊતરનારને પાઘડી આપવાની હતી. એ રમત રમાઈ રહી અને પહેલા આવનારનું નામ પોકારાયું ત્યારે જોઉં તો હરિ મારા પગમાં પડ્યો હતો. મારો

બાલમિત્ર હરિ પહેલો આવ્યો તેથી મને આનંદ તો બહુ થયો, પણ એ મારો લંગોટિયો ગોઠિયો મારા પગમાં પડે તેથી મને મારે પોતાને વિષે બહુ શરમ લાગી. મને એ અસહ્ય લાગ્યું આ પછી થોડા જ માસમાં હરિનો અને મારો કાયમનો વિયોગ થયો. આકોલામાં મરકી ફાટી નીકળી અને દાદો તથા હરિ હમાલો માટે ઉઘાડેલા દૂરના એક કેમ્પમાં રહેવા ગયા. ત્યાં હરિને મરકીની ગાંઠ નીકળી. એના મંદવાડના સમાચાર મને મળ્યા પણ હું મળવા જઈ શકું તે પહેલાં એ દેહ છોડીને ગયો. બીજે દિવસે દાદો મારી પાસે આવી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગ્યો તે પરથી હું મારા મિત્રના મરણના સમાચાર પામી ગયો."

બીજા બે મિત્રો તે મંગળદાસ અને ગોવર્ધનભાઈ. તેમને વિષે તો વિદ્યાભ્યાસવાળા પ્રકરણમાં આવી ગયું છે. કિશોરલાલભાઈ માં લખે છે કે :

"ન્યૂ હાઈસ્કૂલની પાછળી બાજુએ એક નાનકડું બારણું હમેશાં બંધ રહેતું. તેમાં પેસવાને બે ત્રણ પગથિયાં હતાં તેના ઉપર બે ત્રણ છોકરા બેસી શકે. એક દિવસ મંગળદાસ, એક બીજો વિદ્યાર્થી અને હું એ પગથિયા ઉપર બપોરની છુટ્ટીમાં બેઠા હતા. બાળકોને મહત્ત્વની લાગે એવી એકબીજાના સુખદુઃખની વાતો અમે ચડ્યા. મંગળદાસે પોતાના જીવનની વાતો કહેવા માંડી. એના માતપિતા બાળપણમાં ગુજરી ગયા હતા. બાળપણમાં મા અને બાપ બન્ને વિનાના થવું એ મને અતિશય કરુણ, વિરલ અને આઘાતજનક લાગ્યું. તે દિવસની વાતની મારા ઉપર મંગળદાસે કલ્પી નહીં હોય એવી તીવ્ર અસર થઈ. હોશિયાર વિદ્યાર્થીઓ તરીકે એ બને ભાઈઓએ મારા મનમાં આદરનું સ્થાન લીધું જ હતું. તેમાં તેમની આ કમનસીબ સ્થિતિને લીધે તેઓ મારી કરુણા અને પ્રેમના પાત્ર બન્યા. એ મિત્રો તો મારા જ એમ મેં મારા મનમાં નિશ્ચય કર્યો. એમને મેં મારા ભાઈઓ કરતાં પણ ઊંચું સ્થાન મારા હૃદયમાં આપ્યું ધીમે ધીમે એમણે એ સ્થાન પર એવો કબજો કર્યો કે મારી ભક્તિ સહજાનંદ સ્વામી, પિતાથી અને એ મિત્રો એમાંથી કોના પ્રત્યે વધારે છે એનો નિર્ણય હું કરી શકતો નહીં. એવી મૈત્રીથી ઈશ્વરનો અને પિતાનો દ્રોહ તો નથી થતો, એવો પ્રશ્ન વારંવાર મારા દિલમાં ઊઠતો અને મને મૂંઝવણ થતી

વચ્ચેનાં ત્રણ વર્ષ બાદ કરતાં મગનદાસ અને હું એલએલ.બી. થયા ત્યાં સુધી સાથે જ રહ્યા મગનદાસે મને પોતાના સુખદુઃખની વાતોનો ભાગીદાર બનાવ્યો તેથી એ બે ભાઈઓમાં મગનદાસ મારો વિશેષ મિત્ર ગણાય એ સ્વાભાવિક હતું મારા હૃદયમાં પણ એણે સમાન ભાવનું અને ગોરધનભાઈએ વડીલનું સ્થાન લીધેલું મારા સુખદુઃખની વાતોનો એ પહેલો શ્રોતા અને ભાગીદાર બનતો સને ૧૯૦૭-૮માં જ્યારે અમારું કુટુંબ બધી બાજુથી આર્થિક મૂંઝવણોમાં સપડાયું હતું મારી વરસગાંઠને દિવસે જ અમારું દેવાળું નીકળશે એવી ધાસ્તી લાગતી હતી ત્યારે મગનદાસ જ મારા મનનો ભાર હળવો કરવાનું સ્થાન હતો પોતાના તોફાની અને ઉમંગી સ્વભાવથી મને પ્રસન્નચિત્ત રાખી એ આશા અને ઉત્સાહ આપતો શુદ્ધ મિત્રલાભ એ જીવનનો મોટો લહાવો છે અને તે બાળપણમાં જ વિશેષ પ્રાપ્ત થાય છે એવો મારો વિશ્વાસ આ મૈત્રીમાંથી બંધાયેલો છે બાળપણમાં આવી અકૃત્રિમ મૈત્રીનો મને લાભ થયો ન હોત તો મોટપણે જે કાંઈ મિત્રતા હું અનેકની સાથે બાંધી શક્યો છું તે બાંધવા શક્તિમાન થયો હોત કે કેમ એની મને શંકા લાગે છે

આ બન્ને ભાઈઓ સાથે કિશોરલાલભાઈની ગાઢ મૈત્રી આજન્મ રહી મગનભાઈ અત્યારે મુંબઈ હાઈકોર્ટમાં બૅરિસ્ટર છે થોડો વખત હાઈકોર્ટના જજ પણ થયેલા અને ગોરધનભાઈ સર હરકિસનદાસ હૉસ્પિટલના પ્રાણસમાન એક સ્થાન છે

કિશોરલાલભાઈની મૈત્રી ભાવના વિષે ભાઈ નીલકંઠ લખે છે કે

મૈત્રી કરવી તે ચાલુ રાખવી અને નભાવવી તેની હથોટી તેમને એવી હાથ લાગેલી કે પ્રથમ કુટુંબના પાડોશીઓ અને શાળાના ગોઠિયાઓ પછીથી આશ્રમવાસીઓ નવજીવન મંડળ અને છેલ્લે સાર્વજનિક કાર્યમાં અનેક સ્નેહી થયા તે દરેકના ખબરઅંતર રાખવા દરેકને યથોપાત્ત મળાય તો મળવું ન મળાય તો પત્રથી તેમની ભાળ લેવી એ તેઓ એટલા ઉમળકા અને ઉત્સાહથી કરતા કે તેમની કાયમની બીમાર પ્રકૃતિને એ વસ્તુ અમુક અંશે ભારરૂપ ગણાય પણ એમણે એ વસ્તુને કદી ભારરૂપ માની નથી. એ જ એમના જીવનની એક કળા સુવાસ અને ફોરમ હતી



શ્રી ગોમતીબહેન

## ૮.

# ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ

કિશોરલાલભાઈનું વેવિશાળ નક્કી કરવામાં એમનાં માસીનો ઘણો ભાગ હતો. એમણે જ કિશોરલાલભાઈને માટે ગોમતીબહેનને પસંદ કર્યાં હતાં. કિશોરલાલભાઈનો વિચાર અવિવાહિત રહેવાનો હશે એમ લાગે છે. પણ એ બાબત એમણે પાકો નિશ્ચય કરી લીધો હોય એમ જણાતું નથી. કિશોરલાલભાઈને પંદર વર્ષ પૂરાં થઈ ગયેલાં હતાં. કૉલેજના પહેલા વર્ષમાં તેઓ હશે, તેવામાં માસીએ એક દિવસ કિશોરલાલભાઈને પાસે બેસાડી ગોમતીબહેનના ગુણ વર્ણવવા માંડ્યા. કાળી નથી, ઉંમરે નાની છે, તારા ભણવામાં ખલેલ નહીં પાડે, એમ કહી માતોચિત કોમળતા અને લાડથી એમણે વાતની રજૂઆત કરી અને વિવાહની ના ન પાડવા સમજાવ્યું. કિશોરલાલભાઈ લખે છે કે "હું માસીના લાડથી લેવાયો અને અવિવાહિત રહેવાનો મારો મનોરથ છોડી મેં સંમતિ આપી." પણ બાલુભાઈએ વિવાહ નક્કી કરી નાખવાની સામે વાંધો લીધો. એમણે કહ્યું કે, "પિતાશ્રીની સંમતિ મળ્યા સિવાય મારાથી આવી જવાબદારી લઈ શકાય નહીં. હું પિતાશ્રીને લખીશ અને જવાબ આવી ગયા પછી આપણે આગળ વાત કરીશું." માસીએ તો ગોમતીબહેનનાં માતુશ્રી સાથે મળીને ચાંલ્લા કરવાનો દિવસ પણ નક્કી કરી રાખેલો. પણ બાલુભાઈએ વાંધો કાઢ્યો એટલે નક્કી કરેલે દિવસે ચાંલ્લા થવાનું અટક્યું. પછી તો એ વાત લગભગ એક વર્ષ લંબાઈ. દરમ્યાન ગોમતીબહેનનાં માતુશ્રી પોતાનો મનોરથ પાર પાડ્યા વિના ગુજરી ગયાં. ગોમતીબહેનના પિતાશ્રી તો તે પહેલાં ગુજરી ગયેલા હતા. છેવટે સં. ૧૯૬૩ (ઈ. સ. ૧૯૦૭)ના મહા મહિનામાં કિશોરલાલભાઈનું વેવિશાળ નક્કી થયું. ત્યાર પછી

લગ્ન પહેલા હમેશા હુ વિવાહિત જીવનનો નિષેધ કરતો એ આદર્શ સ્થિતિ નથી એમ કહેતો બાકુભાઈના એક મિત્ર મારા એ વિચારો ફેરવવા માટે મારી સાથે ઘણી વાર ચર્ચા કરતા ત્યારે હુ કહેતો કે તમારા બધાના જીવન હુ જોઉ છુ એમા કશુ આકર્ષક તત્ત્વ મને દેખાતુ નથી કોઈ આદર્શ દપતી મારા જોવામા આવતા નથી મારા આ વિચારોમા પાછળના અનુભવથી શો ફરક પડયો નથી જેને સામાજિક કાર્યમા સેવાપરાયણ જીવન ગાળવુ છે તેણે લગ્નનો મોહ છોડવો જોઈએ એમ હુ માનુ છુ મારી આવી સલાહ ઘણા માબાપોને રુચિકર લાગતી નથી પરણીને શુ દેશસેવા નથી થઈ શકતી ? ગાધીજી તમે બધા પરણ્યા છતા દેશકાર્યમા પડયા જ છોને એમ તેઓ દલીલ કરે છે પણ મારા મનને હમેશા લાગ્યુ છે કે એ બધા પરણ્યા ન હોત તો તેમની સેવા વધારે કીમતી થાત આની બીજી બાજુનો પણ મને સારી પેઠે અનુભવ છે અવિવાહિત દેશસેવકોમા લીધેલા કાર્યને માટે જવાબદારીની ભાવના અને તેને વળગી રહેવાની દૃઢતા મારા જોવામા વિરલ આવી છે લાંબો વખત ચાલનારા કાર્યો એમને વિશ્વાસે નથી મૂકી શકાતા એવો પણ અનુભવ થયો છે વિવિધ સ્વભાવના માણસો સાથે હળીમળીને રહેવાની લાયકાત એમનામા ઓછી જોવામા આવે છે ઘણી વાર એમનામા એકલપેટાપણુ ખૂબ હોય છે આવા બધા દોષો ઘણા અવિવાહિત સેવકોમા દેખાય છે મારા પણ ગૃહસ્થના ગુણોવાળો માણસ અવિવાહિત હોય તો વધારે ઉપયોગી થયો કરી શકે એ મારો ખ્યાલ ગયા નથી

ગોમતીને વધારે વિદ્યાપ્રાપ્તિની હોશ હમેશા રહેલી છે પણ તે અપૂર્ણ જ રહી છે શરૂઆતમા અભ્યાસ કરવા કરાવવાના પ્રયત્નો થયા પણ જેમ મારો વ્યાયામ કરવાનો કાર્યક્રમ કદી બરાબર ચાલી શકયો જ નથી તેમ એનો અભ્યાસ કરવાનો કાર્યક્રમ કદી નિર્વિઘ્ન ચાલી શકયો નથી અને માટે મારી ઉપર એણે પોતાની પ્રત્યે બેદરકારીનો આક્ષેપ હમેશા મૂક્યો છે મારો બીજો આક્ષેપ એવો રહેલો છે કે શરૂઆતમા બોગ ખ્યાલને વશ થઈ એણે મારો શીખવવા વિષેનો ઉત્સાહ ભાગી પાડયો હવે જે વિષયો એ શીખવા ચાહે છે તે શીખવા માટે એણે જે શ્રમ કરવો પડે તેના શ્રમના પ્રમાણમા એને જે જ્ઞાન મળે તેથી જીવનનો કશો ઉત્કર્ષ થઈ શકે નહી અને ન શીખવાથી જીવનનો

કરો ઉત્કર્ષ અટકી પડે એમ પણ નથી, એવી મારી પ્રતીતિ થયેલી હોવાથી જોકે એની ઇચ્છાને વશ થઈ હુ શીખતુ છુ ખરો પણ એ શીખવાની જરૂર છે એવો આગ્રહ કબૂલ કરી શકતો નથી ”

કિશોરલાલભાઈનો શાન્ત અને વિવેકી સ્વભાવ જોતા ઘણા એવી અપેક્ષા રાખે કે એમના ગૃહસ્થાશ્રમમા કદી કજિયો કંકાસ તો હતા જ નહી હોય પણ જો એમ જ હોય તો તો એમનો ઘરસસાર સાવ અલૂણો ગણાય થોડુ નિમક જેમ ખોરાકને સ્વાદિષ્ટ બનાવે છે તેમ કોઈ કોઈ વાર પતિપત્ની વચ્ચેની નાની તકરારો એમના ઘરસસારને વધુ મીઠો બનાવે છે કોઈ કોઈ વાર તકરાર કાઈક તીખી થઈ ચટણીની ગરજ પણ સારે છે પણ એમના ઘરસસારમા આવા પ્રસગો ઘણા ઓછા અને ટૂકા બનતા એકદરે એમના ઘરસસારનું વાતાવરણ પ્રસન્નતાનુ અને સહકારનુ રહેતુ બાપુજીએ સ્ત્રીઓને જેમ રસોડામાથી બહાર આણી તેમ પુરુષોને પણ ઘરકામમા સ્ત્રીઓને મદદ કરવાનુ શીખવ્યુ જોકે, એમ કહી શકાય ખરુ કે સ્ત્રીઓ કરતા પુરુષોએ બાપુનુ શિક્ષણ પ્રમાણમા કઈક ઓછુ જીવનમા ઉતાર્યુ હશે કિશોરલાલભાઈએ તો પોતાના જીવનમા એ બરાબર ઉતાર્યુ હતુ રાધવામા, પાણી ભરવામા કપડા ધોવામા વાસણ માજવામા એવા એવા ઘરના નાનામોટા કામોમા એ બરાબર ભાગ લેતા એ પોતે, ગોમતીબહેન તથા એમની સાથે રહેતા એમના બે ભત્રીજા ભાઈ નીલકઠ તથા ભાઈ સુરેન્દ્ર પોતપોતાના ગજા પ્રમાણે મોટાનાના વાસણ લઈ રોજ પાણી ભરવા જાય, નદીએ બધા સાથે કપડા ધોવા તથા વાસણ માજવા જાય એ દશ્ય આશ્રમમા ધ્યાન ખેંચે એવુ થઈ રહેતુ

એ વિષે ભાઈ નીલકઠ લખે છે

પૂજ્ય કાકા સાબરમતી નદીમા નાહી કપડા ધોઈ તે ખભા પર નાખી કેરાજ ધોતિયુ પહેરેલા, પાણીની બહેડી બા રી માથે ઊંચકી ચડતા હોય, દમ ધીરે ધીરે ચાલતો હોય પાછળ હુ તથા પૂ ગોમતી કાકી હોઈએ એ દશ્ય તો મારી આખ આગળથી આજે સાડત્રીસ પાત્રીસ વર્ષે ખસી શકતુ નથી તે સમય તેમનું શરીર એકવડુ હતા ૯૦ ગ્રામ

એવુ હતુ પણ નાનપણથી કામ કશુ કરેલુ નહી છતા કામ કરવાનો નિશ્ચય હતો એટલે તેઓ કરે જતા અમારા ઘરમા જૂની રીત હતી કે શૌચ જઈ આવીને સ્નાન કરવુ જોઈએ એટલે કોઈ વાર ઉનાળામા પણ ખરે બપોરે અમે નદીએ નાહવા જતા આ માટે આશ્રમમા નાના મોટા બધા અમારી મશ્કરીઓ પણ કરતા પાછળથી પ[illegible]ના [illegible]નાથજી સાથે સમાગમ થયો અને જ્યારે એમને સમજાઈ ગયુ કે આવી રીતે સ્નાન કરવુ એ કાઈ ધર્મનો ભાગ નથી એટલે તુરત જ આ સર્વ છૂટી ગયુ ધીરે ધીરે અમારા ઘરમાથી સૌએ એ છોડી દીધુ આથી કોઈ અસ્વચ્છતા અમારા ઘરમા પેઠી હોય એવુ મને જણાયુ નથી મને તો લાગે છે અને પ[illegible] કોઈક વાર હેતા એને લીધે તો અમે કોઈ કોઈ વાર શૌચ જવાનુ આળસ કરતા તે ચાલી ગયુ એટલો લાભ થયો

૧૯૨૫ પછી તેઓ સાબરમતી આશ્રમમા નામો નખત રહ્યા નથી અને ત્યાર પછી બન્નેની તબિયત પણ સારી રહી નથી એટલે કામ કરનારની મદદ તેમને લેવી પડી છે ત્યારથી ઉપર જોવા [illegible] પણ બધ થયા છે

એમના ગૃહસ્થાશ્રમનુ મુખ્ય અગ અતિથિસત્કાર અને પરસ્પરની સેવાશુશ્રૂષા એ ગણાય

બન્ને મધ્યમના મા[illegible] રહેતા હોવા છતા બન્નેએ પોતાનો હસમુખો અને વિનોદી સ્વભાવ બરાબર જાળવી રાખેલો કિશોરલાલભાઈ તો અતિશય યાતના વેઠતા હોય ત વખતે પણ ઘણીક વાર તો પોતાને ભોગે પણ વિનોદ કરવાનુ ચૂકતા નથી એમને ઘેર મહેમાનને કદી પારકા જેવુ લાગતુ નથી એ એમના કુટુંબની જૂની પરપરા છે

મળવા આવનારનો તેઓ હમેશા બહુ પ્રેમથી સત્કાર કરતા એ વિષે ભાઈ નીનક[illegible] લખે છે કે

> કોઈ પણ પરિચિત વ્યક્તિ મળવા આવી કે તે વડીલ હોય તો તરીને ઊભા થયા જ છે સાથે વળાવા જવાના જ પોતાની પ્રકૃતિ સારી ન હોય તોપણ પાછળ મૂકવાયે જવાના જ સાન્તાક્રુઝમા ઘેર રહેતા

ત્યારે શ્રી ઍર, મોરારજીભાઈ, વૈકુંઠભાઈ કે રામેશ્વરદાસ બિરલા આવ્યા હોય કે પછી કોઈ એમના જૂના મિત્ર કે કુટુંબના માણસોમાંથી કોઈ આવ્યું હોય અથવા કોઈ નવીન જ નાનીમોટી વ્યક્તિ આવી હોય ત્યારે તેઓ આ બધું વિધિસર કરવાનું કદી ચૂકતા નહીં તેથી પડેલા શ્રમને લીધે પાછળથી તેમને કદીયે પીડા ભોગવવી પડતી સ્વામી આનંદ, નરહરિભાઈ, મહાદેવભાઈ કે કાકાસાહેબ, એમાંથી કોઈ મળે તો તો ખૂબ પ્રેમથી ભેટતા પૂ બાપુજી, પૂ નાથ કે વડીલ બન્ધુ આવે ત્યારે પગે લાગતા આ વખતના દૃશ્ય જૂના લોકોના શબ્દોમાં કહીએ તો દેવદુર્લભ બનતા નાનાઓમાં મને અને ચિ શાંતિને તેઓ આશીર્વાદ આપતા ત્યારે વળી વાર છાતીએ ભીડી પણ લેતા અમને તે વખતે એમની જે હૂંફ મળતી તે કદી વીસરાય એવી નથી

"મુંબઈમાં અમારે ત્યાંનો જૂનો ઘાટી રામભાઉ, સુંદરીબાઈ નામે બાઈ કે સુ ગોરધનભાઈને ત્યાંના રામાને કે મહારાજને સર્વેને તેઓ પ્રેમભાવે મળતા, અને કુશળ સમાચાર પૂછતા બાળપણમાં ઘરના નોકર ચાકર પ્રત્યે હલકી દૃષ્ટિએ જોતા, એ તેમણે ઘણી વાર વર્ણવ્યું છે બાપુ એ બધી ભૂલો તેમણે પાછળથી ધોઈ નાખી અને માનવીમાત્ર પ્રત્યે સમાન ભાવ કેળવવા પૂર્ણ પ્રયત્ન કર્યો"

બીજાને ઘેર મહેમાન હોય ત્યારે પણ પોતાના યજમાનને ઓછામાં ઓછી અગવડ પડે એવી બન્ને કાળજી રાખતા, એટલું જ નહીં પણ ગોમતીબહેનનો તો એવો સ્વભાવ છે કે યજમાનના ઘરમાં ગયા પછી યજમાનની પણ બધી સગવડ સચવાય છે કે નહીં એની જાતે કાળજી રાખે

બાપુની દેખરેખ નીચે સને ૧૯૨૬ના આરંભમાં એક વાર ગોમતી બહેને પંદર ઉપર દિવસના ઉપવાસ કરેલા તે વખતે કિશોરલાલભાઈ એમની જે ચાકરી કરતા તે દૃશ્ય અદ્ભુત હતું કિશોરલાલભાઈને એક વાર તાવ આવેલો ત્યારે બાપુએ તેમને ઉપવાસ કરાવેલા એ દિવસોમાં તાવ તો ગયો પણ ત્યાર પછી એવી અશક્તિ આવી ગઈ કે લગભગ આઠ મહિના સુધી તેઓ પહેલાં જેવું કામ કરી શકતા નહીં બન્નેને ઉપવાસના આ અનુભવ થયા પછી તેઓ એવા અભિપ્રાય

ઉપર આવ્યા હતા કે કુદરતી ઉપચાર કરવાનું શ્રીમંતને જ પોસાઈ શકે ગરમ પાણીના બાથ લેવા, વારંવાર માટીના પાટા મૂકવા અને દર્દીને લાંબો વખતે પૂર્ણ આરામ આપવો એ બધુ સાધારણ સ્થિતિના માણસને પોસાય નહી બાપુજી એમની સાદગી માટે કુદરતી ઉપચાર લેવાનું કિશોરલાલભાઈને ઘણી વાર કહેતા, પણ જેનો સહેલાઈથી અમલ થઈ શકે એવી વાત સિવાય બીજા ઉપચાર તેઓ કરતા નહી

બન્ને એકમીજાની સેવાચાકરી કરતા, પણ ગોમતીબહેનને કિશોરલાલભાઈની સેવા કરવાના પ્રસંગો જ વધારે આવતા અને સેવા કરતા કરતા તેઓ બરાબર તાલીમ પામેલી નર્સ જેવા બની ગયા હતા દર્દી માગે તે પહેલા દર્દીની જરૂરિયાત કળી લઈને દર્દીને જોઈતી વસ્તુ બરાબર હાજર રાખવી, વખતસર ખોરાક તથા દવા આપવી એ બધાથી તેઓ ખૂબ ટેવાઈ ગયા હતા કોઈ કોઈ વાર આખી રાતના પણ ઉજાગરા થતા આવુ બધુ કષ્ટ વેઠતા છતા તેમનો ચહેરો હમેશા હસમુખો જ જોવામા આવતો કિશોરલાલભાઈની સેવા કરવા ઉપરાત બીજા કામોમા પણ તેઓ કિશોરલાલભાઈને મદદ કરતા કિશોરલાલભાઈ માંદા હોય તે વખતે આવેલી ટપાલ તેમને વાચી સભળાવતી તેઓ લખાવે તે પ્રમાણે જવાબો લખતા, કાગળોની નકલો કરવી કાગળો ફાઈલ કરવા, વગેરે કામ કરી તેઓ મંત્રીની પણ ગરજ સારતા આ ઉપરાત કિશોરલાલભાઈના નિરંતર વિકસતા જતા વિચારોને તેઓ સમજતા અને અનુસરવા પણ પ્રયત્ન કરતા આમ તેઓ સાચા અર્થમા સહધર્મચારિણી હતા પોતાનુ 'ગાધી વિચારદોહન' પુસ્તક કિશોરલાલભાઈએ ગોમતીબહેનને અર્પણ કરતા લખ્યુ છે કે, 'જેની કાળજીભરી શુશ્રૂષા વિના આ પુસ્તક લખવુ અને પૂરુ કરવુ કઠણ થયુ હોત તે પ્રિય સહધર્મચારિણીને' એ પૂરેપૂરુ યથાર્થ છે કિશોરલાલભાઈના એક નિકટના મિત્રે વાતવાતમા એક વાર કહેલુ કે, ખરેખર એ તો કુ સવારે ઊઠીને પગે લાગવા જેવુ છે

ડિસ્ટ્રિક્ટ જજ ઉપર તેમ જ વકીલમંડળ ઉપર સારી છાપ પડી અને પરિણામે ત્યાર પછી ત્રણ મહિનામાં જ થયેલી ચૂંટણીમાં તેઓ વકીલમંડળના મંત્રી ચૂંટાયા. આકોલામાં પિતાશ્રીની પ્રતિષ્ઠા સારી હતી. વળી કિશોરલાલભાઈ આડત વગેરેના ધંધાથી માહિતગાર હતા અને નામાની આંટીઘૂંટીઓથી ઠીક ઠીક જાણકાર હતા એટલે પિતાશ્રીના ઓળખીતા વેપારીઓ તથા આડતિયાઓના કેસ તેમની પાસે આવવા લાગ્યા. પોતાના અસીલોને તેઓ સંતોષ આપી શકતા હતા તેથી એમની વકીલાત સારી ચાલવા માંડી. વકીલોમાં અને જજોમાં પણ એમણે ઘરેલી દાવા અરજીઓ વગેરે વખણાતા. કિશોરલાલભાઈ લખે છે કે "મોટા વકીલો પોતાના કેસોમાં મને સાથે રાખવા રાજી રહેતા. એક અંગ્રેજ બૅરિસ્ટર મિ. વૉલ્શના હાથ નીચે વકીલ તરીકે કામ કરવાનું મારુ પહેલેથી જ ગોઠવાયું હતું. તે ઉપરાંત ત્યાંના આગેવાન મોટા વકીલો સાથે પણ વારંવાર કામ કરવું પડતું."

વકીલાતની સાથે આકોલાની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં તથા કેટલાક મેળાવડાઓમાં તેઓ સારો ભાગ લેતા. વકીલાત શરૂ કર્યા પછી થોડા જ વખતમાં દક્ષિણ આફ્રિકામાં શરૂ થયેલા ગાંધીજીના સત્યાગ્રહ માટે ફંડ કરવાની નામ૦ ગોખલેએ અપીલ કાઢી. એ ફંડ ઉઘરાવવામાં કિશોરલાલભાઈએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો. મિસિસ બેસન્ટના હોમરૂલ લીગમાં તેમ જ બીજા નાના મોટા કાર્યોમાં પણ તેઓ સારો ભાગ લેતા. આકોલામાં તેમણે હોલિકા સંમેલનની પ્રવૃત્તિ ઉપાડી હતી એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. આજથી પાંત્રીસ-ચાળીસ વર્ષ પહેલાં હોળીનો ઉત્સવ કેવો બીભત્સ રીતે ઊજવાતો તેનું સ્મરણ જૂના વખતના માણસોને હશે. એ વિષે ભાઈ નીલકંઠ લખે છે કે

> "અમે સ્વામીનારાયણ સંપ્રદાયના એટલે અમારે ત્યાં દેવ ઉપર અબીલગુલાલ અને કેસૂડાનું પાણી છંટાય તે ઉપરાંત બીજું કશું થતું નહીં. ઉત્સવના પ્રસાદરૂપે જમવામાં મિષ્ટાન્ન મળતું. પણ અપશબ્દો બોલવાનું કે બીજી તોફાની રમતો રમવાનું ન થતું નહીં. સર્વત્ર આવી જ

હોળી હોળી લોઈએ એવો કિશોરલાલભાઈનો આગ્રહ હતો. તેથી એમણે તથા આકોલાના એકબે મારવાડી સજ્જનોએ હોળિકા ઉત્સવ ઉજવવાનું ત્યાં કર્યું. અપશબ્દોનો અને ગંદી રમતોનો ત્યાગ કરવાની સૂચનાઓ સાથે ધજાપતાકા લઈને તેઓ સરઘસ કાઢતા તથા મર્દાની રમતોનો કાર્યક્રમ ગોઠવતા. આખા સમાજ ઉપર, મજૂરો અને હમાલો ઉપર પણ તેની સારી અસર થઈ."

કિશોરલાલભાઈની વાણીમાં કદી કટુતા નહોતી આવતી એવો અનુભવ હવે તો ઘણાને થઈ ચૂક્યો છે. સાચી પણ કડવી વાત તેઓ ઘણી વાર કહી શકતા નહોતા એવું પણ બનેલું છે. છતાં તેમનામાં નિખાલસપણું એટલું બધું હતું કે તેઓ આશ્ચર્યકારક લાગે એવી રીતે કડવું સત્ય કેટલીક વાર બોલી નાખતા. પણ તેની સાથે જ એમનો સદ્ભાવ તથા સહૃદયતા જણાઈ આવ્યા વિના રહેતો નહીં. તેથી સામાને ખોટું લાગે એવી વાત મોઢામોઢ કહી નાખી હોય તેની સાથે પણ એમનો દ્વેષ બંધાતો નહીં. ઊલટું એ માણસ એમનો સદ્ભાવ જોઈ શકતો ત્યારે એમનો મિત્ર બની જતો

કેટલાક મૅજિસ્ટ્રેટો તથા મુનસફો સાથે આમ વિરોધ કરવામાંથી જ તેમની મૈત્રી બંધાઈ હતી. એક મુનસફ (સબજજ) વિષે કિશોરલાલભાઈનો અને બીજા ઘણા નવા વકીલોનો એવો અભિપ્રાય બંધાયો હતો કે તે મહારાષ્ટ્રી વકીલોને તથા મોટા વકીલોને વધારે મગતો આપે છે અને નાના વકીલોની વાત પૂરી સાંભળતાયે નથી. કિશોરલાલભાઈએ પોતાના મન ઉપર પડેલી આ છાપ એક વખત કેસ ચલાવતાં ચલાવતાં જ પેલા સબજજને કહી સંભળાવી. આ સાંભળતાં એ સબજજ એકદમ ગરમ થઈ ગયા. ઘણા વકીલોને લાગ્યું કે એ કોર્ટમાં પગ મૂકવાનું પણ કિશોરલાલભાઈને ભવિષ્યમાં ભારે થઈ પડશે. પરંતુ પેલા સબજજ પણ અતિશય પ્રામાણિક અને સાચા દિલના હતા. તેમણે કિશોરલાલભાઈના નિખાલસ અને સત્ય કથનની યોગ્ય કદર કરી. કિશોરલાલભાઈ લખે છે કે,

"મારા તો એ કોર્ટમાં લગભગ રોજ કેસ હોય અને તે પણ મોટી કિંમતના છતાં આ પ્રસંગ બન્યા પછી મારી અને એમની વચ્ચે કદી ખટરાગ થયાનું કારણ ઊભું થયું નથી એટલું જ નહીં પણ મેં વકીલાત છોડી ત્યારે તેઓ અને એક બીજા મૅજિસ્ટ્રેટ મારે ત્યાં જમવા પણ આવ્યા હતા ત્યાર બાદ એમને મુંબઈ આવવું પડેલું ત્યારે પણ મારે ત્યાં આવ્યા હતા અને પોતાની દીકરીના ડૉ જીવરાજ મહેતા પાસે ઉપચારો કરાવવાના હતા તે કામ મને સોંપી ગયા હતા"

એક બીજો દાખલો આકોલાના નગરકરાવ બાપટ કરીને વકીલનો કિશોરલાલભાઈએ નોંધ્યો છે

"એ કટ્ટર તિલક પક્ષના હતા મારી હોલિકા સંમેલનની પ્રવૃત્તિના ઉત્પાદક શ્રી દેવધર વગેરે એટલે કે ગોખલે પક્ષના લોક હોવાથી એમનો એ પ્રવૃત્તિ પ્રત્યે તીવ્ર વિરોધ હતો એ બાબત તેઓ મારી સાથે ખૂબ લડ્યા પણ હતા પણ એમને હું પ્રામાણિક માણસ તરીકે ઓળખી ગયો હતો થોડા દિવસના અનુભવ પછી એમણે પણ મને સાચા માણસ તરીકે ઓળખ્યો પછી તો એ મારા ગાઢ મિત્ર બન્યા મ્યુનિસિપાલિટીમાં જઈ એની બદીઓ દૂર કરવાની બાબતમાં મારે અને એમને વારવાર વિચાર વિનિમય થવા લાગ્યો ક્રોધી સ્વભાવ અને ક્ષયના રોગને કારણે એમનું જુવાનીમાં મરણ થયું નહીં તો તેઓ આકોલાના એક સારા આગેવાન થયા હોત

આકોલાના ડેપ્યુટી કમિશનર (આપણે ત્યાંના કલેક્ટર) સાથેનો એક પ્રસંગ પણ કિશોરલાલભાઈએ નોંધેલો છે

વકીલાત છોડી તેના થોડા વખત પહેલાં આકોલામાં મરકી ફાટી નીકળવાનાં ચિહ્નો જણાયાં આગલે વર્ષે પણ મરકી ફાટી નીકળેલી અને કેર વર્તેલો આ વર્ષે આરંભથી જ ચાંપતા ઉપાયો લેવાના હેતુથી ડેપ્યુટી કમિશનરે લોકોના સહકાર માગવા માટે આકોલાના શહેરીઓની એક સભા બોલાવી સરકાર તરફથી સહકાર માગનારી આવી સભા આકોલામાં પહેલી વાર જ થઈ હતી એમ મનાય લોકો સભામાં ઠીક સંખ્યામાં આવ્યા હતા પણ ડેપ્યુટી કમિશનરે લોકોને હિંમત આપનારું અને માર્ગ સૂચવનારું ભાષણ કરવાને બદલે પોતાની સત્તાનું બયાન

લેવાનો એમનો સ્વભાવ પહેલેથી જ હતો એ વિષે ભાઈ નીનકડ લખે છે કે

"કોલેજનો અભ્યાસ પૂરો કર્યા પછી એલએલ બી નો અભ્યાસ કરતા તથા સોલિસિટરને ત્યા આર્ટિકલ્ડ ક્લાર્ક રહ્યા ત્યારે તેમ જ વકીલાત કરતા ત્યારે હમેશ દરેક પુસ્તક તથા કેસ ખૂબ ધ્યાનપૂર્વક તેમા એકાગ્ર થઈને વાચતા અને તેનો પૂરો અભ્યાસ કરતા વળી પોતાના પુસ્તકો કાગળો, ફાઈલો બહુ વ્યવસ્થિત રાખતા વકીલાત કરતા ત્યારે આસિલામા તેમના કારકુનોને કેસોના તમામ કાગળો ખૂબ જ વ્યવસ્થિત રાખવાની તેમણે ટેવ પાડેલી એમણે ત્રણે વર્ષ પ્રૅક્ટિસ કરી તે દરમ્યાન એમની પાસે જે બે ક્લાર્ક રહેતા તે એમનાથી બહુ પ્રસન્ન રહેતા કારણ તેઓ પોતે ખૂબ વ્યવસ્થિત કામ કરતા અને ક્લાર્કો પાસે પણ એવી જ રીતે કરાવતા અસીલો આવે તેમને દરેકને એમ જ લાગતુ કે વકીલ સાહેબ કોઈ પાર કા છે જ નહી અમારા પોતાના જ છે આ ગુણનો તેમણે ઉત્તરોત્તર ઉત્કર્ષ જ સાધ્યો છે તેમની પાસે જે જાય તે તેમનો જ બની જતો તેમનુ મદ પ્રેમાળ સ્મિત ધરના દરેકને મિત્રોને જાહેર કાર્યકર્તાઓને અને છેલ્લે છેલ્લે તો વ્યક્તિમાત્રને ખેચી શકતુ જેઓ તેમને મળવા કે સલાહ લેવા આવતા તેઓ પણ તેમના આત્મીય બની જતા

પોણા કલાકમાં બેસી ગયો. થોડા દિવસ પછી પાછો એવો જ હુમલો થતાં ત્યાર બાદ આકોલામાં હુમલો થયો નહી પણ મુંબઈ આવતાં જ માલૂમ પડ્યું કે દમ હવે કાયમનો સંગાથી થયો છે. દમના શરૂઆતના હુમલામાં તીવ્ર અમૂંઝણ થતી. કેટલીક વાર તો મોટા અવાજે રડી દેવાતું તેથી કંઈક ભાર હળવો પણ થતો. જેને anaphylaxis pangs કહે છે તેવો એ દમ હતો એમ મને લાગે છે. એની અસર થોડા કલાક જ રહેતી. આફરો ઉતરી ગયા બાદ કંઈ માલૂમ ન પડતું. પણ મુંબઈમાં ડ બજારની ધાસને લીધે તથા સખત ચોમાસાને લીધે મને નિયમ સળેખમ રહેવા લાગ્યું, તેમાથી શ્લેષ્મયુક્ત શ્વાસનળીનો સંકોચ અને જઠરકાર (ડાયાફ્રામ)ની જડતા સાથેના દમે ધીમે ધીમે ઘર કર્યું."

દમના કેટલાક બહુ સાદા ઉપચારોની વાતો બહુ પ્રચલિત હોય છે. અમુક માણસની એક જ વાર દવા લેવાથી દમ કાયમનો મટી જાય છે એવું કહેવામાં આવે છે. વર્ગમાં દમના ત્રણ દર્દીઓ થયા હતા. નાનાભાઈ, એમનો મોટો દીકરો શાન્તિ અને કિશોરલાલભાઈ. એમને ક્યાંથી ખબર મળ્યા કે ઝામીની પાસે ઉછીં નામનું સ્ટેશન છે, તેની પાસેના એક ગામડામાં એક રજપૂત દર રવિવારે દમની દવા આપે છે. તે એક જ વખત લેવાથી અને એક મહિના સુધી ચરી પાળવાથી દમ મટી જાય છે. કિશોરલાલભાઈ લખે છે કે

> આકોલાના સ્ટેશન માસ્તર દમના દર્દી હતા. તેણે એ દવા અજમાવી હતી અને તેના વખાણ કરતા હતા. અમે અને આકોલાના એક બીજા વકીલ લહચાઈને ત્યાં ગયા. ગોમતી અને એક નોકર અમારી સાથે મદદમાં હતા. રસ્તામાં નાનાભાઈ દમથી ખૂબ હેરાન હતા. તેમને ઉચકીને પ્લેટફોર્મ બદલાવવા પડતા. ઉછીં સ્ટેશનેથી પેલે ગામ ડોળીમાં બેસાડીને લઈ જવા પડેલા. એક મુખિયા વાણી તેનો નાનો ગોળો પાણીમાં ઘોળીને દરેકને પિવડાવવામાં આવ્યો. તે દિવસના ખોરાકમાં ગાયના ઘીમાં તગેની ઝૂરીને બાળી નાખી ગોળ-ઘીના આથામાં ચોખાને લેવાનું હતું. બીજી સવારને માટે આગલે દિવસે ભાત રંધાવી રાખી તેમાં પાણી નાખી માટીના વાસણમાં આખી રાત બહાર ટંગાવી રખાવ્યો. ડિસેમ્બર મહિનો હતો. સવારના ચાર વાગે પાસેના એક કૂવા પર જઈ

રહેવા ગયા છે એ બે-ચાર દિવસ માટે જ રહેવા ગયા હતા પણ મે માન્યું કે એ આશ્રમમા જોડાયા છે. એ મારા મિત્ર હોવાથી આશ્રમના ઉદ્દેશો, નિયમો, ધ્યેયો વગેરે વિષે એમને પુછાવ્યુ એમણે માહિતી આપી ઉપરાત રાષ્ટ્રીય શિક્ષણની યોજના બાપુજી ઘડી રહ્યા હતા એ વિષે પણ જણાવ્યુ ઉત્તરમા મે બ્રહ્મચર્ય તથા રાષ્ટ્રીય શિક્ષણ સબધી કેટલીક ચર્ચા કરી અને મારા મનની કેટલીક તાલાવેલીઓ પણ દર્શાવી મુબઈમા હુ નીરોગી નહી રહી શકુ એમ મારા મનને લાગ્યા કરતુ હતુ પાછા આકોલા જઈ વકીલાત કરવી એવા તરગો એક બાજુથી ઊઠતા હતા, બીજી બાજુથી રાષ્ટ્ર-કાર્યમા પડવાના કોડ પણ જાગ્યા હતા ”

પણ એ વિષે નવુ જ પ્રકરણ આપવુ જોઈશે

## ૧૧
## પિતાશ્રીનાં વધુ સંસ્મરણો

કિશોરલાલભાઈના આજા (માના બાપ)એ પોતાની દીકરીઓ મશરૂવાળા કુટુબમા આપી ત્યારે એમણે પોતાની દરેક દીકરી માટે પોતાના મૃત્યુપત્રમા પદર પંદર હજારની રકમ મુબઈમા ઘર લઈ આપવા માટે કાઢેલી સુરતની નોકરીથી પિતાજીને સતોષ નહોતો સ્વભાવે જ એમને નોકરી પ્રિય નહોતી એટલે સુરત છોડી તેઓ મુબઈ જઈ વસ્યા જોકે ત્યા પણ થોડા વર્ષ તો એમને નોકરી જ કરવી પડેલી પિતાશ્રીની માફક બધા કાકાઓ પણ મુબઈ જઈને વસ્યા જણાય છે જોકે તેઓ બધા એકીવખતે મુબઈ ગયેલા લાગતા નથી એક પછી એક ગયા અને ગયા તેમ જુદુ ઘર માડીને રહ્યા જ્યારે આત્મારામકાકા અને પિતાશ્રી મુબઈ જઈ વસ્યા ત્યારે એક મકાન પિતાશ્રીને માટે અને એક મકાન આત્મારામકાકાને માટે એમ બે મકાનો આજાએ રાખેલા

મુંબઈ જઈ પિતાશ્રી નારણદાસ રાજારામની પેઢીમાં નોકરીએ રહ્યા એ હકીકત ઉપર આવી ગઈ છે. તેમને એ નોકરી, ખાસ કરીને તેમાં બહુ રખડપટ્ટી કરવાની હોવાને લીધે, પસંદ નહોતી. એટલે તેમણે કોઈ એક અનુકૂળ સ્થળ પસંદ કરી ત્યાં સ્વતંત્ર ધંધો શરૂ કરવાનો વિચાર કર્યો. પોતાના ભ્રમણો દરમ્યાન એમને આકોલા પસંદ પડી ગયું, અને તેઓ આકોલામાં વસ્યા. આ હકીકત કિશોરલાલભાઈના જન્મના એકાદ વર્ષ આગળ કે પાછળ બની જણાય છે. ત્યાં તેમણે શરૂઆતમાં તો નારણદાસ રાજારામની પેઢીના આડતિયા તરીકે કામ કરવા માંડ્યું, પણ થોડા વખત પછી આડત કાઢી નાખી અને જુગલકિશોર ઘનશ્યામદાસને નામે સ્વતંત્ર રીતે કામ કરવા માંડ્યું. આજુબાજુના ગામડામાંથી ખેડૂતો આકોલાની પીઠમાં પોતાનો માલ વેચવા લાવે તેમનો માલ તેઓ બજારમાં વેચાવી આપતા અને એમને પૈસા ચૂકવી દેતા. તેમ કરી આપવાના મહેનતાણા બદલ તેઓ આડત લેતા. આ લોકો સાથે કેટલોક વ્યાજવટાવનોયે સંબંધ તેમને બાંધવો પડતો. કિશોરલાલભાઈએ પોતાની નોંધમાં લખ્યું છે કે "વ્યાજમાં તેમ જ આડતમાં ભાઈની પ્રામાણિકપણાની શાખને લીધે જેમની સાથે સંબંધ બંધાયો તેઓ આજ સુધી કુટુંબની સાથે એવો ને એવો જ ઘરોબો જાળવી રહ્યા છે. પંદરસોળ વર્ષ સુધી ભાઈએ આ કામ કર્યું. દરમ્યાન એકે વાર તેઓ કોર્ટે ચડ્યા નથી. એમનાં ઘણાં લેણાં ડૂબ્યાં એવું બન્યું છે. પણ કેટલાક કિસ્સાઓમાં મુદ્દત બહાર ગયેલાં નાણાં પણ આસામીઓએ ઈમાનદારીથી ચૂકવી આપ્યાં છે. અને વહીવટ કરવામાં એ આસામીઓમાંથી કેટલાકની મદદ મળેલી. તેને લીધે મારી વહીવટ જરા જામતી લાગી હતી. ધર્મિષ્ઠ અને ચારિત્ર્યવાન પુરુષ તરીકે આકોલામાં ભાઈની પ્રથમ પંક્તિની પ્રતિષ્ઠા હતી. નાનાભાઈએ એ પ્રતિષ્ઠામાં સારી પેઠે ઉમેરો કર્યો છે. એમના આસામીઓમાંથી એક અભણ મુસલમાન ખેડૂત સાથે ભાઈનો અંગત મિત્ર જેવો સંબંધ થયો હતો અને તે અંત સુધી કાયમ રહ્યો હતો. એ જાતે મુસલમાન

હતો પણ એની સાલસાઈ, પ્રામાણિકતા, નિર્મળતા વગેરે ગુણોને લીધે એને વિષે ભાઈના દિલમા કદી કોઈ ભેદભાવ ઊઠતો જ નહીં ”

કિશોરલાલભાઈએ નોંધેલા સસ્મરણો જ આગળ ચલાવીશુ

આકોલામા ભાઈએ શરૂઆતમા જ એક નીડર પુરુષ તરીકે ખ્યાતિ મેળવી હતી યુરોપિયન પેઢીઓના ગોરા મૅનેજરો કેવળ ગોરી ચામડીને લીધે કેટલીક સગવડો મેળવવામા ફાવતા અને વેપારીઓ સાથે તોછડાઈથી વર્તતા ભાઈને ગોરી ચામડી પ્રત્યે તિરસ્કાર નહોતો પણ એ લોકોની શેહમા તેઓ જરા પણ તણાતા નહી એમની સાથે તેઓ સમાનભાવે વર્તવા આગ્રહ રાખતા બીજા વેપારીઓ ‘સાહેબો’થી બહુ ડરીને ચાલતા અને તેમની સાથે નમીને વર્તતા રાલી બ્રધર્સના એક યુરોપિયન મૅનેજરે ભાઈને કનડવાનો ને હરાવવાનો કેટલોક પ્રયત્ન કર્યો, પણ ભાઈએ એને ફાવવા દીધો નહી છેવટે એણે ભાઈ સાથે સમાધાન કર્યું અને મિત્ર બન્યો ભાઈએ આની સાથે લીધેલી ટક્કરને લીધે ‘આકોલાનો વાઘ’ એવુ ઉપનામ તેમને મળ્યુ હતુ

છેવટ સુધી તેમનો સ્વભાવ તેજ રહ્યો તેઓ કદી અસત્યને સહન કરી શકતા નહી સદૈવ મૈત્રી ઇચ્છનારા છતા કદી ખુશામત કરતા નહી બાલુભાઈએ શરૂઆતથી જ મુબઈના બજારમા પાડેલુ વજન, નીલકંઠે (બાલુભાઈના મોટા દીકરા) જપાનમા મેળવેલી સાખ, નાનાભાઈએ અને તેમના દીકરા શાન્તિએ આકોલામા જમાવેલી પ્રતિષ્ઠા, એ બધામા આ ગુણોનો જ પૂરો વારસો છે

સાજે જમ્યા બાદ બે ચાર મપારા હરિજન ભજનિકો તથા ઘરનુ મડળ ભેગુ થાય તેમા દરરોજ પિતાશ્રી વચનામૃત, નિર્ગુણ દાસજીની વાતો ભક્તચિંતામણિ પુરુષોત્તમચરિત્ર ઇત્યાદિ ગ્રથોમાથી વાચતા પછી ભજનો ગાતા અને ત્યાર પછી આરતી ઉતારતા આરતી થઈ ગયા બાદ ચેષ્ટાના પદો ગવાતા એમની અભિલાષા ઘણુ વખત સુધી એવી હતી કે અક્ષરધામમા જઈને શ્રીજીને સારુ એમને પસદ હોય એવી વાનીઓ બનાવી આપવાના કાર્યમા રોકાયેલા રહેવુ

ઠાકોરજીની સેવાની સર્વ રચનામાં સ્વાદની અને કળાની ઝીણવટ પર એમનો ધ્યાન રહેતો.

ભાઈની પ્રકૃતિ સામાન્ય રીતે શાંત હોવા છતાં કોઈ કોઈ વાર એમને અત્યંત ક્રોધ આવતો. પણ એ ક્રોધનો ઉદ્વેગ એમને પાછળથી બહુ થતો. તેનો પશ્ચાત્તાપ પણ બહુ કરતા. તીવ્ર ક્રોધ આવી જાય છતાં કોઈની સાથે વેર બાંધવાનું એમને શક્ય જ નહોતું. પોતાના વાણોતરો અને નોકરો ઉપર સગા છોકરા જેવો જ તેઓ પ્રેમ રાખતા. નોકરો સાથે ભાઈ જે આત્મીયતા બતાવતા અને તેમને જે છૂટ લેવા દેતા તે સહન કરવા જેટલી નિરભિમાનતા મારામાં નહોતી. તે વખતના મારા ખ્યાલો એવા હતા કે નોકરે નોકરપણાનો ખ્યાલ રાખવો જોઈએ અને તેની મર્યાદામાં રહીને આપણી સાથે વર્તવું જોઈએ. એટલે આ બાબતમાં ભાઈના વર્તનથી મને અસંતોષ થતો અને હું વિરોધ દર્શાવતો. નોકરોનું અપમાન કરી મારો રોષ વ્યક્ત કરવાનો પણ હું પ્રયત્ન કરતો. એમાં મારે ભાઈનો ઠપકો જ સાંભળવો પડતો. મને તેઓ હંમેશાં કહેતા, 'નોકરો એ કંઈ ગુલામ નથી. કુટુંબના માણસો કરતાં એમને શું કામ હલકા ગણવા જોઈએ?' મારી નોકરો પ્રત્યેની ઉદ્ધતાઈ માટે ભાઈ કોઈ વાર નોકરોની માફી માગતા. એ સહન કરવા જેટલી ઉદારતા મારામાં નહોતી. આથી એ નોકરો હોય ત્યાં સુધી આમેના ન જવાનો હું નિશ્ચય કરતો. પાછળથી મારી ભૂલ મને સમજાતી અને જે નોકરો પ્રત્યે મેં રોષ કર્યો તેમને મેં જાતે જ મુશ્કેલીમાં નોકરીએ રાખી લીધેલા હતા.

ધર્મમાં રહેલી સમભાવની વૃત્તિને લીધે એમનામાં વર્ણનું કે કોમનું અભિમાન નહોતું. બ્રાહ્મણો માટે એમ મનમાં સહજ માનવૃત્તિ હતી, પણ હલકી ગણાતી વર્ણો માટે જરાયે તિરસ્કારની વૃત્તિ નહોતી. અમારા આસામીઓમાં કણબીઓ તથા મુસલમાનો હતા. મજૂરોમાં ખ્રિસ્તીઓ, મરાઠાઓ, અંત્યજો વગેરે આવતા. અંત્યજનો ધંધો કરનારને અડી જવાય તો નાહવું એ સંસ્કાર કુટુંબમાંથી ગયેલો નહોતો.

પણ તે સિવાય બીજા સર્વે લગભગ રસોડાના બારણા સુધી આવી શકતા, ઠાકોરજીની સામે અથવા આજુબાજુ વીંટળાઈ ભજનો ગાતા અને ગવડાવતા પંક્તિભેદ જૂની રીતે પાળવામાં આવતો પણ કોઈનીયે પ્રત્યે અપમાનની વૃત્તિ નહોતી એક અત્યજ સુતારનો કંઠ મધુર હતો તેને ભજનો ગાવા ભાઈ ઠાકોરજીની સામે બેસાડતા અમારા અનેક મિત્રો દેશી ખ્રિસ્તીઓ હતા અને છે તેઓ ઘરમાં છૂટથી હરીફરી શકતા ભાઈના હાથ નીચે કામ કરનાર હમાલો, માળીઓ વગેરે પ્રત્યે ભાઈ વાત્સલ્યભાવ રાખતા કમ્પાઉન્ડના એક ભાગમા એમને ઝૂંપડાં બાંધવા જગ્યા આપી રાખેલી હતી હજી એ પદ્ધતિ ચાલુ છે એમાંથી કોઈના મંદવાડની વાત સાંભળે કે ભાઈ ત્યા દોડી જ જાય અને દવા વગેરેની વ્યવસ્થા કરે આ એમનો સહજ ગુણ હશે પણ ખ્રિસ્તી મિશનરીઓનો લાંબો સહવાસ અને લાંબો વખત દેશાટનમા ગાળેલું જીવન એ પણ એમાં કારણભૂત હશે

નોકરો, આશ્રિતો અને નિરાધારો પ્રત્યે ભાઈ હમેશા જેવી દયાદૃષ્ટિ રાખતા તેવી સત્સંગીઓ માટે તેમની બંધુદૃષ્ટિ રહેતી કોઈ સત્સંગી જો આશ્રયેચ્છુ હોય તો એમની પાસેથી આશ્રય મેળવ્યા વિના એ કદી પાછો ફરતો નહીં

અનેક તરુણો એમના હાથ તળે વેપારની તાલીમ લઈ ગયેલા તેઓ કેટલોક સમય આકોલામાં કેળવાઈ પછી શાખાઓમાં જતા અને બે-ચાર વર્ષ કામ કરી સેઠ નારણદાસ રાજારામની કંપનીના કાયમના વાણોતર થતા તો કોઈ બીજા વેપારીને ત્યાં નોકરી મેળવતા ભાઈના હાથ તળે ધાર્મિક સંસ્કારો અને વ્યવહારમા શુદ્ધતાની તાલીમ મળતી તે ઉપરાંત ભાઈના સરળ અને પ્રેમળ સ્વભાવની તેઓ ઉપર અસર થયા વિના રહેતી નહીં કોઈ પણ તરુણને અમારા ઘરમાં પોતાના માબાપને ઘેર રહેતો હોય તેટલી છૂટ, મનનો મેળ અને શાંતિ મળે ઊલટું પોતાને ઘેર રહેવા કરતા અમારે ત્યાં રહેવાનુ વધારે પસંદ પડે એવું વાતાવરણ ભાઈના હાથ તળે રહેતું એવું વાતાવરણ

૨

વિચારપૂર્વક રાખ્યુ હતુ એમ ન કહેવાય, પણ ભાઈનો એ સહજ સ્વભાવ હતો આગના બહારના માણસો અમારા ઘરમા રહેતા અને છૂટથી હરીફરી શકતા, એ બધુ જોતા ઘરના વાતાવરણમા અંદરે જેટલી પવિત્રતા સચવાતી તે આશ્ચર્યકારક ગણાય

શિક્ષાપત્રીની સ્પષ્ટ આજ્ઞાઓ અને સમાજની મર્યાદાઓ પાળવામા ભાઈ અત્યત સાવધાન હતા કોઈ પણ જુવાને પરસ્ત્રી સાથે મા બહેન કે દીકરી સાથે પણ એકાતવાસ ન કરવો એ આજ્ઞાનુ પોતે અક્ષરશ પાલન કરતા અને કરાવતા મારી નાની બહેન ચૌદેક વર્ષની ઉમરે પોતે જે ઓરડામા હતી ત્યા કોઈક પરિચિત પુરુષ આવી ચડયો ત્યા ખસી ન ગઈ તે માટે ભાઈએ તેને ઉપવાસ કરા યો હતો વિધવા સ્ત્રીનો સ્પર્શ થઈ જાય તો પોતે એક વાર ભોજન છોડી દેતા

બાના મરણ પછી ભાઈનું જીવન વિશેષ ઉદાસીન બનતુ ગયુ એમ લાગે છે ત્યારથી અનેક મોટી આપત્તિઓની શરૂઆત પણ થઈ જુવાન છોકરાછોકરીઓના મરણ ધંધાનુ પડી ભાગવુ અને ખર્ચનો તથા દેવાનો બોજો એણે ભાઈને ચિંતા તથા વિષાદમા નાખ્યા સને ૧૮૯૮ થી ૧૯૧૪ સુધીના લગભગ સોળ વર્ષ ભાઈ તેમ જ બાપુભાઈને માટે બહુ કપરા ગયા ભાઈનો ઉદ્વેગ શાન્ત હતો તેઓ આ આપત્તિઓને ઈશ્વરાધીન અથવા દૈવાધીન ગણી બેસી ગયા જેવા થયા બાપુભાઈ વિષાદમય અને ચિન્તાપૂર્ણ છતા અત્યત પુરુષાર્થી અને પ્રયત્નશીલ રહ્યા તેથી નાવ આખરે કિનારે આવ્યુ

સ ૧૯૭૩ (ઈ સ ૧૯૧૬)ના કાર્તક વદ સાતમને દિવસે ભાઈએ દેહ છોડ્યો તે પહેલા લગભગ આઠેક મહિના તેઓ સાવ પથારીવશ રહ્યા રોગ કશો જ નહોતો એમ જણાય પણ જાણે શરીરનો એકેએક ભાગ ઢીલો પડી ગયો હોય અને એકેએક જ્ઞાનેન્દ્રિયની શક્તિ ક્ષીણ થઈ ગઈ હોય એમ બનતુ ચાલ્યુ અવસાન પહેલાના મહા કે ફાગણમા હુ ભાઈને આકોલાથી મુબઈ લઈ આવેલો હુ ધારુ છુ

કે તે દિવસે ભાઈને ટોપીવાળાના માળામા ખુરસીમા બેસાડી ચડાવ્યા તે જીવતા પાછા ઊતર્યા નહી

૧૯૧૬ના ઑગસ્ટમા મે વકીલાત છોડી અને ગોમતી તથા હુ મુબઈ આવ્યા મુબઈમા ભાઈની શુશ્રૂષા કરવાનું કામ જ મુખ્ય બન્યુ તેઓ ઘણુ કરી મારે હાથે જ ખોરાક લેતા પણ મારી લોભવૃત્તિથી છેવટના થોડા દિવસો માટે તેમની સેવાચાકરી કરવાનો લાભ મે ગુમાવ્યો આકોલામા મારા બે કેસ બાકી હતા તેને માટે મારે વારવાર ત્યા જવુ પડતુ દિવાળી પછી તુરત જ હુ આકોલા ગયો તે વખતે ભાઈની સ્થિતિ ગભીર તો હતી જ પણ મદવાડ એના પ્રમગનો નહોતો કે બે ત્રણ દિવસ માટે પણ ખમી ન શકાય મે ધાર્યું હતુ કે બીજે જ દિવસે હુ પાછો આવી શકીશ પણ કેસ એવો તૂટક તૂટક ચાલ્યો કે પદર સત્તર દિવસ આકોલામા નીકળી ગયા મુબઈથી આવતા સમાચારે માદગીની ગભીરતાનો પૂરો ખ્યાલ ન આપ્યો જોકે આકોલામા પડી રહેવા માટે ગોમતીનો ઠપકો મળ્યા કરતો હતો છેવટે જે દિવસે કેસ છેલ્લો નીકળવાનો હતો તે દિવસે ભાઈની સ્થિતિ આખરની છે એવો એકાએક તાર આવ્યો કોર્ટમા જઈ જજને વાત કરી અને બીજા વકીલોને સૂચના આપુ છુ ત્યા ઘેરથી બોલાવવા માણસ આવ્યો હુ પામી ગયો ઘેર મરણનો બીજો તાર આવ્યો હતો (નરતન વદ ૭ સ ૧૯૭૩ તા ૧૭-૧૨-૧૯૧૬) આમ ધનલોભથી આખરને વખતે હુ પિતૃસેવાથી વચિત રહ્યો

એક ડાયરીમા નીચેની નોધ મળી આવે છે

બીજે દિવસ સવારે હુ મુબઈ પહોચ્યો અત્યાર સુધી શાન્ત હતો પણ ઘેર દાદર ચડતા હૃદય ભરાઈ આવ્યુ અને રડ્યો પણ પૂરતી શાન્તિ થઈ નહી મનમા હજી લાગે છે કે ખૂબ રડાય તો જ સારુ પણ કોણ જાણે દિલની કઠણતા અજબ થયેલી લાગે છે

આજે દશાહ (દશમુ) છે મારી ઇચ્છા નથી, છતા જમવાનુ કર્યું છે સગાવહાલા આવ્યા છે ત્રયોદશાહ (તેરમા)ને દિવસે કોને

ખોનાવવા મને ન ખોનાવવાના વિચાર આવી રહ્યા છે કોણ જાણે આપણા દેશમા આ મરણથી આવો આન પડ્યો હશે કે મરણનો ઉત્સવ કરવો ? હિંદુ વૈરાગ્યની આ અતિશયતા છે કે શું ? ગમે તેમ હો મારું મન નથી માનતું અને જીવ બળે છે દશ દિવસથી જીવ ઘણોખરો ઉદ્વેગમા જ રહ્યો મનને શાન્તિ નથી લાગતી

પછી વર્ણન આગળ ચાલે છે

ભાઈના હાથનો માર મે ઠીક ઠીક ખાધો છે છતા હુ ભાઈનો અત્યંત લાડકો દીકરો હતો બાના જીવનના પણ હુ સાથ કરતા ભાઈને જ વધારે વળગેલો રહેતો માનુ દૂધ ન મળવાથી છે જ બાલ્યાવસ્થામા હુ બાથી થોડોઘણો અળગ પડી ગયો હતો મારી બીજી ટેવો ભાઈએ હેતથી પૂરી પાડી તેથી એમના વિના મારો ઓછુ ચાલી શકતુ પાચ છ વર્ષનો થયો ત્યા સુધી હાથ બગડે તે કારણે હુ હાથે ખાતો નહી ભાઈ ન હોય ત્યારે મને નોકરો ખવડાવતા પણ ભાઈ હોય ત્યારે હુ હઠપૂર્વક ભાઈને હાથે જ જમતો અને હાથે ખાવાની ટેવ પાડતા ભાઈને ઠીક પ્રયત્ન કરવો પડેલો રોટલીનો એક પ્રથમ લઉ અને એક છેડેથી પકડી દાળમા બોળુ બોળી આગળ બગડે નહી એવી રીતે મોમા મૂકુ દાળભાત તો કોઈ ખવાડે તો જ ખવાય શાકનુ પણ એમ જ ઘણાખરા શાક તો મને ભાવતા નહી એવી મારી ટેવ પડેલી હતી લગભગ ત્રીસ વર્ષનો થયો ત્યા સુધી સાગ ખાવાના શાકની સખ્યા પરિમિત હતી બત્રીસ-તેત્રીસ વર્ષનો થયા બાદ મે બધી જાતના શાકો ખવા માડ્યા મારા કરતા નાની બહેનો પોતાને હાથે ખાય અને હુ ભાઈને હાથે ખઉ તેથી મારી મશ્કરી પણ થતી લાડકા દીકરો વધારે ત્રાસ આપે એ ન્યાયે મારી હઠ અને તોફાનથી હુ ભાઈને એટલો પજવતો કે છેવટે ભાઈ ચિડાઈને મને મારી બેસતા ત વખતે હુ અપરાધી છુ અને શિક્ષાને લાયક છુ એવુ એક બાજુથી મારા દિલમા ભાન ઊઠતુ અને મને પશ્ચાત્તાપ થતા ભાઈને સંતોષ આપવાનો મનમા ને મનમા હુ નિશ્ચય કરતા સુધરવા માટે ઠાકોરજીની

પ્રાર્થના કરતો પણ 'પડી ટેવ તે તો ટળે કેમ ટાળી' એ ક્હેવત મુજબ પાછો મારા સ્વભાવ પર આવી જતો મારો સ્વભાવ એવો માની હતો કે ઠપકો અને માર મને અપમાનકારક લાગતા અને મારુ હૃદય ખૂબ ઘવાતુ કોઈ મને સખત શબ્દો કહે તેથી મારુ હૃદય આજે પણ ઘવાય છે પિતા હોય કે ગુરુ હોય કે બીજા વડીલ હોય, મને ઠપકો આપે એ હુ સહન કરી શકતો નહી અને તેથી મને બહુ ખોટું લાગ્યુ છે એમ દેખાડયા વિના પણ રહેતો નહી મારો પોતાનો વાક હોય તોયે હુ રિસાઈને બેસતો અને ખાવાની ના પાડતો જેણે મને દુભવ્યો હોય તે માર કાલાવાલા કરે અને મને સમજાવે ત્યારે જ હુ મનાતો અને ખાતો આમ કેટલીય વાર બપોરે એક બે વાગ્યા સુધી હુ ભૂખ્યો રહેતો સ્નેહને લીધે ભાઈથી એ સહન થઈ શકતુ નહી એટલે છેવટે તેઓ મને હેઠો પાડતા ખરી રીતે તો મારે માફી માગવી જોઈએ એમ ઘણી વાર હુ માનતો પણ તે માગવાની મારી ફરજ છે એમ હુ નાનપણમા બિલકુલ સમજ્યો નહોતો હુ માફી માગતો તે ઠાકોરજી આગળ પશ્ચાત્તાપ કરીને, પણ માફી લેવડાવતો મારી પોતાની પાસે આમ છતા આ જ વસ્તુએ મારી અને ભાઈની વચ્ચે વિશેષ પ્રેમસબધ નિર્માણ કર્યો હતો

ભાઈના છેક મરણ સુધી ભાઈ પ્રત્યેનુ મારુ આકર્ષણ અને એમની મારા પ્રત્યેની વિશેષ પ્રેમવૃત્તિ કાયમ રહ્યા હતા તેઓ મારે માટે ખૂબ કાળજી રાખતા હુ વકીલાત કરતો ત્યારે સાજના કોર્ટમાથી પાછા આવવાના સમયે ભાઈ ઓટલા પર એક આરામખુરશીમા મારી રાહ જોતા બેસતા અને મને દૂરથી આવતો જુએ કે તરત જ ઘરમા જઈ મારે માટે ચા બનાવવાની સૂચના આપતા એ જ પ્રમાણે મારે બહારગામ જવાનુ હોય અથવા હુ બહારગામથી આવુ ત્યારે પોતે વહેલા ઊઠી મારી બધી વ્યવસ્થા કરાવતા

બાળપણમા મને પોતાને વારવાર એ પ્રશ્ન ઊઠતો કે મારી ભક્તિ કોના પ્રત્યે વધારે છે? સહજાનદ સ્વામી પ્રત્યે ભાઈ પ્રત્યે કે માર મિત્ર

મંગળદાસ પ્રત્યે ? બુદ્ધિથી મેં ઠરાવ્યું હતું કે ઇષ્ટદેવ પ્રત્યે જ વધારે હોવી જોઈએ. પણ હૃદયમાં એવી ખાતરી નહોતી થતી. તેથી ઘણી વાર ઠાકોરજી આગળ બેસી હું પ્રાર્થના કરતો કે મને સમજાતું નથી કે હું તમારી સાચી ભક્તિ કરું છું કે નહીં ? આજે મને જેવું સમજાય છે તેવું તે વખતે સમજાતું હોત તો મેં કદાચ મારી ભક્તિ પિતા અને મિત્ર વચ્ચે નિઃશંકપણે વહેવા દીધી હોત. ઇષ્ટદેવ પ્રત્યેની મારી ભક્તિ પણ તેથી જ વિશેષ શુદ્ધ અને વિશેષ બળવાન બની હોત. આ તો એવું થયું કે પિતા અને મિત્ર પ્રત્યેના મારા નૈસર્ગિક પ્રેમને હું બુદ્ધિથી મોહ ઠરાવતો. હું તેને ખાળવા પ્રયત્ન કરતો અને સહજાનંદ સ્વામી પ્રત્યે તેને બળાત્કારે વાળવા પ્રયત્ન કરતો. એટલે અન્યની ભક્તિમાં પોતાને ભૂલી જવાને બદલે મારો પ્રયત્ન સર્વદા મારું પોતાનું સ્વત્વ વધારનારો બન્યો. આ ભૂલમાંથી ઊપજેલા કેટલાક દોષો મારામાં કાયમના રહી ગયા છે. તે વખતે પિતાને કે મિત્રને સહજ સ્વાર્પણ કરવાની મારામાં શક્તિ હતી તે આજે એટલા પ્રમાણમાં હું નથી બનાવી શકતો.

ભાઈ જો જીવતા હોત તો હું સાર્વજનિક કાર્યમાં પડવા માટે આશ્રમમાં ગયો હોત કે કેમ એ પ્રશ્ન જ્યારે મનમાં ઊઠે છે, ત્યારે ગયો જ હોત એવો સ્પષ્ટ ઉત્તર મળતો નથી. તેમને જરા પણ દૂભવીને તો હું ન જ ગયો હોત એ નક્કી છે. બાપુજીને વળગવામાં એમનામાં મેં પિતાની ખોટ પૂરી પડતી જોઈ અને એમની પાસે જવામાં એ જ નિર્ણાયક કારણ બન્યું એમ મને લાગે છે.

પરોક્ષ ઇષ્ટદેવ પ્રત્યે અને પ્રત્યક્ષ પિતા અને મિત્ર પ્રત્યે, એમ બે વચ્ચે ભક્તિની વહેંચણી એ રીતે લાભકારક થઈ એમ પણ સંભવે છે. ઇષ્ટદેવ પ્રત્યેની ભક્તિ તીવ્ર ન હોત તો ભાઈનો વિયોગ મને કદાચ મૂઢ બનાવી દેત અને જગતમાં પ્રાણીમાત્રને નસીબે સર્જાયેલું પ્રિયના વિયોગરૂપ દુઃખ સહન કરવાની મારામાં શક્તિ ન હોત. પણ ઇષ્ટદેવની ભક્તિ અને તેમના ધામ વિષેની શ્રદ્ધાએ મને ગમે તે સ્નેહીના મરણને સહી લેવાની શક્તિ નાનપણથી જ આપી છે. એ જ ઈશ્વરની ભક્તિનું

સ્વરૂપ સગુણ સાકાર ને બદલે નિર્ગુણ નિરાકારને વિષે હોત તો? એ પ્રશ્ન વિચારવા જેવો છે તેનો વિચાર મારા 'જીવનશોધન' પુસ્તકમા કર્યો છે

નાનપણથી જ્યારે પણ અમે બન્ને એક ઠેકાણે હોઈએ ત્યારે ભાઈની સાથે જ ઊઠવું, ખાવું, ફરવું, એ મારો દૈનિક કાર્યક્રમ રહેતો એમની જોડે હું ઘણી વાર ઊઠતો એમની સાથે જ નહાતો, એમની જોડે સેવામા બેસતો મંદિરે, બજારમા કે સગાને ત્યા એમની સાથે જતો વડતાલની યાત્રા પણ બે ત્રણ વાર એમની સાથે કરેલી જમતી વખતે મારો પાટલો એમની જોડાજોડ મંડાવતો એમની ગેરહાજરીમા એમની જ થાળીમા જમવાનો હુ આગ્રહ રાખતો અને હક સમજતો ભાઈ બહારગામ ગયા હોય ત્યારે સૌએ મારી પાસેથી સૂચનાઓ લેવી જોઈએ એમ હુ માનતો મને પોતાને મે ભાઈનો ઉત્તરાધિકારી ઠરાવી દીધેલો હતો આથી નાનીમોટી અનેક બાબતોમા હુ ભાઈનુ અનુકરણ કર્યા કરતો એમની ઝીણી ઝીણી ટેવો હુ મારામા ઉતારતો એમને જે ભજનો કંઠે હોય તે હુ કંઠસ્થ કરી નાખતો ભાઈ મંદિરે હિંડોળા બાધવા જાય તો હુ એમની સાથે જતો ભાઈએ એક વાર ચેષ્ટાના પદ વગેરે બોલાઈ રહે ત્યા સુધી રાતે મંદિરમા રહેવાનો નિયમ લીધેલો તેમા પણ હુ ભળેલો આમ બધી બાબતોમા ભાઈને સાથ દેવા જતા મારા અભ્યાસમા કેટલીક વાર ખલેલ પડતી ખરી

બે ત્રણ બાબતોમા ભાઈની અને મારી વચ્ચે રુચિભેદ હતો નોકરો સાથેના વર્તન વિષેનો ઉલ્લેખ અગાઉ હુ કરી ગયો છુ બીજી બાબત ખાવાપીવામા સ્વાદવૃત્તિની હતી ભાઈના સ્વાદો કેળવાયેલા અને સૂક્ષ્મ હતા મને સ્વાદોમા બહુ ગમ નહોતી ભાઈ શાકો, ફરસાણ વગેરેના શોખીન હતા ભજિયા, મૂઠિયા, પાતરા વગેરે માટે એમને બહુ રુચિ હતી મને એ બહુ ભાવતા નહી મને ગાયણ માટે વિશેષ રુચિ હતી તેમના વાદ્ય વગેરે સાજ સાથે ભજન કરાવવાનુ ભાઈને બહુ ગમતુ આકોલામા એક ભગવાનજી મહારાજને રોજ કલાકેક ભજન

કરવા માટે રોકયા હતા શરૂઆતમા આની રીતના ભજન પ્રત્યે મારો વિરોધ રહેતો હુ ભાઈની સાથે મુસર્કમા હિંડોળા, એકાદશી વગેરેના ઓચ્છવોમા જતો ખરો, પણ ઘેર એ 'ધોધાટ' મને ગમતો નહી એકાદ બે ભજન ગવાય એટને હુ હઠ કરુ કે હવે આ બધ કરો અને કથા વાચો કથામાયે વચનામૃત વગેરેનુ વાચન મને શુષ્ક લાગતુ નિર્ગુણ દાસજીની વાતો, ભક્તચિતામણિ વગેરે વાતોવાળા પુસ્તકો મને ગમતા અને તેનુ વાચન ચલાવવા હુ આગ્રહ રાખતો મારી નાની વય એ જ આનુ કારણ હતુ પાછળથી મને ભજનમા તથા વચનામૃતમા રસ પડવા લાગ્યો હતો

ભાઈ વિનાનુ ઘર મને હમેશા સૂનુ લાગ્યુ છે ઘણાને બાળક વિના ઘર સૂનુ લાગે છે મને ઘરમા એકાદ વૃદ્ધ વડીલ હોય, જેની નાનીમોટી પરિચર્યા કરવાની હોય ત્યારે પ્રફુલ્લિતતા લાગે છે વૃદ્ધો પ્રત્યેના મારા ભાવો તપાસતા મને ઘણી વાર એમ લાગે છે કે એક બાજુથી મને એમના પ્રત્યે વત્સલભાવ લાગતો હોય છે ત્યારે બીજી બાજુથી એમ લાગે છે કે જાણે એ બાળક હોય અને હુ મુરબ્બીને સ્થાને હોઉ અને એમના સુખને માટે કાળજી રાખનારો હોઉ શિક્ષકનો ધધો કરેલો હોવા છતા તથા બાળકોનો સહવાસ મને પ્રિય હોવા છતા બાળકોને મારી અત્યત નિકટ લાવવામા હુ બહુ ફાવ્યો નથી તેમ બાળક વિના હુ ભૂલો પડતો હોઉ એમ પણ મને અતિશય લાગ્યુ નથી પણ ભાઈ વિના હુ ભૂલો પડી જતો અત્યારે ભાઈને અભાવે મારી વૃત્તિ વૃદ્ધો તથા વડીલો પ્રત્યે પ્રમાણમા પિતા જેવી જ હોય છે કોઈ વયોવૃદ્ધ માણસ મારી નાનીમોટી કઈ પણ પરિચર્યા કરે ત્યારે મને દોષમા નાખતા હોય એવુ લાગ્યા વિના રહેતુ નથી

ભાઈની મારા પ્રત્યેના પ્રેમની વાતો કઈ રીતે વર્ણવુ ? હુ એમનો લાડકો દીકરો હતો અને એમના વિના મને ચાલતુ નહોતુ એક વાર દવા કરાવવા માટે હુ દોઢેક મહિનો વડતાલ રહ્યો હતો ત્યારે ભાઈ મારી સાથે રહેવા ખાસ વડતાલ આવેલા તે વખતે ભાઈને મારે માટે જે

ચિન્તા થતી તેનું વર્ણન કરવું મુશ્કેલ છે. દરેક પિતાસક્ત પુત્રને પોતાના પિતા માટે આમ જ લાગતું હશે. છતાં મને મનમાં એમ જ રહ્યાં કરતુ કે પિતા તરીકે ભાઈની જોડ મળવી મુશ્કેલ છે. એમના વિયોગથી હું ઘર પ્રત્યે ઉદાસીન થયો. અને એમની ખોટ પૂરી પાડવા બાપુજીને વળગ્યો. બાપુજીએ એ ખોટ પૂરી પણ પાડી. પિતા તરીકેની યોગ્યતા પણ ભાઈ કરતાં બાપુજીની ઘણી વધારે એમાં શંકા નથી. . . . મારી અને બાપુની વચ્ચે વિચારભેદ તથા દૃષ્ટિભેદ કેટલીક બાબતોમાં રહેલા છે, પણ રુચિભેદ નથી અથવા ઓછા છે.

## ૧૨

## સાર્વજનિક સેવાની વૃત્તિ—ચંપારણમાં—આશ્રમમાં

આપણે જોઈ ગયા કે સાર્વજનિક પ્રવૃત્તિઓ વિષેનો ઉત્સાહ તેમ જ સત્ય અને ન્યાય ખાતર લડવાની તથા સહન કરવાની તૈયારી એ કિશોરલાલભાઈને કુટુંબ તરફથી વારસામાં મળ્યાં હતાં તેઓ શરૂઆતમા જ્ઞાતિસેવાનું કાર્ય પણ કરતા. ભાઈ નીલકંઠ લખે છે કે,

> "મુંબઈમા અરોળા જ્ઞાતિનુ એક વિદ્યોત્તેજક ફંડ હતુ. તેના ઇનામ આપવાના મેળાવડા યોજવાનુ સર્વ કાર્ય પૂ. કાકા કરતા. જ્ઞાતિનો દરેક વિદ્યાર્થી જે વાર્ષિક પરીક્ષામા પાસ થયો હોય તેનુ નામ મગાવવુ, તેને માટે ઇનામના પુસ્તકો ચૂંટી કાઢવા, તેને વ્યવસ્થિત રીતે દોરીથી બાધવા, મેળાવડા માટે આમંત્રણપત્રિકા મોકલવી, મેળાવડાના પ્રમુખ શોધી કાઢવા એ બધા કામ ઘણે ભાગે તેઓ એકલા જ કરતા. એક વાર શ્રી હિમતલાલ ગણેશજી અજારિયા, જેઓ તે સમયે શિક્ષણ ખાતામાં ઇન્સ્પેક્ટર હતા એમના પ્રમુખપણા નીચે આવો મેળાવડો થયેલો. ત્યારે શ્રી અંજારિયાએ કાકાની વ્યવસ્થાશક્તિના ખૂબ વખાણ કરેલા એ મને યાદ છે."

પોતાને રાષ્ટ્રકાર્યનો કેવી રીતે રસ લાગ્યો, રાષ્ટ્રીય નેતાઓ પ્રત્યે તેઓ કેવી રીતે આકર્ષાયા, રાષ્ટ્રીય કાર્યકર્તાઓના સંપર્કમાં કેવી રીતે

આવ્યા, તેમાંથી બાપુજી પાસે ચંપારણ ગયા અને ત્યાંથી આશ્રમમાં જોડાયા એ વિષે કિશોરલાલભાઈએ એક નોંધ લખી છે તે જ અહીં આપીશું

"દેશભક્તિ અને સ્વદેશાભિમાનના સંસ્કારો બહુ નાનપણથી મારામાં પોષાયા હોય એમ લાગે છે ઈ. સ. ૧૯૦૫માં બંગાળના ભાગલા પડ્યા તેને અંગે જે સ્વદેશીની ચળવળ ચાલી તેની અસર તળે અમે બધા ભાઈઓ આવ્યા સુરેન્દ્રનાથ બૅનરજી અને તિલક મહારાજના વ્યાખ્યાનો સાંભળી તથા વાંચી અમે આખા કુટુંબે સ્વદેશીની પ્રતિજ્ઞા લીધી એ પ્રતિજ્ઞા કેવળ કપડા પૂરતી નહોતી, પણ જીવનને ઉપયોગી જે કોઈ વસ્તુ સ્વદેશી મળી શકે તો એ જ વાપરવી અને ન મળી શકે તો તેના વિના ચલાવી લેવું એવી હતી અમે વરસો સુધી કડક આગ્રહ રાખીને આ પ્રતિજ્ઞાનું પાલન કરેલું કાચના પ્યાલા જેવી વસ્તુ જૂનાં કપડાં આપી ઘરમાં ખરીદવામાં આવે તો તે અમે ભંગાવી નાખતા

"દાદાભાઈ નવરોજજી, સુરેન્દ્રનાથ બૅનરજી, ગોખલે વગેરેને હું સાધુસંત જેવા પૂજ્ય સમજતો જેમ સંપ્રદાયના પ્રસિદ્ધ ને પવિત્ર સાધુઓનો સમાગમ કરવા મથતો તેમ આવા દેશનેતાઓનો સમાગમ કરવાની પણ મને બહુ હોંશ રહેતી પણ બાપુજી પહેલાં એવા કોઈ પ્રથમ પંક્તિના નેતાનો પરિચય કરવાનું સુભાગ્ય પ્રાપ્ત થયું નહોતું દેશસેવા માટે પોતાનું જીવન અર્પણ કરનારામાંથી શ્રી દેવધર સાથે મને પહેલો પરિચય થયેલો ત્યાર બાદ હિંદ સેવક સમાજના જુદા જુદા સેવકોના પ્રસંગમાં આવેલો

"સાંપ્રદાયિક સાધુઓમાંથી બ્રહ્મચારી શ્રી મુનીશ્વરાનંદજી, અનંતાનંદજી સ્વામીશ્રી હરિચરણદાસજી, રઘુવીરચરણદાસજી, રામચરણદાસજી વગેરેના ઉપદેશોની મારી ઉપર બહુ ઊંડી અસર પડતી

આકોલામાં હું વકીલાત કરતો તે દરમ્યાન નામદાર ગોખલે અને સર ફિરોજશાહ મહેતાના અવસાન થયાં ગોખલેના અવસાનથી મને અતિશય દુઃખ થયું હું એમના સીધા સંપર્કમાં તો કદી આવ્યો નહોતો કૉલેજના દિવસોમાં એક જ વાર બિનરાજકીય વિષય ઉપર એમનું ભાષણ સાંભળ્યું હતું પણ એમને માટે મારા મનમાં અતિશય પૂજ્ય ભાવ બંધાયો હતો એમના મરણથી હિંદુસ્તાન અતિશય કમનસીબ

થયેલુ મને લાગ્યુ એ ખોટ પૂરી પડશે કે કેમ એના વિચારો મને આવવા લાગ્યા દેશકાર્યમા જ જીવન ગાળવુ એ શ્રી દેવધરે પોષેલો સંસ્કાર પાછો જોર કરી ઊઠ્યો ગોખલેની ખોટ હુ પૂરી પાડુ એવા વિચારથી નહી પણ જ્યારે માતૃભૂમિને આવી મોટી ખોટ પડી હતી ત્યારે માતાને જે કંઈ આશ્વાસન આપી શકાય તે આપવાનો ધર્મ પ્રાપ્ત થયો છે એવા વિચારથી ભાઈને મારા વિચારોની કંઈક જાણ થયેલી ત્યાર બાદ તેઓ મુંબઈ ગયેલા ત્યાથી તેમણે એટલુ જ લખ્યુ કે સેવામા જીવન અર્પણ કરવુ હોય તોયે ધર્મ દ્વારા એટલે કે સ્વામીનારાયણ સંપ્રદાયની સેવા દ્વારા જીવન સમર્પણ કરવાનો વિચાર પોષવો આ આદેશ મે હૃદયમા ધારણ કરી લીધો ભાઈની સહાનુભૂતિ હોવી એ કાઈ મને જેવુ તેવુ બળ નહોતુ નાનાભાઈ તો આવી બાબતમા હમદર્દી રાખતા હતા જ બાલુભાઈની હમદર્દી પણ રહેતી ખરી, છતા આર્થિક મૂંઝવણો અને આર્થિક બાજુનો ખ્યાલ એમને એક વિચાર પર સ્થિર થવા દેતા નહી એમનુ મન હમેશા બે બાજુ ઢળેલુ રહેતુ

"ભાઈના અવસાનથી કુટુબ સાથે બાધી રાખનાર એ દોરી તૂટી ગઈ હતી વકીલાત છોડી મુંબઈ આવ્યા પછી અમારા ઘરની પડોશમા જ આવેલા હિન્દ સેવક સમાજ સાથે મારો પરિચય વધ્યો હુ બી એ મા હતો ત્યારથી દેવધર મને લલચાવ્યા કરતા હતા આકોલાથી મુંબઈ આવ્યા પછી હુ ઠક્કરબાપાના પ્રસગમા આવવા મડ્યો ઇન્દુલાલ યાજ્ઞિક હિંદ સેવક સમાજમા જોડાયા ત્યારે હુ આકોલામા વકીલાત કરતો હતો પણ એમણે પહેલુ વર્ષ નાગપુરમા ગાળેલુ તેથી એક બે વાર એ મને મળી ગયા હતા એ મારા જૂના મિત્ર હતા આમ હિંદ સેવક સમાજનુ આકર્ષણ મને બહુ જ હતુ પણ પાછળથી એને વિષેનો મારો મોહ થોડો ઓછો થયો આકોલામા તેમ જ મુંબઈમા મને એવો અનુભવ થયો કે ગોખલે અને તિલક બન્નેના અનુયાયીઓ એમ માનતા કે બીજા પક્ષની નિંદા કર્યા વિના અને એની સાથે લડ્યા વિના પોતાના પક્ષની કે દેશની સેવા થઈ શકે નહી હુ ગોખલેને પૂજતો ખરો પણ તિલક માટે પણ મારા મનમા ઘણો આદર હતો આકોલામા એમના પક્ષનાયે મારા મિત્રો હતા જેમ ગોખલે પક્ષના મહાજની સાથે તેમ તિલક પક્ષના બાપટ સાથે હુ સારી રીતે કામ કરી

શકતો હતો આથી હિંદ સેવક સમાજ સાથે મને નહીં ફાવે એમ લાગતું હતું તે ઉપરાંત ધાર્મિક ક્ષેત્રમાં પડવાનો ભાઈનો આદેશ તો હતો જ. હિંદ સેવક સમાજમાં દેશાર્થે ત્યાગનું તત્ત્વ હતું ખરું, પણ હું સમજતો હતો તેવા પ્રકારની ધર્મભાવનાનો તેમાં મને સર્વથા અભાવ લાગતો હતો."

બાપુનું નામ કિશોરલાલભાઈએ પ્રથમ ક્યારે સાંભળ્યું અને પછીથી પ્રત્યક્ષ પરિચયમાં કેવી રીતે આવ્યા એ વિષે કિશોરલાલભાઈએ એક સ્થળે નોંધ્યું છે કે,

"મુંબઈની હાઈસ્કૂલમાં અંગ્રેજી પાંચમીમાં ભણતો હતો અને મારી ઉંમર લગભગ ૧૩ વર્ષની હશે તે વખતે ગાંધીજીનું નામ મેં પહેલી વાર સાંભળેલું બાપુના સૌથી મોટા દીકરા શ્રી હરિલાલ ગાંધી મારા જ વર્ગમાં ભણતા હતા એક વખત અમારા સંસ્કૃત શિક્ષક વિદ્યાર્થીઓ સાથે બીજી વાતો કરતા હતા હરિલાલે કહ્યું કે પોતે થોડા જ વખતમાં શાળા છોડી દેવાના છે કારણ એમને દક્ષિણ આફ્રિકા જવું છે ત્યાં એમના પિતા બૅરિસ્ટર છે તેઓ એક સાપ્તાહિક ત્રણ કે ચાર ભાષામાં—અંગ્રેજી, ગુજરાતી, તામિલ અને હિન્દી (?) માં ચલાવે છે એ વાત ત્યાં અટકી

"પછી દસ વર્ષ વીતી ગયાં. હું નવા વકીલ તરીકે આફ્રિકા ગયો તે વખતે દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત ઉગ્ર તબક્કામાં હતી ત્યાંની હકીકતોથી વર્તમાનપત્રો ઊભરાતાં હતાં ગોખલેજી તથા હિન્દના તે વખતના વાઈસરૉય લૉર્ડ હાર્ડિંગે ત્યાંના હિન્દીઓનો પક્ષ લીધો હતો. ઠેર ઠેર સભાઓ થતી અને લડતને મદદ કરવા માટે ફાળા પણ ઉઘરાવાતા. ઉત્સાહી નવજુવાન તરીકે મેં પણ તેમાં ભાગ લીધો. ગાંધીજી સાથેનો આ મારો બીજો પરિચય

"ત્યાર પછી ચાર વર્ષ વીતી ગયાં હું મુંબઈમાં હતો વિરમગામ જકાત સામે વિરોધ કરવા માટે એક સભા થઈ હતી. ગાંધીજીનું નામ સભાના પ્રમુખ તરીકે જાહેર કરવામાં આવ્યું હતું હું તથા મારા મોટાભાઈ આવી સભા ચૂકીએ નહીં. એટલે અમે બંને તેમાં ગયા. ગાંધીજીને મેં પહેલી

વાર સાભળ્યા તેઓ અગ્રેજીમા તેમ જ ગુજરાતીમા બોલ્યા ગુજરાતી ખાસ કાઠિયાવાડી ઢબે બોલેલા સભા પૂરી થયા પછી ગાધીજી દરિયા કિનારે ફરવા નીકળ્યા હુ તથા મારા મોટાભાઈ તેમની પાછળ પાછળ ચાલ્યા મિ પોલાક ગાધીજીની સાથે હતા દરિયાકિનારેથી તેઓ ગામદેવીમા શ્રી રેવાશકર જગજીવનને ઘેર ગયા અમને પણ ઘેર જવાનુ મોડ થતુ હતુ એટલે પ્રણામ કરીને વિદાય લીધી મિ પોલાકે ટીકા કરી કે The faithful two — બે વિશ્વાસીઓ

"અમે ઘેર પહોચ્યાને વાળુ કરી લીધુ એટલામા ઠક્કરબાપાનો સદેશો આવ્યો કે ગાધીજી સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના મકાનમા આવવાના છે અને તમારે આવવુ હોય તો આવો અમે તરત ત્યા ગયા ગાધીજી, ઠક્કરબાપા, શ્રી શકરલાલ બૅંકર તથા બીજા એક બે જણા ત્યા હતા અમે પણ પાછળ ખુરસીઓમા બેઠા આશ્રમના મકાનો બાધવા વિષે વાત ચાલતી હતી ગાધીજી તદ્દન કાચા ઝૂપડા બાધવાના મતના હતા ઠક્કરબાપા જોકે સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયામા જોડાયા હતા છતા પોતાનો ઇજનેરી ધધો ભૂલ્યા નહોતા તેમની દલીલ એ હતી કે કાચા મકાનો વખતોવખત સમરાવવા પડે છે અને છેવટે પાકા મકાનના જેટલા જ મોઘા પડે છે વળી સાર્વજનિક મકાનો બને તેટલા મજબૂત હોવા જોઈએ બાપુની દલીલ એ હતી કે ભલે પાચ દસ વર્ષે આખુ મકાન ફરી કરવુ પડે તોપણ સસ્તા મકાન કરવાનુ જ પોતાને ગમે શકરલાલ બૅંકર જુદી જ ભૂમિકા ઉપરથી દલીલ કરતા હતા તેમનુ કહેવુ એમ હતુ કે હિન્દીઓ કાયમને માટે ઝૂપડામા રહે એ પોતાને પસદ નહોતુ એમની મહત્ત્વાકાક્ષા એવી હતી કે દરેક હિન્દીને સુઘડ પાકુ મકાન મળવુ જોઈએ માટે ગાધીજીએ સસ્તા મકાન કરી ખરાબ દાખલો બેસાડવો ન જોઈએ છેવટે આશ્રમમા પાકા મકાન થયા ગાધીજી જ્યારે સત્યાગ્રહ ગયા ત્યારે પોતાની ઝૂપડાની અભિલાષા અમલમા મૂકી શક્યા

"તે વખતે બાપુની સાથે મારુ ઓળખાણ કરાવવામા આવેલુ કે

નહી તે મને યાદ નથી મોટાભાઈને તો ઓળખાણની જરૂર જ નહોતી આગળી કોંગ્રેસમા તેઓને ગાધીજીની સાથે જ ઊતરવાનુ થયુ હતુ એ કોંગ્રેસમા બાપુજીના ચશ્મા ખોવાયા હતા અને બાનુભાઈના ચશ્મા તેમને બેસ્યા આવ્યા એટલે બાનુભાઈએ તેમને તે આપી દીધા તે વખતે બાનુભાઈને ક્યાથી ખ્યાલ હોય કે ચશ્માની પછી પોતાના ભાઈને પણ અર્પણ કરવાના હતા અને આગળ ઉપર વૈવાહિક સબધો જોડી આખુ કુટુબ બાપુજીને અર્પણ થવાનુ હતુ ?

"એ એક દિવસ પછી સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયા સોસાયટીના મકાનમા કેટલાક ભગીઓની એક ખાનગી સભા બાપુજીને મળવા માટે રાખવામાં આવી હતી ઠક્કરબાપાએ અમને ખબર આપી એટલે અમે ત્રણે ભાઈઓ એ સભામા ગયા અને ભગીઓની સાથે લગોલગ બેઠા અમારે માટે આ કાઈક નવો જ અનુભવ હતો કાઈક એટલા માટે કહુ છુ કે ખ્રિસ્તી હરિજનો સાથે તો અમે અહોવામા ભળતા મારા પિતાશ્રી તથા વચેટ ભાઈને સ્થાનિક મિશનરીઓ સાથે સારો સબધ હતો અને પોતાના કારખાનામા તેઓ હરિજન કારીગરોને પણ રાખતા પણ હિન્દુ ભગીઓ સાથે અડકીને બેસવાનો આ પહેલો જ પ્રસગ હતો ઘેર ગયા પછી અમારે નાહવુ કે કેમ એ પ્રશ્ન ઊભો થયો બાનુભાઈને હમેશા પૂજા કરવાની ખાળ હતી એટલે તેમણે તો નાહવાનો નિશ્ચય કર્યો નાનાભાઈએ કહ્યુ કે મે તો જમી લીધુ છે એટલે હુ તો માત્ર કપડા જ બદલી નાખીશ મે હાથપગ ધોઈ નાખવાથી સતોષ માન્યો

"ત્યાર પછી થોડા દિવસે હિંદ સેવક સમાજના કાર્યાલયમા જ એક દિવસ ઠક્કરબાપા સાથે બાગે મેળાપ થયો બાપુજી તે વખત ચપારણમા હતા ત્યા સ્વયસેવક મોકલવા બાબતનો તેમનો એક કાગળ ઠક્કરબાપાએ મને વચાવ્યો અને હુ જઈશ કે કેમ તે પૂછ્યુ મે તરત જ હા પાડી પછી ઓફિસમા જઈ બાનુભાઈને વાત કરી અને તેમની પરવાનગી માગી કઈક આનાકાની બાદ તેમણે પરવાનગી

આપી પડી ઘેર જઈ ગોમતીને વાત કરી તો હું સાથે લઈ જાઉં તો ચંપારણ જવાનો વાંધો ન હતો પણ મને એમના જવા દેવા તે તૈયાર નહોતી અમે બન્ને જઈએ એવું દકરબાપાને કહેના મને ભારે સંકોચ લાગતો હતો અને બાપુજીને એવું પુછાવવું એ તો મારી કલ્પનામાં પણ નહોતું આવતું એટલે આવી માગણી મારાથી ન કરાય એવું ગોમતીને સમજાવવા મે મ‌_ પ્રયત્ન કર્યો તે સમજી એમ તો ‌_ ન કહી શકું અમારી વચ્ચે તે રાત્ર કનેરા પણ થયો પણ હું મક્કમ હતો ગોમતીએ રાજીખુશીથી સંમતિ ન આપી બીજા સવારની ગાડીમાં હું બેતિયા જવા ઊપડયો

'મને દિવસમાં બે વાર ચા પીવાની ટેવ હતી જોકે ખાના પીવાની બાબતોમાં હું હજી સુધી ખૂબ જ જૂની પર પરાને વળગી રહ્યો હતો અને મેળાવ ‌। કે પાર્ટીમાં જાઉં તો ફળ પણ લેતો નહી છતાં સ્ટેશનો ઉપર અને હોટેલોમાં લોકોના ઓરેના ખાનામાં વેચાતી 'બામણિયા' ચા પીવાની મે ટેવ પાડી દીધી હતી બેતિયા જતા રસ્તામાં મોગ સ્ટેશનો પર મે ચા વેચનાવાળાને શોધ્યા પરંતુ સંયુક્ત પ્રાન્તમાં ઉનાળામાં મોગ સ્ટેશનો ઉપર પણ 'બામણિયા' ચા વેચવાવાળા જણાયા નહી મારે રાત લખનૌમાં ગાળવાની હતી ગાડી વાળો મને એક હિંદુ હોટેલમાં લઈ ગયો ગત પડેલી એટલે ખાવાની ઇચ્છા નહોતી પણ મે ચા મંગાવી હોટેલવાળાએ મારે માટે ખાસ ચા તૈયાર કરાવી ગુજરાત કાઠિયાવાડમાં નાનું ગામડું પણ ચાની દુકાન વિના ન મળે ત્યારે લખનૌ જેવા મોટા શહેરની એક પ્રતિષ્ઠિત ગણાતી વીશીમાં ચા તૈયાર ન મળે એ મને અજાયબીભરેલું લાગ્યું ત્યાંના લોકોને ચા પીવાની ટેવ પણ ક્યાંથી હોય? એટલે ચા નામનો કાઈક ઉકાળો મને આપવામાં આવ્યો તે પીને હું સૂતો બેતિયામાં ચા નહી મળે એ તો મે માન્યું જ હતું ચા વિના હું મૂંઝાઈ જાઉં માથું ચડે એવી મને ટેવ નહોતી છતાં ચા પ્રત્યે આસક્તિ તો હતી જ

બીજે દિવસે સવારે દસ વાગ્યે બેતિયા પહોંચ્યો બાપુજીને

મળ્યો નાહ્યા ધોયા બાદ બાપુજીએ મને બોલાવ્યો અને પૂછ્યું, 'ચંદુલાલ દવેએ મોકલેલા કાગળના લેખક તમે જ છો?' મેં હા કહી પછી એમણે મારી સાથે સ્વામીનારાયણીય બ્રહ્મચર્ય વિષે કેટલીક ચર્ચા કરી તેથી માન વિચારમાં કશો ફરક ન પડ્યો પણ પરિચયને અભાવે હું ઝાઝી ચર્ચામાં ન ઊતર્યો એ ચર્ચાની મેં આશાયે નહોતી રાખી અને હું એ માટે તૈયાર પણ નહોતો પછી મારી તબિયત જોઈ, ચરખાકામ હું ન કરી શકું એવી દહેશત બાપુજીએ બતાવી મને સૂચવ્યું કે તમારે રાષ્ટ્રનું કામ કરવું જ હોય તો તમે આશ્રમમાં જાઓ અને ત્યાં રાષ્ટ્રીય શાળા ચાલે છે, તેમાં કામ કરો પછી આશ્રમની રાષ્ટ્રીય શાળા વિષે ટૂંકમાં બધી હકીકત કહી ઘરની સ્થિતિ વિષે પૂછપરછ કરી હું ઘરના ખર્ચ જોગું શાળામાં મેળવી શકું તો ભલે, નહીં તો ખર્ચ આપવાનીયે ઇચ્છા દર્શાવી શું ખર્ચ આવે તેનો મને અનુભવ નહોતો ત્રણ જણ માટે માસિક રૂ ૪૦ ખાતી રહે એમ બાપુજીએ કહ્યું હું જરા આભો તો બન્યો જ પણ ગુજરાતનું જીવન બહુ સસ્તું હશે એમ કલ્પના કરી બાપુજીને મેં ધાર્મિક પુરુષ અને તેથી ભોળા ભક્ત જેવા માન્યા હતા પણ તેમણે જે ઝીણવટથી મારી તપાસ કરી તેથી મારો વિચાર તરત જ બદલાયો મને લાગ્યું કે એમને ભોળા માનવામાં હું જ ભોળો હતો એ વાણિયા અને વકીલ બંને હતા એ વાત મારે ભૂલવી જોઈતી નહોતી પણ તેથી મારા મનમાં બાપુજી વિષે આદરભાવ જરા પણ ઘટ્યો નહીં, ઊલટો વધ્યો ભોળા નહોતા એટલે લુચ્ચા અથવા ધૂર્ત હતા એમ મને જરા પણ લાગ્યું નહીં

'મારે અમદાવાદ જઈને આશ્રમની રાષ્ટ્રીય શાળામાં જોડાવું એવો બાપુજીએ મને આગ્રહ કર્યો ચરખાકામમાં કામ કરવા લાયક મારી તબિયત નથી એમ તેમને લાગ્યું અને બીજી જ ગાડીએ પાછા ફરવા સૂચવ્યું આથી હું નિરાશ તો થયો પણ એમની આજ્ઞા શિરોધાર્ય કર્યે જ છૂટકો હતો મંધોરના બાનુભાઈનો કાગળ બાપુજી પર આવી પહોંચ્યો તેમાં મારી નબળી તબિયત વિષે ચિંતા બતાવી હતી અને

ગોમતીને મોકલવા ઇચ્છા દર્શાવી હતી આથી હવે બાપુજીનો નિર્ણય ચોક્કસ જ થઈ ગયો એમણે મને પાછા જવા આજ્ઞા કરી . તો ચાલે આશ્રમની રાષ્ટ્રીય શાળામા જોડાવા બાબત મે એમને મુમ્બઈ જઈ વિચાર કરીને મારો નિર્ણય જણાવવા કહ્યુ પણ એમણે મને પોતાની જાળમા પૂરેપૂરો ખેચી લીધેલો તો હતો જ

"બીજે દિવસે બપોરે હું પાછો ફર્યો રસ્તામા છપૈયામા એક રાત રહ્યો સહજાનદ સ્વામીની જન્મભૂમિની યાત્રા કરી ત્યાથી પાછો લખનૌ થઈ મુમ્બઈ આવ્યો લખનૌમા આગની સરાઈમા જ ઊતર્યો પણ આ વખતે ચા ન મુકાવી રસ્તામા મે ચા છોડી દેવાનો નિર્ણય કરી નાખ્યો હતો ત્યાર બાદ ઘણા વર્ષો સુધી મે ચા પીધી નહી પછી ઇન્ફ્લુએન્ઝાના મદવાડ દરમ્યાન થોડા દિવસ પીધી હતી ત્યાર પછી ૧૯૨૮ના લાબા મદવાડમા પીવા માડી તે પછી લગભગ નિયમિત પીતો થયો આ પાછી પીવા માડી તેની પાછળ બે ત્રણ મનો વૃત્તિએ કામ કર્યું ચા છોડી તેથી સવાર અને સાજનુ, ખાસ કરીને સવારનુ ગરમ પીણુ છૂટયુ જ હતુ એમ ન કહેવાય કોઈ ને કોઈ સ્વરૂપમા પેય વિના નથી ચાલતુ એવો મારો અનુભવ થયો મસાલાનો ઉકાળો, ઘઉની કૉફી, ઘઉના લોટની રાબ, શુદ દાણાની કૉફી, એમ એક પછી એક અનેક પેય અજમાવ્યા કેટલીક વખત કેવળ દૂધ લેવાનુ પણ રાખ્યુ પણ કેવળ દૂધ ફાવતુ નહી લાબા વખત સુધી તે ભાવતુ પણ નહી હોય બવા જ પેયો કાઈક શારીરિક અગવડ અથવા બનાવવાની અગવડ ઊભી કરતા આજુબાજુના જેમણે ચા છોડી હતી તેમણે ઘણુ કરીને શુદ દાણાની કૉફી સ્વીકારેલી જણાતી હતી ખર્ચની દૃષ્ટિએ પણ એ સસ્તી નહોતી એના વિપરીત પરિણામ ચા કરતા ઓછા લાગ્યા નથી કદાચ પેટનો ફુગારો અને અમ્લતા (ઍસિડિટી) વિશેષ વધારનાર પણ હોય મદવાડમા તો કૉફી કરતા ચા જ વધારે અનુકૂળ લાગતી પ્લૅન્ટેશનોમા મજૂરો ઉપર થતા જુલમની નૈતિક બાજુ કૉફીને લાગુ પડે છે આથી ચા કૉફી વચ્ચે ભેદ

આશ્રમમાં આવ્યા તેવા મારે ત્યાં ઊતર્યા અને જુદું ઘર માંડ્યું ત્યાં સુધી મારે ત્યાં જમવાનું રાખ્યું. એમને જોતાં અને એમની સાથે વાત કરતાં જ હું એમના પ્રત્યે આકર્ષાયો અને ત્યારથી જ એ મારા શ્રદ્ધેય મિત્ર અને માર્ગદર્શક બન્યા.

## ૧૩

## સત્યાગ્રહ આશ્રમની રાષ્ટ્રીય શાળામાં શિક્ષક

આશ્રમની રાષ્ટ્રીય શાળામાં કિશોરલાલભાઈ જોડાયા ત્યારે એમને શિક્ષણનો ખાસ કશો અનુભવ નહોતો. એમ તો અમારામાંના બીજા શિક્ષકોમાંથી કેવળ કાકાસાહેબ સિવાય બીજા કોઈને પણ કશો અનુભવ નહોતો. અમારી મુખ્ય આકાંક્ષા તો ગાંધીજીના હાથ નીચે કામ કરવાની હતી. એમણે હિંદુસ્તાનમાં આવીને રાષ્ટ્રીય શિક્ષણનો પ્રયોગ શરૂ કર્યો અને એ પ્રયોગમાં જોડાવા અમને કહ્યું ત્યારે અમે વિચાર કર્યો કે, આ રીતે ગાંધીજી સાથે કામ કરવાની તક મળે છે તો ભલે આ પ્રયોગમાં જોડાઈએ. કાકાસાહેબની સ્થિતિ અમારા બધાથી તદ્દન જુદી જ હતી. તેમણે પોતે રાષ્ટ્રીય શિક્ષણના કેટલાક પ્રયોગો કર્યા હતા અને કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના શાન્તિનિકેતનમાં કામ કરી વિશેષ અનુભવ પણ મેળવ્યો હતો. એટલે એમની પાસે રાષ્ટ્રીય શિક્ષણની ચોક્કસ દૃષ્ટિ હતી. અમારી શાળામાં આચાર્ય તરીકે પ્રો૦ સાંકળચંદ શાહ હતા તોપણ વસ્તુતઃ શાળાની નીતિ ઘડવાનું તથા શિક્ષકોને દોરવણી આપવાનું કામ કાકાસાહેબ જ કરતા. વિનોબા તે વખતે પોતાનું વેદાધ્યયન પૂરું કરવા બાપુજીની રજા લઈ વાઈ ગયા હતા. તે લગભગ એકાદ વરસ પછી પાછા આવ્યા ત્યારથી શાળાની નીતિ ઘડવામાં એમનો પણ ફાળો રહેતો. બાપુજી પોતાના મનથી આ પ્રયોગ માટે મુખ્યત્વે કાકાસાહેબને જવાબદાર ગણતા. સંગીતશાસ્ત્રી

પંડિત ખરે, હરિહરભાઈ ભટ્ટ, જુગતરામભાઈ તથા આપાસાહેબ પટવર્ધન શાળા શરૂ કર્યા પછી વરસ દોઢ વરસના ગાળામા તેમા જોડાયા

અમારી શાળા વિશે ભાઈ નીલકંઠ લખે છે

રાષ્ટ્રીય શાળાનુ કામ આશ્રમની પાસેના બીજા એક બગલામા ચાલતુ પ્રભુદાસ ગાધી ગિરધારી કૃપાલાની, મણિલાલ પરીખ, પ્રીતમદ– મહેતા તથા હુ એમ પાચ મોટા વિદ્યાર્થીઓ અને આશ્રમવાસીઓના દસેક બાળકો મળી કુલ પદર વિદ્યાર્થીઓની અમારી શાળા હતી શ્રી કિશોરલાલ, નરહરિભાઈ, સાકળચદ શાહ કાકાસાહેબ તથા ફૂલચદભાઈ એ અમારા શિક્ષકો હતા કાકાસાહેબ તથા નરહરિભાઈ સાથે પૂ બાપુ શિક્ષણવિષયક ચર્ચાઓ કરતા અને ધીરે ધીરે પોતાના વિચારોને તૈયાર કરતા જતા હતા એવુ સ્મરણ છે ત્યાથી આશ્રમ સાબરમતી ગયો ત્યારે પહેલા તો અમે તબૂઓમા રહેતા પછી ઝૂપડીઓ બાધેલી તેમા રહેતા લગભગ દોઢ વર્ષે મકાનો તૈયાર થયા તબૂઓમા રહેતા ત્યારે વરસાદ આવે એટલે સામાન ફેરવવો પડે રસોઈ કરી રાખી હોય તે કૂતરા ખાઈ અથવા બગાડી જાય એ બધી અડચણોને લીધે પૂ ગોમતીબહેન સ્વાભાવિક જ ત્રાસતા ત્યારે કાકા એમને સમજાવતા બધુ કામકાજ હાથે જ કરવાનુ રહેતુ એટલે પોતાને દમ થયો હોય તોયે કાકા કામ કરતા જાય અને હાફતા જાય કાકાની પ્રકૃતિ નાદુરસ્ત હોવા છતા એની માટેની નાની જગ્યામા પાણી આપવુ વહેલા ઊઠી પ્રાર્થનામા જવુ વગેરે ચૂક્યા વિના કરવાનો તેઓ આગ્રહ રાખતા આમ હુ તથા ચિ સુરેન્દ્ર તેમની પાસે બે વર્ષ રહેલા અમારાથી બનતી કાઈક મદદ કે કામ અમે કરતા અને અભ્યાસ પણ કરતા'

કિશોરલાલભાઈ પોતાને વિશે લખે છે

કૉલેજના દિવસોથી જ પ્રાથમિક કેળવણીના પ્રશ્ન પર મારુ દિલ ચોટેલુ હતુ હુ જ્યારે જુનિયર બી એ મા હતો ત્યારે તે ઉપર એક નિબધ મે વાચ્યો હતો અને તેમા એ અભ્યાસક્રમની યોજના ઘડી હતી એમ યાદ છે માતૃભાષા ઉપરાત હિન્દીને, ધાર્મિક શિક્ષણને ઉદ્યોગધધાઓના શિક્ષણને અને ગ્રામજીવન-સુધારને તેમા સ્થાન હતુ એ નિબધ તે દિવસની બુદ્ધિ પ્રમાણે લખાયો હશે અને બહુ રદ્દ માલ જ હશે એમ માનુ છુ શિક્ષણ વિષેનો અનુભવ તો હતો જ નહી એટલે

એ બધુ બીજાઓના વિચારોમાથી દોહેલુ અથવા ત-ની શોધેલુ હશે પણ કેળવણીના ક્ષેત્રમા જીવનનો ઉપયોગ કરવાની અભિલાષા તે વખતથી જ મનમા પોષાતી આવી હતી પણ એ ક્ષેત્રમા જ જીવન વળશે એમ ખબર નહોતી ગાધીજી સાથેના પ્રસગથી જૂની વાસનાઓ જાગ્રત થઈ ”

આશ્રમની રાષ્ટ્રીય શાળામા જોડાયા પણ સ્વામીનારાયણ સપ્રદાય મારફત સેવા કરવાનો પિતાશ્રીનો આદેશ તેઓ ભૂલ્યા નહોતા એક વરસ અથવા જરૂર પડે તો વધુ વખત રાષ્ટ્રીય શાળામા કામ કરી, અનુભવ મેળવી સપ્રદાય દ્વારા એક વિદ્યાપીઠ સ્થાપવી એવી આશા પણ તેમણે સેવેલી પણ થોડા જ વર્ષોમા તેઓ જોઈ શક્યા કે, સપ્રદાયનુ વાતાવરણ આવી પ્રવૃત્તિને અનુકૂળ નહોતુ સપ્રદાયના અગ્રણી સાધુઓમાથી અથવા સપ્રદાયના ગૃહસ્થ આગેવાનોમાથી કોઈ તેમને સાથ આપવા તૈયાર નહોતુ

સ્વામીનારાયણ સપ્રદાયના નિયત આચાર મુજબ કિશોરલાલભાઈ હમેશા નિયમિત રીતે પાઠપૂજા વગેરે કરતા. કૉલેજમા જતા ત્યારે પણ તિલક અને એની વચમા પાઈ જેવડો હિંગળોકનો ચાન્લો કરતા આશ્રમમા આવ્યા ત્યારે પણ તેમણે એ પ્રથા ચાલુ રાખી હતી પૂજા કરી તેઓ ઠાકોરજીને થાળ ધરાવતા તે વખતે

જમો થાળ જીવન જાઉ વારી ॥
ધુઓ કરચરણ કરો ત્યારી ॥ જમો૦
બેસો મેલ્યા બાજોઠ ઢાળી ॥
કટોરા કચનની થાળી
જળે ભર્યા ચણુ ચોખાળી ॥ જમો૦

એ ધોળ મોટે સાદે તેઓ ગાતા એ સાભળી અમને બધાને બહુ જ રમૂજ થતી બીજી તરફથી કિશોરલાલભાઈ જેવા તીવ્ર બુદ્ધિમાન પુરુષ આવી ભારે શ્રદ્ધા રાખી શકતા એ જોઈ મનમા આશ્ચર્ય પણ થતુ

ભોજનને વિષે પક્તિભેદ જાળવવાનુ હજી તેમણે છોડ્યુ નહોતુ એ વાત અગાઉ આવી ગઈ છે કોચરબમા તો અમે આશ્રમની નજીક જુદા મકાન રાખી તેમા રહેતા પરતુ તે વખતે અમદાવાદમા અને

કોચરબમાં પણ પ્લેગ બહુ જોરથી ફાટી નીકળ્યો હતો. તે જ અરસામાં હાલ જ્યાં સાબરમતી આશ્રમ છે તે જમીન બાપુજીએ વેચાતી લીધી હતી. ત્યાં એક પણ મકાન નહોતું. તેમ જ હાલ ત્યાં જેવાં ઝાડ છે તેવાં ઝાડ પણ નહોતાં. પૂ. ગાંધીજીએ ચંપારણથી કાગળ લખ્યો કે શહેરમાં આટલો પ્લેગ ચાલે છે તે વખતે આશ્રમના બધા માણસોએ લીધેલી નવી જમીન ઉપર જઈને રહેવું એ યોગ્ય છે. જમીન સાફ કરીને ચાર તંબૂ [illegible] પાસેથી માગી આણ્યા હતા તે ત્યાં ઊભા કર્યા અને તેમાં રહેવાનું ઠરાવ્યું. રસોડા માટે [illegible] છાપરાવાળો એક માળવો તૈયાર કર્યો. જુલાઈ-ઑગસ્ટમાં જે વખતે વરસાદનું જોર બરાબર હતું તે વખતે અમે બધા ત્યાં રહેવા ગયા (સને ૧૯૧૭). અમે જેઓ કોચરબમાં અલગ રહેતા હતા તેઓએ પણ ત્યાં તો સંયુક્ત રસોડે જ જમવાનું રાખ્યું. પરંતુ કિશોરલાલભાઈને તો ગમે તે જાતના માણસનું રાંધેલું ખાવાનો બાધ હતો. એક તંબૂમાં ચાર ખૂણે [illegible] કિશોરલાલભાઈ, હું તથા ફૂલચંદભાઈ રહેતા હતા. ગોમતીબહેને તંબૂના પોતાના ખૂણામાં અલગ રાંધવાનું રાખ્યું. અમારી બધાની પાસે સામાન પણ ઓછો જ હતો. ત્યારે બંને વખતનું તેઓ રાંધી લેતા. પણ સાંજ સવારનું ખાવાનું મુશ્કેલીથી મૂકવાનું ક્યાંય સાધન એમની પાસે નહોતું. એટલે ઘણી વાર તો કૂતરું આવીને એમનું ખાવાનું ખાઈ જતું અથવા અભડાવી જતું. વરસાદ આવે ત્યારે સામાન સંતાડવો પડતો વગેરે વિટંબણાઓ વિશે અગાઉ કહેવાઈ ચૂક્યું છે.

પોતાના ધર્મની રીત પ્રમાણે સ્વામીનારાયણના મંદિરમાં દર્શને જવાનો નિયમ કિશોરલાલભાઈ નિયમિત રીતે પાળતા. એ વિશે ભાઈ [illegible] લખે છે: 'અમે આશ્રમમાં ગયા ત્યાર પહેલાં કોચરબથી અને પછી સાબરમતીથી અમે વારંવાર રવિવારે ખાસ એકાદશીના દિવસ તથા બીજા ઉત્સવને પ્રસંગે ત્યાંના સ્વામીનારાયણના મંદિરમાં જવાનું રાખેલું. અમે બધા કોચરબથી કે સાબરમતીથી નીકળીએ તે ચાલીને લોથપોથ થઈ ઘેર પાછા આવીએ.'

અતિશય વ્યવસ્થિત અને નિયમિતપણે કામ કરનાર તરીકે કિશોરલાલભાઈની પ્રતિષ્ઠા અમારી શાળામાં, ખાસ કરીને વિદ્યાર્થીઓમાં ઘણી હતી. તેઓ ગણિત, નામુ, ગુજરાતી વગેરે વિષયો શીખવતા. શાળાના બધા વર્ગો માટે સમયપત્રકો તૈયાર કરવાનું કામ જ્યાં સુધી કિશોરલાલભાઈએ શાળામાં કામ કર્યું ત્યાં સુધી તેઓ જ કરતા. ગમે તેટલા પ્રારંભિક ધોરણવાળાને શીખવવાનું હોય તોપણ વર્ગમાં શું શીખવવું છે તેનો તેઓ અગાઉથી વિચાર કરી લેતા અને વર્ગમાં જે માહિતી આપવાની હોય તેની ચોકસાઈ કરી લેતા. અમારા કેટલાક વિદ્યાર્થીઓને એવી ટેવ હતી કે, જુદી જુદી જાતના પ્રશ્નો પૂછી શિક્ષકને સમયપત્રકના વિષય કરતાં બીજી જ વાતો ઉપર ચડાવી દેવા. અમને પણ એમ લાગતું કે જે વખતે વિદ્યાર્થીમાં જિજ્ઞાસા જાગ્રત થઈ હોય તે વખતે તે તૃપ્ત કરવી જોઈએ. એને નિયત વિષય એને ઠેકાણે રહી જાય અને આખો સમય બીજી વાતોમાં વીતી જાય એવું ઘણી વાર બનતું. પણ કોઈ વિદ્યાર્થી કિશોરલાલભાઈને આવી રીતે બીજી વાતો ઉપર ચડાવી લઈ શકતો નહીં. તેણે પૂછેલા પ્રશ્નનો એકાદ વાક્યમાં જવાબ આપી દઈ તેઓ તરત પ્રસ્તુત વિષય ઉપર વળી જતા અને વિદ્યાર્થીઓને પણ વાળતા. આથી મુકરર કરેલો અભ્યાસક્રમ પૂરો ન થયો હોય એવું તેમના વર્ગમાં કદી બનતું જ નહીં. વિદ્યાર્થીઓની નોંધપોથીઓ તપાસવાની હોય તે તેઓ વખતસર તપાસીને વિદ્યાર્થીઓને આપી દેતા. તેમની આ નિયમિતતાની અસર વિદ્યાર્થીઓ પર પણ પડતી. પોતાને આપેલું કામ કર્યા વગર ભાગ્યે જ કોઈ વિદ્યાર્થી એમના વર્ગમાં જતો. એમની એ જાતની ધાક વિદ્યાર્થીઓ ઉપર રહેતી. પણ તેની સાથે વિદ્યાર્થીઓના સમગ્ર જીવન વિષે અને વિદ્યાર્થીઓની પ્રગતિ વિષે તેઓ એટલી પ્રેમપૂર્વક કાળજી રાખતા કે વિદ્યાર્થીઓના તેઓ ખાસ પ્રીતિપાત્ર બનતા.

સને ૧૯૧૮ના મે મહિનામાં અમારી શાળાના બધા વિદ્યાર્થીઓને લઈને અમે પગપાળા આબુનો પ્રવાસ કર્યો હતો. જતી વખતે

કાકાસાહેબ, વિનોબા અને હું અમારી સાથે લગભગ પંદરેક વિદ્યાર્થીઓને લઈ સાબરમતીથી આબુ ચાલતા ગયા હતા. કિશોરલાલભાઈ તથા પંડિતજી ખરે નાના વિદ્યાર્થીઓને તથા આશ્રમની કેટલીક બહેનોને લઈ ટ્રેનમાં આબુ ગયા હતા. પાછા ફરતી વખતે કિશોરલાલભાઈ તથા ગોમતીબહેન પાંચેક વિદ્યાર્થીઓને લઈ પગપાળા આબુથી સાબરમતી આવ્યા હતા. આ પ્રવાસમાં એમની સાથેના વિદ્યાર્થીઓની એમણે જે કાળજી રાખી તેથી વિદ્યાર્થીઓ એમના ઉપર મુગ્ધ થઈ ગયા હતા.

આમ છતાં કિશોરલાલભાઈને એમ લાગ્યા કરતું કે એમને પોતાને શિક્ષણ આપતાં આવડતું નથી, કારણ કે પોતે બહુશ્રુત નથી અથવા પોતાને શીખવવાની કળા આવડતી નથી. એમણે પોતાને વિષે આવો અભિપ્રાય બાંધેલો હતો તે બતાવે છે કે, તેઓ કેટલું કડક આત્મપરીક્ષણ કરતા અને પોતાને માપવાનો ગજ કેટલો મોટો રાખતા. વળી શિક્ષકે કે માબાપે પોતાના વિદ્યાર્થીઓને અથવા પોતાનાં બાળકોને સારી રીતે કેળવવાં હોય અને સુધારવાં હોય તો પોતાનાં જીવન જ કેળવવાં અને સુધારવાં જોઈએ, એ વસ્તુ તેમને બરાબર સમજાઈ ગઈ હતી. પોતાના 'કેળવણીના પાયા' એ પુસ્તકની પ્રસ્તાવનામાં તેઓ લખે છે કે,

> આશ્રમની શાળાના અખતરા દરમ્યાન કુટુંબના કેટલાંક બાળકોને પણ અમે સાથે રાખેલાં. આશ્રમવાસીઓનાં પણ બાળકો હતાં અને બીજાઓએ પણ થોડાંક બાળકો અમને સોંપ્યાં હતાં. મેં જોયું કે, ઘણાખરા પિતાઓએ મૂંઝાઈને પોતાનાં બાળકો આશ્રમમાં મૂક્યાં હતાં. એમને એમનાં બાળકોથી સંતોષ નહોતો અને અમારી પાસે સુધરાવવા ઇચ્છતા હતા. વાલીઓની સાથેની વાતચીતમાં મને માલૂમ પડતું કે બાપ-દીકરા વચ્ચેના અસંતોષકારક સંબંધ તથા દીકરાઓની ખોડો એ ઘરના વાતાવરણને લીધે જ હતા. બાપને બાળકોની હોંશો, રમતગમતો વગેરે સાથે સહાનુભૂતિ હોય નહીં, કદી તેમની પાસે બેસવા જેટલું મન મોકળું થતું હોય નહીં, પોતે ગમે તેમ વર્તતા હોય છતાં ગમે તેવી ટેવો રાખતા હોય ગમે તેવા તોછડા શબ્દોથી બાળકોનું અપમાન કરતા હોય, અવ્યવસ્થિત રહેતા હોય, પોતે પોતાના નોકર સાથે ગમે તેવી રીતે

વર્ત્યા હોય, લગભગ દીકરાના જેટલી જ ઉમરની સ્ત્રી પરણી લાવ્યા હોય, પોતાની રહેણીકરણીમા કશો સુધારો કરવાની ઇચ્છા ન હોય, છતા બાળકો અતિશય વિનયી, મહેનતુ, સયમી, આખને ઠારે એવા બને એમ તેઓ ઇચ્છતા હતા 'અમારુ તો હવે જીવન ગયુ, પણ આ બાળકો સુધરે એટલુ ઇચ્છીએ છીએ.' મને આ માગણી વિચિત્ર લાગતી અને લોકો મે એક બે વાલીઓને કહેલુ કે તમે ન સુધરો તો તમારો છોકરો ન સુધરી શકે, છતા એવુ થઈ શકે એવી મને પણ આશા રહેતી

"પણ વાલીને માટે મે જે નિયમ જોયો તે મને પણ લાગુ પડે છે તે હુ સમજી શક્યો નહી જેમ બહારના બાળકો એમનું ઘરનુ વાતાવરણ શુદ્ધ થયા વિના આશ્રમના ચાર છ મહિનાના સહવાસથી સુધરી ન શકે, તેમ મારા વાલીપણા નીચે રહેલા બાળકો મારા ઘરનુ વાતાવરણ શુદ્ધ થયા વિના હુ અપેક્ષા રાખતો હતો તેવી જાતના ન થઈ શકે, એ હુ જોઈ શકતો નહોતો એટલે મારી અને મારા ઘરના બાળકો વચ્ચે પણ અસમાધાન જ રહેતુ હતુ હુ મારી પત્ની સાથે બે ત્રણ દિવસે કલેશ ન્યાં કરતો હોઉ, એક પણ નિશ્ચયને ઠીક એક માસ સુધી વળગી રહી શકતો ન હોઉ, મને પણ મારી વસ્તુ એના ઠીક સ્થાન પર મેલવાની ટેવ ન હોય, મારુ મેજ હમેશા અવ્યવસ્થિત દશામા હોય (આજે પણ એમ જ રહે છે), મને દિવસમા ભૂખ વિના બેચાર વાર ખાવાની ઇચ્છા થયા કરતી હોય, કોઈ અટકાવનાર ન હોવાથી હુ એમ ખેલાશક કરી શકતો હોઉ,— છતા મારા છાત્રીજીઓ સતાપ ન કરનારા, નિશ્ચયી, વ્યવસ્થિત, મિતાહારી હોય એમ હુ ઇચ્છતો હતો અને એમ નથી થતા એમ જોતો એટલે મૂઝાઈ મારા પરનો ભાર કોઈ બીજા શિક્ષકને સોપી દેતો હતો 'પારકી મા કાન વીધે' એ વાલીઓના સિદ્ધાતને હુ પણ માનતો હતો

"એ જ પ્રમાણે અમારી એક એવી ઇચ્છા હતી કે અમારા વિદ્યાર્થીઓ કેવળ વિદ્યાવ્યાસગી ન થાય, પણ ઉદ્યોગવ્યાસગીયે થાય એ મજૂરના જેટલી મહેનત કરનારા થાય વારવાર મજૂરીને માટે ખૂબ કલાક રાખવામા આવે એમ અમે અખતરા કરતા અમારામાથી એકાદ બે શિક્ષક એમા વારાફરતી જોડાતા પણ અમે ગમે તેટલુ મજૂરીનુ માહાત્મ્ય સમજાવીએ છતા અમારા વિદ્યાર્થીઓમા અમે પડિતજીવન માટે જ પ્રીતિ નિર્માણ થતી જોઈ, મજૂરી પ્રેમથી નહી

પણ વેઠથી જ કરાની જોઈ. આના કારણો આગળ લખ્યા પછી હવે સમજવા સહેલા લાગશે, પણ હું સમજી શકયો નહોતો

"હુ ન જોઈ શકયો કે અમારુ જીવન વિદ્યાવ્યાસંગી હતુ, ઉદ્યમવ્યાસંગી નહી, બાળકો સાથે અમે મહેનતના સમયે રાખતા ત્યારે પણ અમારુ ચિત્ત તો કોઈ પુસ્તકમા કે સાહિત્યચર્ચામા રમમાણ રહેતુ, વળી બાળકો સાથે એકાદ બે શિક્ષકો જ મહેનતમા ઉપર પ્રમાણે ઉપલકિયો ભાગ લેતા, જ્યારે બીજા શિક્ષકો તો સીધી રીતે સાહિત્યની જ ઉપાસના કરતા હતા અરે, સાહિત્યનુ ખડન કરવાની અમારી રીતમાયે સાહિત્યની ઉપાસના જ થતી, અને મજૂરીનુ મડન હાથપગથી નહી પણ મોટે ભાગે લેખો કે પ્રવચનોથી જ થતુ છતા અમે માનતા કે અમારી પાસે જે નથી તે અમારા વિદ્યાર્થીઓ અમારી પાસેથી મેળવી શકશે!"

પણ આ બધા કરતાયે શિક્ષણશાસ્ત્રના જે સિદ્ધાન્તોને અમે અપનાવ્યા હતા તેનો કિશોરલાલભાઈને ધર્મવિચાર સાથે મોટો વિરોધ લાગતો હતો અને તેથી એ બાબતમા અમારે ઘણી ચર્ચાઓ થતી કિશોરલાલભાઈએ પોતે એ વિરોધને નીચે પ્રમાણે વ્યક્ત કર્યો છે

"ધર્મશાસ્ત્ર કહે, ભોગથી વિષયોની શાન્તિ થતી નથી, ઇન્દ્રિયોને લાડ લડાવો નહી, મનને કબજે રાખો, એ કહે તેમ ન કરો, યમનિયમોનુ પાલન કરો, વિષયોમાથી રસો ઓછા કરો, રાગદ્વેષથી પર થાઓ વળી ધર્મશાસ્ત્ર કહે, સગીત, નૃત્ય, વાદ્ય વગેરે વિદ્યાર્થીને, બ્રહ્મચારીને સયમમા પ્રયત્નશીલ પુરુષને વર્જ્ય છે, એક ઇન્દ્રિયને પણ મોકળી મૂકવાથી સર્વે ઇન્દ્રિયો પરનો કાબૂ ચાલ્યો જાય છે, વગેરે. શિક્ષણશાસ્ત્ર કહે —(અને આ શાસ્ત્ર તો આશ્રમના સયમી વાતાવરણનેયે માન્ય હતુ) બાળકની સર્વે ઇન્દ્રિયોને કેળવો, સગીત વિના શિક્ષણ અધૂરુ છે, કલા એ રાષ્ટ્રનો પ્રાણ છે, સાહિત્ય એ પ્રજાનુ જીવન છે, બાળકને તમારુ ધાર્યું ન આપો, પણ એને જેનો રસ હોય તે આપો વિષયોને રસિક કરો. તે માટે બાળકની પાસે નાટકો ભજવાવો, રાસો રમાડો, શાળાને શણગારતા શીખવો વળી બાળકને 'ગાયકેનો ભવ' એમ કહો એ રીતે એને ઇતિહાસ આપો એના જ દેશની સસ્કૃતિ (એટલે પ્રકૃતિ)ને પોષનારુ જ્ઞાન આપો, વગેરે."

આ વિરોધ ખરેખરો છે કે કેવળ ઉપર ઉપરથી દેખાતો જ છે

એ પ્રશ્ન વિચારવા જેવો છે કિશોરલાલભાઈએ એમના 'કેળવણીના પાયા' પુસ્તકમા આ પ્રશ્નની છણાવટ ઝીણવટથી કરી છે એમણે બતાવ્યુ છે કે ઇન્દ્રિયોની કેળવણીનો અર્થ ઇન્દ્રિયોને લાડ લડાવવા અથવા ઇન્દ્રિયોને તેના વિષયો પ્રત્યે નિરકુશપણે જવા દેવી એવો નથી તેમણે ઇન્દ્રિયોની શુદ્ધિ અને ઇન્દ્રિયોની રસવૃત્તિ વચ્ચે ભેદ પાડ્યો છે માણસની ઇન્દ્રિયો શુદ્ધ અને સતેજ ન હોય તો તેનામા મદુ રસવૃત્તિ હોઈ શકતી નથી બહેરા આગળ સગીત અથવા અધ આગળ રૂપરગ નકામા છે એટલે ઇન્દ્રિય શુદ્ધ અને સતેજ તો હોવી જ જોઈએ પણ એ શુદ્ધિ અને તેજ પ્રાપ્ત કરવા માટે ઇન્દ્રિયનો સયમ આવશ્યક છે ઇન્દ્રિયોને તેના વિષયો પ્રત્યે નિરકુશ જવા દઈએ તો ઇન્દ્રિયની શક્તિ ક્ષીણ થવા માડે છે, માણસ માંદો પડે છે અને અકાળે મરણ પામે છે આહાર વિના આરોગ્ય સભવતુ નથી એ વાત ખરી, પણ અતિ આહારથી અથવા સ્વાદોના અતિ સેવનથી આરોગ્યનો નાશ થાય છે જીભમા જુદા જુદા સ્વાદ પારખવાની શક્તિ હોવી જોઈએ પણ માણસ જો સ્વાદની પાછળ જ લાગે તો એ પોતાની જીભની સ્વાદ પારખવાની શક્તિ ધીમે ધીમે ગુમાવતો જાય છે આપણી સઘળી ઇન્દ્રિયોનુ એમ જ છે જીભની માફક જ આખ, કાન, નાક વગેરે ઇન્દ્રિયોનુ છે આપણી સઘળી ઇન્દ્રિયો સશક્ત તો હોવી જ જોઈએ આપણા વિકાસનો આધાર આપણે તેનો ઉપયોગ કેવો કરીએ છીએ તેના ઉપર છે ઘણી વાર તો ઇન્દ્રિયોનો સયમ કરવો તેના ઉપર નિગ્રહ રાખવો એ જ આવશ્યક અને ઇષ્ટ હોય છે એવા સયમ અને નિગ્રહથી સચિત થયેલી શક્તિને સારી અને ઊચા પ્રકારની પ્રવૃત્તિઓમા વાળવી એ માણસનુ કર્તવ્ય છે એ જ ઇન્દ્રિયોની સાચી કેળવણી છે ઇન્દ્રિયોને એના વિષય પ્રત્યે દોડી જવા દેવી એમા તો કશા જ પ્રયત્નની કે કશી જ કેળવણીની જરૂર પડતી નથી

એ જ પ્રમાણે રસવૃત્તિનુ છે કેળવણીનુ કામ વિદ્યાર્થીની રસવૃત્તિને સસ્કારી અને વિશુદ્ધ બનાવવાનુ છે આવી કેળવણી આપી હોય તો જ

તેનામા દયા, સમભાવ, સાર્વજનિક સેવા વગેરે ઉચ્ચ મનોવૃત્તિઓ પોષાય છે જે માણસની ઇન્દ્રિયો એના વિષયોમા દોડ્યા કરતી હોય, જેની રસવૃત્તિ અમર્યાદ અને હીન પ્રકારની હોય તેની ઉચ્ચ મનોવૃત્તિઓને પોષણ મળતુ નથી

કળાને પણ એ જ ન્યાય લાગુ પડે છે કળાની ઉપાસના કરતા જતા માણસ જો વિવેક ચૂકે તો વિનાશ તરફ ખેચાઈ જાય છે આપણી શાળાઓમા ઇન્દ્રિયોની તથા રસવૃત્તિની કેળવણીને નામે, મનોરંજનના કાર્યક્રમોમા વિલાસિતા તથા હીન અભિરુચિને પોષક એવા જે પ્રકાર જોવામા આવે છે તે સામે કિશોરલાલભાઈ ચોખલિયાવેડાનો આરોપ વહોરી લઈને પણ હમેશા પોતાનો અવાજ ઉઠાવતા આપણી શિક્ષણ સસ્થાઓમા જીવનને આવશ્યક સયમનુ વાતાવરણ જોવામા નથી આવતુ અને કેટલીક વાર તો સયમની ઠેકડી પણ કરવામા આવે છે છોકરા છોકરીઓમા કળા, સૌંદર્યોપાસના, રસિકતા વગેરેને નામે સ્વચ્છંદ ની ફેશન અને ચારિત્ર્યની શિથિલતા જોવામા આવે છે, તેની સામે તેઓ જે વિરોધ ઉઠાવતા તે પુરેપૂરો વાજબી હતો આ વસ્તુ બરાબર સમજવામા આવે તો ધર્મના એટલે કે નીતિ અને સદાચારના સિદ્ધાન્તો અને કેળવણીના સિદ્ધાન્તો વચ્ચે કશો વિરોધ રહેતો નથી

સૌંદર્ય, કળા લાલિત્ય વગેરે વિષયો પ્રત્યે કિશોરલાલભાઈની દૃષ્ટિ વિષે ભાઈ નીલકઠ લખે છે કે

> પૂ કાકા નીરસ હતા એમના જીવનમા લાલિત્ય નહોતુ એવુ ઘણા માનતા પણ એમનુ જીવન જેમણે બરાબર નિહાળ્યુ છે તેઓ સમજી શકશે કે આ વસ્તુ કેટલી ખોટી છે મને તો એવો અનુભવ થયો છે કે તેઓ જરાયે શુષ્ક નહોતા કળા અને લાલિત્યના હાર્દને સમજીને તેઓ ઘણાયે ઉચ્ચ ભૂમિકા ઉપર વિચરતા હતા
>
> તેમનો વિરોધ માત્ર કળાને નામે સ્વચ્છદ વિહાર કરવામા આવે અથવા મર્યાદા વિનાના શૃગારિક ભાવો વ્યક્ત કરવામા આવે અથવા દેહસૌંદર્યનુ પ્રદર્શન કરવામા આવે તેની સામે હતો આવી વસ્તુઓની પાછળ લોકો ગાંડા થઈને પડે છે તેની સામે તેઓ કડક ચેતવણીનો સૂર

કાઢતા. સૌંદર્ય હરીફાઈ (બ્યૂટી કૉન્ટેસ્ટ)મા કળા અને સૌંદર્યની પૂજાને નામે માણસો પોતાની સ્થૂળ અને હીન મનોવૃત્તિઓને પાષે છે એમ તેઓ માનતા પોતાના કર્તવ્ય કર્મો ભૂલી આવા સ્વેચ્છાચારની પાછળ માણસો મડયા રહે તેની સામે તેઓ પોતાનો વિરોધી સૂર ઉઠાવતા

"સાહિત્ય પ્રત્યે પણ તેમની અભિરૂચિ ઊચા પ્રકારની હતી ઉચ્ચ ભાવનાવાળા ગ્રન્થો તેમ જ સાહિત્યનો તેઓ રસાસ્વાદ બરાબર લઈ શકતા તેની સાથે અમર્યાદ શૃગાર રસનો તેઓ વિરોધ પણ કરતા साहित्य संगीत कलाविहीन साक्षात् पशु पुच्छविषाणहीन । એવી ઉક્તિ માનતા તેઓ તૈયાર નહોતા કારણ કહેવાતા સાહિત્ય, સગીત કે કળાથી અપરિચિત મનુષ્ય પોતાનુ મનુષ્યત્વ વિકસાવી ન શકે અથવા એ વસ્તુને માનવતા કે મનુષ્યત્વ સાથે સબધ હોવો જ જોઈએ એવુ તેમણે કદી માન્યુ નથી જીવનમા સ્વાભાવિક રીતે વણાઈ ગયેલા લાલિત્ય તથા તેમાથી સહેજે નીપજતી કળા એ જ સાચા કળા અને લાલિત્ય છે એમ તેઓ માનતા આથી જ હુ કહુ છુ કે તેમને કળાનુ હાર્દ સમજાઈ ગયુ હતુ બાહ્ય દૃષ્ટિએ જોતા તેના તરફ તેમની ઉપેક્ષા છે એવુ દેખાય તો એનુ કારણ એટલુ જ છે કે એના કરતા વિશેષ મહત્ત્વની બાબતો તરફ તેમનુ લક્ષ ચોટયુ હતુ બાકી જે વાલ્મીકિ, કાલિદાસ રવીન્દ્રનાથ, જ્ઞાની જેવાના ગ્રન્થોનુ તથા જ્ઞાનેશ્વરી તુલસી રામાયણ વગેરેનુ હાર્દ સમજી શકતા અને શેક્સપિયર, મિલ્ટન વગેરે અગ્રેજ કવિઓના પણ અભ્યાસી હતા તેમને શુષ્ક અથવા કળાને ન સમજી શકનાર કેમ કહેવાય ?"

અમારી શાળાના એક વડા વિદ્યાર્થી ભાઈ પ્રભુદાસ ગાધીએ કિશોરલાલભાઈના કેટલાક સસ્મરણો મને લખી મોકલ્યા છે તેમાથી થોડાક નીચે આપ્યા છે

"ચપારણમા બાપુજી પાસે ત્યાની લડતના કામમા મદદ કરવાને જ્યારે મુબઈથી કિશોરલાલભાઈ આવ્યા ત્યારે બાપુજી પાસે એમના આવ્યાના ખબર પહોચાડનાર હુ હતો બાપુજીને મે કઈક આવા શબ્દોમા કહેલુ

"'બાપુજી, મુબઈથી કોઈ ભાઈ આવ્યા છે સાવ દૂબળા પાતળા છે મોટા બધો બિસ્તરો, ટિફિન બૉક્સ અને એકલા છે તોયે ઠીક ઠીક

સામાન સાથે લાવ્યા છે કપાળમા ચાદલો કર્યો છે પૂરા વૈષ્ણવ જણાય છે તેઓ અહી આપની પાસે કામ શુ કરી શકશે?' બાપુજીએ મારી વાત સાભળી લીધી થોડી વાર પછી પોતાના કામ ઉપરથી ઊઠીને એમને મળ્યા અને સાજ પહેલા તો કિશોરલાલભાઈ ગાસડાપોટલા સહિત વદાય થઈ ગયા મને મનમા થયુ કે આવા મુફલિસને બાપુજીએ તરત જ વળાવી દીધા એ બહુ સારુ થયુ નમમા ભારરૂપ થઈ પડત બાપુજીએ એમને વળાવતા એટલુ કહેલુ કે, તમે અહી મારી સાથે ચપારણમા નહી પણ કોચરબ આશ્રમમા જાઓ તો તમને ફાવશે' તે સાભળીનેયે મને થયેલુ કે આવા વૈષ્ણવભાઈને આશ્રમમા ભાગે જ ફાવશે મને ત્યારે ખ્યાલ ન હતો કે, બાપુજીએ એમની અદર રહેલુ હીર પારખી લઈને આશ્રમમા પહોચવાની વાત એમને કરી છે

"આ પ્રસગ પછી ત્રણે સવા વર્ષે સાબરમતી આશ્રમના સાદડીઓના કાચા ઝૂપડામા મુખ્ય મુખ્ય શિક્ષકોના ઝૂપડાઓમા એક ઝૂપડુ કિશોરલાલભાઈનુયે ઊભુ થયુ રાષ્ટ્રીય ગુજરાતી શાળાના વિદ્યાર્થી તરીકે હુ કિશોરલાલભાઈના ઝૂપડામા સૌથી વધુ વખત ગાળતો મારો સહપાઠી નીલકઠ મશરૂવાળા, કિશોરલાલભાઈના ભત્રીજા હતા એમની જોડે બેસવા ઊઠવા વાચવામા મઝા આવતી અને પૂ ગોમતી બહેનના વાત્સલ્યનો લાભ મળતો એ તો હતુ જ પરતુ અન્ય શિક્ષકો કરતા કિશોરલાલભાઈ પાસે સકોચ ઓછો થતો એમની પાસે નાનામોટાના ભેદ જેવુ વર્તાતુ નહી છતા અમારા બાળકની ઝીણી ઝીણી વાતમા ધ્યાન આપી તેઓ અમારો ઉત્સાહ અને સમજણ વધારતા એટલે એમના ઝૂપડામા ધામો નાખવાનું વધારે ગમતુ

' અમારી રાષ્ટ્રીય ગુજરાતી શાળા નવી જ ભાતની નિશાળ હતી શિક્ષકો સોટી ન વાપરી શકે એ કહેવાની તો જરૂર જ નથી એટલું જ નહી પણ શિક્ષકો ઠપકો આપે, ધમકી નામમા આવે ન છોકરાને ચાર છોકરાઓ વચ્ચે હીણો બનાવે ઓછપાવતા માર આપી ન મરો ચડાવે ઉતારે એવુ ત્યા કશુ ન હતુ વિદ્યાર્થીઓને નાખવાની ટેરા ઉપજે

તેની વિચારણા બધા શિક્ષકો મળીને કરતા, અને ભણાવવાની નવી નવી રીતો અજમાવતા આ જાતના અખતરાઓમા કિશોરલાલભાઈએ ભૂમા અને કઠણ વિષયો લીધા હતા મારા વર્ગની મને એટલી વાત યાદ છે કે ભૂમિતિ, નામુ, નિબંધલેખન અને કઠણ કવિતાના અર્થો એટલુ અમને શીખવવાનુ કિશોરલાલભાઈએ પોતાને માથે લીધુ હતુ ભૂમિતિ માટે ગુજરાતીમા નવા પાઠો જાતે લખી લાવીને શીખવતા અને નવી પરિભાષા બનાવતા અમને એમા રસ આવે તે માટે પોતાની બધી જ કળા તેઓ વાપરતા પણ હુ અને મારા સાથીઓ એવા નગુણા હતા કે એમને જરા મળે એટલી મહેનત અમે અથવા અભ્યાસ કરીને હુ પાઠ ઉપર કરતા જ ન હતા છતા કિશોરલાલભાઈની ધીરજ કેટલી બધી હતી તે એ વાત ઉપરથી સમજાશે ઉનાળાની ગરમીમા ઝૂપડીના નળિયામાથી લૂ ચળાઈને વરસતી હોય ત્યારે બપોરે ત્રણ અને ચારની વચ્ચે ભૂમિતિનો સમય રાખવામા આવેલો સવારે સસ્કૃત જેવા વર્ગો ચાલતા બપોરને સમયે કિશોરલાલભાઈ ભૂમિતિના પાઠ તૈયાર કરી ઉત્સાહભેર અમને શીખવવાને બેસતા અમે વિદ્યાર્થીઓ એમનો વર્ગ જતો કરી સાબરમતી નદીમા તરવા અને ધૂબકા મારવા જતા રહેતા મૂળે આખા વર્ગમા ચાર વિદ્યાર્થી અને એમા મારા જેવા બે ત્રણ ગેરહાજર જ્યારે અમે વર્ગમા પહોચતા ત્યારે સમય પૂરો થવામા આઠ દસ મિનિટ જ બાકી રહી હોય અડધે ભીને શરીરે અમે કિશોરલાલભાઈ સામે પલાઠી વાળી ભણવા બેસીએ ત્યારે કેમ મોડુ થયુ એથી વધુ ભાગ્યે જ કશુ પૂછતા કે કહેતા અમે ટાઢ કોઈ જવાબ વાળતા કે નાહતા હતા ત્યા ઘટ ન સભળાયો એટલે મોડુ થયુ આમ ઘણી વાર બનતુ અને અમે હાથે કરીને અમારુ ભણતર ખોતા જોકે ભૂમિતિમા અમને રસ પડતા માંડેલો છતા અમે શીખવાની ચીવટ ન બતાવતા તોપણ કિશોરલાલભાઈ જે પાચ દસ મિનિટ મળે તેમા શીખવવામ એટલુ શીખવી સતોષ વાળતા

' ભૂમિતિ માટે છોકરાઓ નથી, છો રાઓ માટે ભૂમિતિ છે. અને

છોકરાઓને ભૂમિતિનો ખપ હશે ત્યારે એ ગ્રહણ કરશે, એમ તેઓએ વિચાર્યું હોવું જોઈએ. નહીં તો એમણે નક્કી કરી રાખેલા પાઠમાંના મોટા ભાગ પ્રત્યે અમે બેદરકારી દર્શાવીએ તેનો ત્રાસ તેઓ મનમાં અનુભવ્યા વિના ન રહેત.

"નિબંધલેખનમાં તો અમારું હોશિયારપણું બતાવવામાં અમે હદ કરી નાખી હતી. શુક્રવારે એકાદ વિષય નક્કી કરી, તે પર નિબંધ લખવાનું તેઓ અમને કહેતા. શનિવારની આખી બપોર એ નિબંધ લખવા માટે અમને મળતી. સોમવારે અમારે એ નિબંધ એમને બતાવવાનો હોય. વીસ પચીસ લીટીમાં નિબંધ કેમ લખાય એ તેઓ વિગતે સમજાવતા. શનિવારની આખી બપોર અમે કાગળ વગેરે લઈ નિબંધ લખવાને બહાને સડક ઉપરના ઝાડના ઝાડ નીચે જઈને બેસતા અને અલકમલકની વાતોમાં તથા આંબલીપીપળી રમવામાં એ બધો સમય પૂરો કરી નાખતા. સોમવારે કિશોરલાલભાઈ અમારી લેખનવહી જોવાને માગતા ત્યારે કોઈ વાર સાડાત્રણ લીટી તો કોઈક વાર માંડ પાંચ લીટી જેમ તેમ લખેલી એમને જોવા મળતી. પણ મીઠા સ્મિત સિવાય એમણે અમને એક પણ આકરો શબ્દ કહ્યાનું મને યાદ નથી. આમ અમારો પ્રમાદ અને એમની ધીરજ મહિનાઓ લગી પરસ્પર અથડાતાં રહ્યાં. પણ નિબંધ માટે કેમ વિચારવું, વાક્યોનો ઉઠાવ કેવી રીતે કરવો, વિરામચિહ્નો ક્યાં જોઈએ, પૅરેગ્રાફ કેમ પાડવા, વગેરે સમજાવવા ઉપરાંત એમણે અમારામાંના કોઈને ઊંચે સાદે કશું કહ્યું જ નહીં.

"આજે હું એ પ્રસંગો યાદ કરું છું ત્યારે સમજાય છે કે ક્રોધને પી જઈને કિશોરલાલભાઈ અમને કેટલું બધું ઊંચું શિક્ષણ આપતા હતા. તેમ જ્યાં પોતાનું શીખવેલું ગ્રહણ ન કરનારાં બાળકો માટે પોતાને ક્લેશ વહોરવો પડે છે એવી અનુકંપાની રેખા એમના મુખ ઉપર જોવા ન મળતી.

"બીજી બાજુ વિદ્યાર્થીઓને રાજી રાખવા, એમને લાડ લડાવવાં

કે મીઠી મીઠી વાતો કરી પોતાની આસપાસ ગોળની ગાગડી પર માખીની જેમ વીંટળાયેલા રાખવા માટે એમણે જરાયે પ્રયત્ન કર્યો હોય એવું મને સાંભરતું નથી અમે અનેક રમતો રમતા ખોખો અથવા અગરપાટાની મેંચો રાખતા એમાં ભાગ લેવાનું કે તટસ્થ નિર્ણય આપવા ઊભા રહેવાનું એમણે રાખ્યું જ ન હતું દેશી વિરુદ્ધ વિદેશી રમતના વિવાદ ચાલે ત્યારે પોતાની માન્યતા જણાવી દે એટલું જ.

"કવિતામાં એમનો પોતાનો રસ ઓછો ન હતો નવી નવી કવિતાઓ બનાવીને તેઓ લખી રાખતા પરંતુ એની જાણ સુધ્ધાં અમને કરતા નહીં મારા જેવા એકાદ વિદ્યાર્થીને પૂ ગોમતીબહેન પાસેથી ખબર પડતી અમે કિશોરલાલભાઈની જાણ બહાર એ કવિતા પોતાની નોંધમાં ઉતારી લેતા કાકાસાહેબને બદલે આર્થનામાં સતચરિત્રો કહેવાનું તેઓ કેટલીક વાર માથે લેતા ત્યારે વાર્તા કહેવાની એમની કળાનો પરિચય થતો પરંતુ વાર્તાના રસમાં છોકરાઓને ભીંજવી દેવા ખાતર વાર્તા માંડવાનો સમય એમણે કદી કાઢયો જ નહોતો શિક્ષક એટલે રસરેલ રેલાવે, બાળકોને ખુશ ખુશ કરે, બાળકોમાં બાળક બની નાચે કૂદે, એ જાતની વૃત્તિ કિશોરલાલભાઈએ પોતાથી વેગળી જ રાખેલી તેમ છતાં અમારી શાળામાં આચાર્ય તરીકે કોણ રહે એનો નિર્ણય દર વર્ષે વિદ્યાર્થીઓ અને શિક્ષકોની ભેગી સભામાં, વિદ્યાર્થીઓના મત લઈને કરવામાં આવતો ત્યારે કિશોરલાલભાઈ બહુ મોટી બહુમતીથી ઘણી વાર ચૂંટાતા

"અમને કિશોરલાલભાઈનું શું આકર્ષણ છે એમ જો તે વેળાએ અમને કોઈએ પૂછ્યું હોત તો અમે અમારી ભાંગીતૂટી ભાષામાં એવું જણાવત કે કિશોરલાલભાઈ ઘણા જ સજ્જન અને માયાળુ છે, એટલે એમની દોરવણીમાં અમને પગ એ સદ્ગુણો જરા તરા મળશે એ આશાએ અમે એમને અમારા સૌથી મોટા શિક્ષક તરીકે ઇચ્છીએ છીએ બાકી વિદ્યાર્થીઓ વચ્ચે કંઈ ઝઘડો જાગે અથવા અમુક શિક્ષક સામે વિદ્યાર્થીની ફરિયાદ હોય ત્યારે ન્યાય આપવાનું મોટામાં મોટું કામ આચાર્યને

કરવું પડે એવો પ્રસંગ એક વાર પણ ન આવતો. કોઈ શિક્ષકનું કહ્યું છોકરાઓ ન કરતા હોય એટલા માટે આચાર્ય પાસે ગયા હોય અને આચાર્યને શિષ્યનાં પગનાં લેવાં પડ્યાં હોય એવો એક પણ પ્રસંગ અમારા મારા સ્મરણમાં નથી

"એક જાતનું શાન્ત અને ચેતનદાયી તેજ કિશોરલાલભાઈની કૃશ કાયામાંથી ચોમેર પથરાયેલું રહેતું. તેથી અણસમજુ બાળકને પણ થતું કે 'માણસ તો આવા હોય'

"બુદ્ધિના બળમાં અને સ્વભાવની મીઠાશમાં કિશોરલાલભાઈ અમને આંજી દેતા હતા. તેથી એમના પ્રત્યે અમારી શ્રદ્ધા હતી એમ કહેવું અધૂરી વાત ગણાશે. બાપુજીના આશ્રમમાં બુદ્ધિબળનો પ્રતાપ ગમે તેટલો ઝળહળતો હોય, એની ગણના સર્વોત્તમ આદર્શ તરીકે ન થતી, નથી થઈ. અને સ્વભાવની મીઠાશમાં બાપુજી પોતે જ્યાં હિમાલયના ઊંચામાં ઊંચા શિખરને પણ વામણું બતાવે એટલા મહાન હતા, ત્યાં કિશોરલાલભાઈ, વિનોબા, કાકાસાહેબ વગેરેની ગણના ઓછી થાય એ સ્વાભાવિક હતું. મારા સાથી વિદ્યાર્થીઓના મનની વાત હું ન કહી શકું, પણ મારા મન ઉપર કિશોરલાલભાઈની એક છાપ બહુ વધારે પડી, તે એમના સ્વાશ્રયી સ્વભાવની અને બીજાનો આધાર ન લેવાની વૃત્તિની

"પરોઢનો ચારનો ઘંટ થાય ત્યારે હજુ બીજે પથારીઓ વીંટાતી હોય, આળસ ઊંઘતું હોય ત્યાં કિશોરલાલભાઈ પોતાના ઘરની સાફસૂફીના કામમાં લાગી ગયા હોય. દોઢ બે કલાક લગી તેઓ ઘરની મજૂરીનું કામ કરે. જે કામ ગૃહિણીનું ગણાય તે પણ અર્ધોઅર્ધ કે વધારે પોતે કરે. એ આખો વખત એમના મુખેથી એક પછી એક સુંદર ભજનોનો પ્રવાહ કરાવે ચાલે છે અવરોહ વિના ચાલુ હોય. કૂવેથી પાણી ભરી લાવવામાં, ડોલ ભરીને કપડાં નચોવીને ધોઈ નાખવામાં કે જાતે રસોઈ કરતા હોય ત્યારે ચૂનામાં નૂખવાને એક લાકડું યે આણવામાં વિદ્યાર્થીની કે કોઈની પાસે તેઓ મદદ લેતા નહીં. કોઈ મદદ કરવા જાય તો મીઠું હસીને જરૂર નથી એમ કહેતા. પાછલાં વરસોમાં જ્યારે

તેઓ ઘણા માંદા પડ્યા ત્યારની વાત હું નથી કરતો. પણ અમારા શિક્ષક તરીકે તેઓ પ્રત્યક્ષ કામ કરતા તે વખતની વાત કરું છું.

"પોતાનું ઘરકામ પોતે કરી લેતા એ ઉપરાંત શાળાના અભ્યાસક્રમમાં મજૂરીનું કામ આવતું ત્યારે પોતાને નબળે શરીરે પણ કિશોરલાલભાઈ અમારી જોડે પૂરો વખત મજૂરી કરતા. એ વેળા સાબરમતી આશ્રમનાં મકાનો ચણાતાં હતાં. ઘણી વાર શિક્ષકો અને વિદ્યાર્થીઓ ભેળા મળી ઈંટો અહીંથી તહીં પહોંચાડવાનું, છાપરાં ઉપર નળિયાં ચડાવવાનું તથા રેતીના ટોપલા ભરી લાવવાનું કામ કરતા. આને માટે લાંબી હારમાં ઊભા રહી હાથોહાથ ભાર આગળ પહોંચાડાતો. સૌની સાથે કિશોરલાલભાઈ પણ વજન ઉપાડવામાં ભાગ લેતા. હાંફ ચડી હોય તોપણ ખસી જતા નહીં. એક વરસ આકરો દુકાળ પડ્યો હતો. તે વેળા ત્યાં કૂવા તૈયાર નહોતા થયા ધોરિયામાં પાણી વહેવરાવી જમીન પોચી કરવામાં નહોતી આવી. એકંદરે જમીન રેતાળ હોવા છતાં કેટલીક જગ્યાએ માટી બહુ કઠણ હતી. અને ત્રિકમનો ઘા જમીનમાં માંડ બે તસુ જતો હતો. એવી કઠણ જમીનમાં ચર ખોદીને સડકની બંને બાજુ, આશ્રમની હદ ઉપર કાંટાળા થોરની વાડ રોપવાનું કામ શરૂ થયું. દુકાળના સૂકવણામાયે થોર રોપી શકાય એમ હતુ. દૂર વગડામાંથી થોર કાપી લાવવાનુ કામ વિદ્યાર્થીઓ કરતા અને ચર ખોદવાનુ કામ શિક્ષકો કરતા. દરરોજ બે કલાક એ કઠણ જમીનમાં ત્રિકમ વડે કિશોરલાલભાઈ ચર ખોદવામાં મંડ્યા રહેતા. તેમની શારીરિક નબળાઈને કારણે એ કામ અમને સોંપી દેવાનુ અમે કિશોરલાલભાઈને કહેતા. પણ ખોદવાનુ કામ તેઓ કદી છોડતા નહીં. કિશોરલાલભાઈની રોપેલી એ થોરની વાડ આગળથી હજુયે જ્યારે જ્યારે પસાર થાઉં છુ ત્યારે ત્યારે એમની ચીવટ અને થાકવા છતાં મજૂરી કરવાનો એમનો આગ્રહ યાદ આવે છે અને અજાણે પણ એમણે એ રીતે અમારા મન ઉપર કેટલી ઊંડી છાપ પાડી હશે અને શ્રમ પ્રત્યે અમારા મનમાં કેટલો આદર કેળવ્યો હશે તેની કલ્પના આવે છે.

'શરીરે ભલે નબળા છતાં કિશોરલાલભાઈમાં નિર્ભયતા આશ્ચર્યજનક હતી. તે વખતે સાબરમતી આશ્રમમાં સર્પ વારંવાર નીકળ્યા જ કરતા. અમારા રહેવાના મકાનોમાં પણ એ ઘણી વાર દેખાતા. પણ અમે સર્પને મારવાનો રિવાજ નહોતો રાખ્યો. ચિમનવાળા સુરેન્દ્ર એને પકડીને આઘે મૂકી આવતા. એક વાર નદીની ધાર ઉપર ઊતરવાના માર્ગે હું નીચે જતો હતો અને ધોયેલાં કપડાં ભરેલી ડોલનો ભાર લઈ કિશોરલાલભાઈ ઉપર ચડતા હતા. એમની પાછળ ગોમતીબહેન માંજેલાં વાસણો લઈ આવી રહ્યાં હતાં. મારી અને કિશોરલાલભાઈની વચ્ચે ૭ સાત ફૂટનું અંતર હશે. ત્યાં અમારી બન્નેની વચ્ચેથી એક સર્પ પસાર થવા લાગ્યો. મારી ડાબી બાજુએ ઘાસમાંથી એ નીકળ્યો અને જમણી તરફ સીધો ન જતાં મારી તરફ ઉપર આવ્યો. હું છળી ઊઠ્યો અને કૂદીને મારી બીજી તરફ ખસી ગયો. મારા કૂદકાથી ડરીને સર્પ નીચે કિશોરલાલભાઈ તરફ વળ્યો. પણ તેઓ જાણે કંઈ છે જ નહીં એમ ધીરેથી ઊભા રહી ગયા. એ દિવસોમાં તેઓ પરોઢથી સવારના દશેક વાગ્યા સુધી મૌન રાખતા. પણ આ પ્રસંગે તેમણે મૌન જતું કર્યું અને મને વેળાસર સૂચન કર્યું: 'ડરો નહીં પ્રભુદાસ, શાંતિથી ઊભા રહો. એ આપોઆપ ચાલ્યો જશે.' એમનું વચન સાંભળી હું શરમાઈ ગયો. પોતાનું ડરપોકપણું છુપાવવાનો મારો પ્રયાસ ત્યાં ચાલે એમ નહોતો. કિશોરલાલભાઈની આ શાંતિ અને નિર્ભયતાથી ચકિત થઈ તેમનું પ્રતાપી મુખ હું જોતો રહ્યો. તેઓ ફરી મૌન ધારણ કરી ચાલ્યા ગયા. ગોમતીબહેન પણ જરાયે ડર્યાં નહીં. મને ઘણુંયે મન થયું કે હું પણ ભયને પ્રસંગે આવો ટાઢો રહેતાં શીખું. પણ એ આવડ્યું નહીં.

અમદાવાદમાં રૉલેટ ઍક્ટની સામે હડતાલ પડેલી ત્યારે રમખાણ થયેલાં. મોટા મોટા ટોળાંઓ સરકારી મકાનો બાળી મૂકવાને ધસારા કરતાં હતાં. આશ્રમમાં હું નદી તરફના આંગણામાં બેઠો બેઠો વાંચતો હતો. ત્યાં અચાનક નદીની પેલી પાર આકાશમાં કાળા ધુમાડાના

ગોરેગોરા દેખાયા બધુ મોટી આગ લાગી હોય એવુ સ્પષ્ટ જણાતુ હતુ પડખેના ઓરડામા કિશોરલાલભાઈ હતા તેમને મે એ આગ બતાવી ક્ષણમા જ કિશોરલાલભાઈ સ્થિતિ સમજી ગયા 'હુલ્લડખોરોએ આગ લગાડી જણાય છે આપણે ત્યા તરત પહોચવુ જોઈએ,' એમ કહી તેઓ એકદમ ઊપડયા કાકાસાહેબ, નરહરિભાઈ, વગેરે બધાની સાથે તે દહાડે તેમણે તોફાની ટોળાઓને અટકાવવા ખૂબ જ જોખમ ખેડેલુ તે વેળા એમને એક મિનિટ પણ એવો વિચાર ન આવેલો કે આવે નબળે શરીરે હુલ્લડખોરો સામે આડો હાથ દેવામા મારુ શુ ગજુ?

"પોતાના શરીર પાસે કામ લેવામા કિશોરલાલભાઈ કેટલા કડક હતા તેનુ એક ઉદાહરણ તેમનો આણુથી સાબરમતીનો પગપાળો પ્રવાસ છે અમારી શાળાના વિદ્યાર્થીઓ અને શિક્ષકોનો એક મોટો સઘ સાબરમતીથી આબુ પગરસ્તે ગયો હતો જતી વખતે નાના વિદ્યાર્થીઓ અને બહેનોને લઈ કિશોરલાલભાઈ ટ્રેન રસ્તે ગયેલા પણ પાછા આવતી વખતે તેઓ અને ગોમતીબહેન થોડા વિદ્યાર્થીઓ સાથે પગપાળા આવ્યા હતા જતી વખતે હુ પગપાળો ગયો હતો છતા પાછા ફરતી વખતે કિશોરલાલભાઈની ટુકડીમા સામેલ થયો અમે આબુથી સાબરમતી સુધી એક પણ ટક પાડયા વિના નિયમિત સવારસાજ ૬ ૭ માઈલ જેટલુ ચાલતા ઉત્તર ગુજરાતનો જેઠ મહિનાનો ઉનાળો, રસ્તે ઝાડનુ નામ ન મળે સાજે પણ લૂ વાતી હોય બળકોરી ફૂટે પગમા ફોલ્લા પડે અને આઘે આઘે સુધી કૂવો જોવાને ન મળે તાપણ પ્રવાસમા એમણે ખેદ પેદા થવા દીધો નહોતો દરેક જણ પોતાનો સામાન અને પીવાના પાણીની માટીની ભભની પોતાની સાથે ઊચકીને જ ચાલતા કિશોરલાલભાઈ પણ પોતાનો સામાન પોતે જ ઉપાડતા અમારી સાથે આખે રસ્તે ગોમતીબહેન હતા તે પણ પોતાને ઉપાડવાના ભારમાથી નાનકડી ઝોળી સુધ્ધા અમને વિદ્યાર્થીઓને સાપવા તૈયાર નહોતા થતા જ્યા ઉતારો થાય ત્યા અમે ઉતારાપાણીનુ પતાવીને લાબા થઈ સૂઈ જતા પણ કિશોરલાલભાઈ કઈક ને કઈક વાચનમનન કરતા

ખ્યાલ મનમાં ઊભો જ થતો ન હતો. પોતાની શક્તિ અથવા સમય વિચારધારાની છાપ પોતાની પાસે આવનાર ઉપર આજી નાખે એવી રીતે તેઓ પાડતા ન હતા. પરંતુ જે માણસ જ્યાં હોય ત્યાં તેને મૂંઝવતી ગૂંચો ઉકેલવામાં તત્કાળ મદદ કરવા મંડી જતા. કેટલાક ભાગ્યશાળી વિશાળ કુટુંબોમાં આપણને એમાંદ એવા મહત્ત્વ અને મોટા મનના માનવીનું દર્શન થાય છે જ્યાં તે વ્યક્તિ કુટુંબના નાના બાળકથી વૃદ્ધ સુધી સૌને હર ઘડી મદદરૂપ જ જણાય. નાના બાળકોને રમકડાંની, નિશાળે જતા છોકરાંને તેમના અભ્યાસની, મોટા માણસોને વેપારરોજગારની, મહેમાનને સગવડ-અગવડની, સ્ત્રીઓને ઘરની અને સગાસબંધીઓની તથા પુરુષોને ગામની અને સમાજની વાતો પૂછે અને સૌને પોતપોતાના પ્રશ્નોમાં પોતાથી બનતી મદદ કરે. પણ એ વ્યક્તિને પોતાને કોઈના ઉપર પોતાનું કામ કે પોતાના હર્ષશોક ઢોળવાની ઇચ્છા ભૂલથીયે ન થાય. બાપુજીના જ પરિવારમાં નહીં પણ જ્યાં જ્યાં તેઓ પહોંચી શક્યા ત્યાં ત્યાં બધે જ કિશોરલાલભાઈ સૌના સ્વજન તથા સૌના સુહૃદ બની જતા હતા અને એક વારનો એમનો સંપર્ક દીર્ઘજીવી અને ઘનિષ્ઠ થતો જતો હતો."

હવે થોડાક રમૂજી પ્રસંગો આપી આ પ્રકરણ પૂરું કરીશું. અમે જ્યારે (૧૯૧૮માં) આબુના પગપાળા પ્રવાસે ગયા તે વખતે ખાદીનો પહેરવેશ દાખલ થયો નહોતો. એટલે અમારામાંથી કેટલાક બેંગલોર ટોપી, આઈના સિંકનો નામો ડગલો અથવા હાફ કોટ, ખમીસ, કેટલાક ટૂંકી પોતડી અને શરીરે ઉઘાડા એવા એવા પોશાકમાં હતા. વળી અમે અમારી સાથે થોડાંક ફાનસો અને રસોઈ કરવા માટે એ તપેલું અને બિસ્તરા રાખતા. અમારો આ વેશ કેટલાકને બહુ વિચિત્ર લાગતો. તે વખતે આજની માફક પર્યટન મંડળીઓ ફરવા માટે વિરલ જ નીકળતી અને ગાયુવેશ જેવું પણ નહોતું. અમને કોઈ પૂછતા કે ક્યાં જાઓ છો? તો અમે ફક્ત આગળનો જ મુકામ બતાવતા. મગજ આજુ કહીએ તો સ્થાનિક લોકો સમજે નહીં. એકાદ વાર અમે

ગેલવેને પાટે પાટે ચાલતા કોઈક એવુ કહેનારા પણ નીકળતા કે આટલુ બધુ ચાલીને જાઓ છો તો લો હુ તમને ટિકિટ કઢાવી આપુ ગાડીમા બેસીને જાઓ ઘણાકને અમે બધા સાથે જમીએ એની નવાઈ લાગતી તેઓ પૂછતા કે તમે બધા એક ન્યાતના છો? અમે ન્યાત ન જણાવીએ ત્યારે કોઈ વળી પૂછતા કે તમારુ દૂધ શુ? એટલે કે ભલે અત્યારે તમારી ન્યાત ન હોય પણ જન્મની ન્યાત તો હશે જ ને? કોઈ વળી એમ પૂછતા કે આગળને મુકામે ખેલ કરશોને? શરૂઆતમાં તો અમને સમજાણુ ન પડતી પણ વાતમાથી ખબર પડી જતી કે રામલીલા વિષે પૂછે છે પૂછનારને અમારા વેષ જોઈ અમે રામલીલાવાળા હોઈશુ એમ લાગતુ

આવી એક બીજી ગમ્મત કિશોરલાલભાઈ, ગોમતીબહેન, મણિબહેન તથા હુ કોઈ વાર સાથે શહેરમા શાકભાજી તથા સીધુસામાન લેવા અઠવાડિયે પદર દિવસે જતા ત્યારે આવતી કિશોરલાલભાઈ તથા હુ સામાનની ઝોળીઓ કરી બે બગલે ભેરવી પીઠ ઉપર રાખતા ગોમતીબહેન તથા મણિબહેન ઘણી વાર બગલમા અને કોઈ વાર માથે પોટલી મૂકીને ચાલતા કિશોરલાલભાઈએ તો સ્વામીનારાયણનો ચાલ્લો પણ કર્યો હોય તે વખતે બસનું સાધન હતુ નહી, અને ભાડાની ઘોડાગાડી કરવાનુ ખરચ અમે કરતા નહી, એટલે દૂધેશ્વરને આરેથી નદી ઊતરી અમે શહેરમા આવજા કરતા એક વખત ભાર સહેજ વધારે થઈ ગયેલો સામેથી એક માણસ મળ્યો તે કહે, 'વાહ મહારાજ, આજે તો ખરો તડાકો પડ્યો દેખાય છે! ભિક્ષા ખૂબ મળી છે' કિશોરલાલભાઈ સામે આગળી કરીને કહે, 'આ મહારાજથી તો ઊચકાતુયે નથી ને?' આવી આવી ગમ્મત પણ શરૂઆતના વર્ષોમા અમારે ઘણી થતી

આશ્રમમા કિશોરલાલભાઈ ઘણા આગળપડતા શિક્ષક ગણાતા ખૂબ મોટે અવાજે અને ગિનગિનાર બધુ કહેવા સમજાવવાની એમની ટેવ હતી પણ આ પ્રવાસમા એમણે લગભગ મૌન જ પાળેલુ જરૂર પૂરતુ જ અને અમે ખાસ પ્રશ્ન પૂછીએ ત્યારે જ તેઓ બોલતા એમના વિદ્યાર્થી તરીકે એમની પાસેથી મને જે થોડુ ઘણુ મળ્યુ છે તેમા આ પ્રવાસ દરમ્યાન એમના નિકટમા નિકટના સહવાસથી મળેલી ધીરજ, ખંત અને સાદગીના આદર્શની ગણતરી વિશેષ ગણાય

‘ સાધારણ માણસ દેખાતા હોવા છતા કિશોરલાલભાઈના સંબંધમા આવનારને અનેક દિશામા એમની અનેકવિધ વિશેષતા અનુભવાતી એમને વિષેના બધા સ્મરણોનો સંગ્રહ કરવાનો અહી ઉદ્દેશ નથી એમના જીવનનુ સ્મરણ કરતા કરતા જે પ્રસંગો દૃષ્ટિ સામે વારંવાર આવે છે તે જ અહી નોંધ્યા છે બાકી તો કિશોરલાલભાઈનુ પોતાના હાથનુ લખાણ જ એવુ અણમોલ છે કે એ વાચનારને એમની શ્રેષ્ઠતાનો પરિચય કરાવે છે છતા હજી એક બે સ્મરણ નોંધીશ

“અમારી શાળામા એકએક વરસ શિક્ષક તરીકે કામ કર્યા બાદ પોતાના કુટુંબના સંજોગોને કારણે કિશોરલાલભાઈને પાછા મુંબઈ જવાની જરૂર પડી વરસ બે વરસમા તેઓ ફરી પાછા સાબરમતી આવશે એમ તેમણે અમને કહેલુ પણ અમને વિદ્યાર્થીઓને એમ લાગતુ હતુ કે એ વાર વેપારમા પડેલા શિક્ષક પાછા આવે એ સંભવ ઓછો કિશોરલાલભાઈને વિદાય આપવાનો અમે એક સમારંભ કર્યો. બીજા શિક્ષકોની મદદથી લખેલુ ઘણુ જ ભાવભર્યુ માનપત્ર અમે એમને અર્પણ કર્યુ અને એ અર્પણવિધિ વખતે ‘મહેમાનો ઓ વહાલા પુન પધારજો’નુ ગીત ગાયુ પણ એમના પ્રેમની અસર અમારા ઉપર એટલી બધી હતી કે એ ગીત ગાતા ગાતા ઘણાખરા ભાઈઓ અને બહેનોની આંખમાથી આંસુ જ ખરવા માંડ્યા અને સૌનુ ગળુ એવુ રૂંધાઈ ગયુ કે અને એ ગીત પૂરુ ગાઈ શક્યા નહી એ પછી તો સાબરમતી આશ્રમમા ઘણી ઘણી મોટી વ્યક્તિએ

આવી છે ને ગઈ છે, પણ કિશોરલાલભાઈને વિદાય આપતા જે પ્રેમ અને ગમગીનીનુ વાતાવરણ ઊભુ થયુ હતુ એવુ ભાગ્યે જ બીજા કોઈના વિયોગ વખતે થયુ હતુ

"એ વેળા કિશોરલાલભાઈ અમારી વચ્ચે એક સામાન્ય માણસ જ હતા પૂ નાથજીની મદદ લઈને હજી તેમણે એકાતમા સાધના કરી નહોતી તથા વનચારી થઈને આબુ ગયા હતા ત્યાથી સમાધાન પ્રાપ્ત થતા પાછા ફરેલા એક જ્ઞાની માણસ તરીકે ઓળખાયા ન હતા. અમે વિદ્યાર્થીઓએ તો એમ સાભળેલુ કે કિશોરલાલભાઈને ભગવાનનો સાક્ષાત્કાર થયો છે આબુમા ફરતા હતા ત્યા નાથજીએ એમને ભગવાનના દર્શન કરાવ્યા છે અને હવે તેઓ પુરુષમાથી પુરુષોત્તમ સમાન બની ગયા છે પરતુ આ બધી વાતોમા તથ્ય કેટલુ હતુ અને કલ્પનાઓ કેટલી હતી એ અમે કશુ જાણતા કે સમજતા ન હતા મારા જેવો તો એમને સીધો પ્રશ્ન પણ પૂછી બેસતો કે તમે ભગવાનને જોયા છે? ત્યારે તેઓ મદ સ્મિત કરીને સામુ પૂછતા 'કહો જોઈએ, ભગવાન એટલે શુ? મોક્ષ એટલે શુ?' અમે કશો ઉત્તર આપી શકતા નહી તેઓ મૌન લઈ પોતાને કામે વળગી જતા

"એમને વિષે મારા મન પર પડેલી વિશેષ છાપનુ ટૂ તારણ એ રીતે મૂકુ કે 'નેતા, ગુરુ, માર્ગદર્શક' અનેક મહાપુરુષો બને છે, પણ સૌના સ્વજન કોઈક જ બની શકે છે કિશોરલાલભાઈ એક પ્રખર તત્ત્વ ચિંતક, કુશળ શિક્ષક, આદર્શ ત્યાગી, ઉત્તમ સચાલક, ક્રાન્તિકારી લેખક, હૃદયગમ પદ્ય લખનારા, સદાસર્વદા વિનોદી, એવી ઘણી ઘણી વાતે મહાપુરુષ હતા પણ એમની સૌથી ચઢિયાતી શ્રેષ્ઠતા એ હતી કે મહાપુરુષ હોવા છતા સૌના સ્વજન બનીને રહેવાની કળા એમનામા અસાધારણ હતી મારા જેવા પાગળા મનના અને કાચી બુદ્ધિના વિદ્યાર્થીઓ અને સેવકો એમની પાસે જતા ત્યારે તે તે માણસની ભૂમિકા ઉપર એટલી મીઠાશથી તેઓ વિચારવિનિમય કરતા કે ક્યા તેમનુ બહુ જ ઊચુ વ્યક્તિત્વ અને ક્યા આપણે લઘુ માનવી, એવો

# ૧૪

# વિદ્યાપીઠના મહામાત્ર

આપણે ગયા પ્રકરણમાં જોઈ ગયા કે કિશોરલાલભાઈ શરૂઆતમાં માત્ર એક વર્ષ માટે સાબરમતી આશ્રમની રાષ્ટ્રીય શાળામાં આવ્યા હતા પરંતુ લગભગ બે વર્ષ તેઓ શાળામાં રહ્યા પછી ૧૯૧૮ના ઑગસ્ટમાં મોટાભાઈ બાલુભાઈને વેપારમાં મદદ કરવા પાછા મુંબઈ ગયા પરંતુ એ જીવ વેપારનો હતો જ નહીં, એટલે ત્યાં એમને ગોઠ્યું નહીં

તેઓ બાપુજીની સાથે પત્રવહેવાર કરી પોતાની તથા કુટુંબની મુશ્કેલીઓ બાપુજીને જણાવતા એ બાબતમાં બાપુજીનો એક જવાબ નોંધવા જેવો છે

ભાઈશ્રી ૫ કિશોરલાલ,

તમારો કાગળ મને ગુજરાનવાલામાં મળ્યો છે હમણાં તો હું પુરાવો લેવા સારુ ભટક્યા કરું છું મને કાગળ તો લાહોર જ લખજો મારી ખાતરી છે કે તમે પોતે દૂર રહીને બાલુભાઈની સેવા કરી શકશો અને એમનું ઋણ પણ આપી શકશો એવો જ મામલો મારી ઉપર હતો * જે આપણને સારામાં સારું લાગે તેની આપણે વહાલાંઓને ભરીએ, એથી વધારે શું હોઈ શકે? તમે તમારી શક્તિએ બધાનું ભરણપોષણ કરી શકો છો તમે હમણાં નિશ્ચય દેખાડો તેનો તેઓને પાછળ લાભ થશે એટલે બાલુભાઈનો ધંધો ઉપાડી લેવાની ના પાડો એમાં દોષ નથી એમ હું માનું છું. બાલુભાઈ પણ જાતમ છોડી દેશે તો સારું છે ગરીબ થઈ જવામાં જ માલ છે બાલુભાઈ મદદરૂપ આપીને

* બાપુજીએ દક્ષિણ આફ્રિકામાં જ્યારે વકીલાત બંધ કરી ત્યારે તેમના મોટાભાઈને ખોટું લાગ્યું તેમની દલીલ એ હતી કે કુટુંબમાં જેઓ તારા ઉપર આશ્રિત છે તેમનું ભરણપોષણ તારે કરવું જ જોઈએ બાપુજીની દલીલ એ હતી કે મારા વિચાર પ્રમાણે એ સૌનું ભરણપોષણ હું કરવા તૈયાર છું પણ તેઓ જે ધોરણે રહેવા ઇચ્છે તે ધોરણે હું તેમને રાખી શકું નહીં

આશ્રમ પર વરો તો જે થાઈ દવ્ય છે તેમાથી ખર્ચ ચલાવી શકશો ને સુખે રહેશો તેમની વૃત્તિઓ તો સારી જ છે આશ્રમમા એટલે તમારી સાથે રહેતા એમનાથી જે સેવા થાય તે કરે ઉવટે કોક I તો ભરી જ શકે ૨ સોળાવી જ શકે મને તો એ કામમા જે સુગમતા અને સાદાઈ જણાય છે તેની કશામા નથી જણાતી કાગે કરીને આપણે સયમને વળગી રહેતા જયારે આપણા શરીરો શુદ્ધ કરી શકશું ત્યારે આપણી જિંદગી પુષ્પવત્ સુદર અને સરળ થઈ જશે ને જેમ પુષ્પનો ભાર નથી જણાતો તેમ આપણો ભાર પણ પૃથ્વીને નહી જણાય અત્યારે તો આપણે ભારરૂપ છીએ એમ લાગે છે

મોહનદાસના વદેમાતરમ્

ઉવટે સને ૧૯૨૦ના જુનાઈમા તેઓ આશ્રમમા પાછા આવ્યા તે વખતે બાપુએ અસહકારની હિલચાલ શરૂ કરી દીધી હતી અને રાજકીય વાતાવરણ બહુ ગરમાગરમ હતુ

અસહકારના પ્રશ્ન ઉપર વિચાર કરી ઠરાવ કરવા માટે સપ્ટેમ્બર મહિનામા કલકત્તામા કોંગ્રેસનુ ખાસ અધિવેશન ભરવાનુ ઠરાવવામા આવ્યુ હતુ પરતુ કોંગ્રેસની બેઠક ભરાય તે પહેલા અસહકારના વિચારને પુષ્ટિ આપવાની ખાતર તા ૨૭-૨૮-૨૯ ઑગસ્ટના રોજ અમદાવાદમા ગુજરાત રાજકીય પરિષદની બેઠક ભરવામા આવી તેમા અસહકારના ઠરાવ ઉપરાત પણ રાષ્ટ્રીય શિક્ષણ વિષે નીચે મુજબ ઠરાવ કર્યો

(૧) આ પરિષદની એવી માન્યતા છે કે અગ્રેજ સરકારે દાખલ કરેલી કેળવણીની પદ્ધતિ આપણા દેશની સસ્કૃતિ અને પરિસ્થિતિને પ્રતિકૂળ તેમજ અવ્યવહારુ નીવડી છે અને તેથી વિદ્યાર્થીઓને દેશાભિમાની સ્વાશ્રયી ચારિત્રવાન હિંદીઓ બનાવવાની તાલીમ આપવાને સરકારથી સ્વતત્ર ધારણ પર રાષ્ટ્રીય કેળવણીની સસ્થાઓ રચવાની જરૂર આ પરિષદ સ્વીકારે છે

(૨) ઉપરનો હેતુ ખાસ કરીને ગુજરાતમા સિદ્ધ કરવા માટે રાષ્ટ્રીય ધોરણ ઉપર શાળાઓ મહાશાળાઓ ઉદ્યોગશાળાઓ ઉર્દૂ શાળાઓ આયુર્વેદિક આરોગ્યશાળાઓ સ્થાપવાની અને તે બધી

સંસ્થાઓનો સમન્વય કરવાને ગુજરાત વિદ્યાપીઠ (યુનિવર્સિટી) સ્થાપવાની આ પરિષદને જરૂર જણાય છે.

"(૩) ઉપર જણાવ્યા મુજબ રાષ્ટ્રીય શિક્ષણનો ગુજરાતમાં પ્રચાર કરવાને સારુ યોગ્ય ઉપાયો યોજવા આ પરિષદ એક કમિટી વધારાના સભાસદો નીમવાની સત્તા સાથે નીમે છે."

આ કમિટીના મંત્રી તરીકે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અને કિશોરલાલભાઈ નિમાયા. ઠરાવમાં રાષ્ટ્રીય કેળવણીની સંસ્થાઓ રચવાની જરૂર વિષે લખવામાં આવ્યું હતું, પરંતુ તે વખતે રાષ્ટ્રીય શિક્ષણના પ્રશ્ન કરતાં પ્રજા સમક્ષ સરકારના અંકુશથી મુક્ત એવી કેળવણીનો પ્રશ્ન આગળપડતો હતો. એટલે એને રાષ્ટ્રીય શિક્ષણ કહેવા કરતાં અસહકારી શિક્ષણ કહેવું વધુ યોગ્ય છે.

સદરહુ સમિતિએ ગુજરાત વિદ્યાપીઠનું બંધારણ રચી તા. ૧૮-૧૦-૧૯૨૦ના દિને વિદ્યાપીઠની સ્થાપના કરી તેના પ્રથમ નિયામકો તરીકે એ સમિતિના ચાલુ સભ્યોને નીમવામાં આવ્યા. સમિતિના પ્રમુખ ગાંધીજીએ વિદ્યાપીઠનું કુલપતિપદ સ્વીકાર્યું. આચાર્ય શ્રી ગિદવાણીજી કુલનાયક અને કિશોરલાલભાઈ મહામાત્ર નિમાયા.

કિશોરલાલભાઈએ શરૂઆતમાં રાષ્ટ્રીય શિક્ષણ સમિતિના મંત્રી તરીકે અને પછીથી ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર તરીકે શિક્ષકોને, વિદ્યાર્થીઓને, તેમ જ પ્રજા વર્ગને કેટલાક પરિપત્રો કાઢીને માર્ગદર્શન આપવાનું કામ બહુ સારી રીતે કર્યું. એમની કેટલીક સલાહસૂચનાઓ બહુ કીમતી હોઈ નીચે આપી છે. અસહકાર કરવા ઇચ્છતા શિક્ષકોને તેઓ સલાહ આપે છે:

> "રાષ્ટ્રીય શાળામાં તમને નોકરી મળે તો તમે સરકારી નોકરીનું રાજીનામું આપો, એવી શરત કરવી નકામી છે. એવી શરતે વિદ્યાપીઠ શિક્ષકોને નહીં સ્વીકારી શકે. તેમ દરેક રાજીનામું આપનારને વિદ્યાપીઠમાં નોકરી મળશે જ એવી ખાતરી પણ ન આપી શકાય. એમાં તો લાયકાત પ્રમાણે જ પસંદગી કરવામાં આવશે. સરકારી નોકરીનું રાજીનામું આપવું એ હિંદી તરીકે કર્તવ્ય આવી પડેલું છે, એમ કરવામાં આત્મભોગ રહેલો છે, વિદ્યાપીઠમાં નોકરી મળવી એ શિક્ષણ દૃષ્ટિએ લાયકાતની વાત છે."

અસહકાર કરવા ઇચ્છતા વિદ્યાર્થીઓને તેઓ સલાહ આપે છે:

"સોળ વર્ષથી મોટા વિદ્યાર્થીઓને, જો તેમને અસહકારધર્મ સ્પષ્ટ થયો હોય તો, વડીલોની ઇચ્છા વિરુદ્ધ થઈને પણ શાળાઓ છોડવાની સલાહ આપવામાં આવી છે. પણ આનો અર્થ એવો નથી કે તેમણે પોતાના વડીલો પ્રત્યેનો પૂજ્યભાવ ઓછો કરવો. અસહકારમાં ન સમજતા કે તેનાથી વિરુદ્ધ મત ધરાવતા પોતાના વડીલો પ્રત્યે પણ અસહકારી વિદ્યાર્થી વિનયથી જ વર્તે, એમની સેવા પૂરેપૂરા પ્રેમથી અને આદરથી જ કરે, એમને તોછડાં વચનો ન કહે."

શિક્ષણમાં અસહકાર શું કરવા એ વિષે તેમણે જે લખ્યું છે તે આજની આપણી સ્વરાજ્યની શાળાઓના શિક્ષણને પણ લાગુ પડે એવું છે.

"આપણામાં એવું માનવાનો વહેમ પેસી ગયો છે કે સુશિક્ષણ એટલે અમુક ભાષામાં લખવા વાંચવાની શક્તિ અને અમુક વિષયોની માહિતી. જો અમુક જાતની સગવડ અને આબાદીવાળા કેવળ મકાનને જ આપણે શાળા માનીએ તો અમુક ભાષા કે માહિતી જાણનારને આપણે સુશિક્ષિત માની શકીએ. પણ જેમ મકાન એ શાળા નથી, શિક્ષકો અને વિદ્યાર્થીઓ એ શાળા છે, તેમ ભાષા અને માહિતી એ શિક્ષણ નથી, પણ ભાષાનું તેજ અને માહિતીની ઉત્પાદક શક્તિ એ જ વિદ્યાર્થીનું સુશિક્ષણ છે. જો આ દૃષ્ટિએ આપણે શિક્ષણનો વિચાર કરીશું તો મારી ખાતરી છે કે આપણે એવા જ નિર્ણય ઉપર આવીશું કે આજની શિક્ષણપદ્ધતિનો આપણે સત્વર ત્યાગ કરીએ તેમાં દેશને કશો ભોગ આપવાપણું નથી.

"ભણીગણીને દીકરો રોગી, નામર્દવત્, ક્ષીણવીર્ય અને સંયમ પાળવા અશક્ત બને, ભણવાનું ફળ એશઆરામ કરવાનો વિશેષ અધિકાર છે એમ જો એ માનતો થાય, જો ભણીને એ સ્વધર્મ કરતાં તાત્કાલિક નાણાંની કિંમત વધારે આંકતા શીખે, જો ભણતર પૂરું કર્યા પછી આજન્મ નોકરીમાં પડ્યા રહ્યા સિવાય એની આકાંક્ષા વધી શકે નહીં, ભણ્યા છતાંયે પોતાની આજીવિકા કોઈ ઉદ્યોગધંધામાંથી પ્રામાણિકપણે એ મેળવી શકે એમ ન હોય, જો ભણતરને અંતે પણ એનામાં હાજરી

પુરાવવા* માટે રોજ સોળ માઈલ ચાલવાની ગુલામી દશા રહી શકતી હોય, જો ભણ્યા પછી પણ એ ખોટા સાક્ષીઓ અને ખોટા દસ્તાવેજો તૈયાર કરવામા, અસીલો અને દરદીઓને છેતરવામા, ભાગ લઈ શકતો હોય,—તો એના કરતા એ ગરીબ, મહેનતમજૂરી કરનાર, વગર ભણેલો રહે એ સારુ એમ દરેક માબાપે ઇચ્છવુ જોઈએ '

એક ભાઈએ ગાધીજીને પ્રશ્ન પૂછેલો કે સર્વે રાષ્ટ્રીય શાળાઓમા અત્યજોને ભણવાની છૂટ રહેશે કે નહી ? ગાધીજીએ એ પ્રશ્ન જવાબ માટે વિદ્યાપીઠની નિયામક સભાને મોકલી આપ્યો તે ઉપર નિયામક સભાએ એવો ઠરાવ કર્યો કે "વિદ્યાપીઠે માન્ય કરેલુ કોઈ પણ મદિર (શાળા તથા મહાવિદ્યાલય) કેવળ અત્યજોનો બહિષ્કાર ન કરી શકે" આ ઠરાવની સામે વિરોધ દર્શાવવા માટે ૨૧-૧૧-૧૯૨૦ના રોજ શારદાપીઠના શકરાચાર્યની સવારી મુકામ નડિયાદ હતી તે વખતે બ્રાહ્મણોની એક મહાસભા મળી અને તેમણે ઠરાવ કર્યો કે "વિદ્યાપીઠનો ઠરાવ હિન્દુ ધર્મશાસ્ત્રની વિરુદ્ધ છે અને અમારા સનાતન ધર્મના પ્રાચીન નિયમોનુ ઉચ્છેદન કરનાર છે" કિશોરલાલભાઈએ મહામાત્ર તરફે આ ઠરાવનો જવાબ આપતા લખ્યુ

> બ્રાહ્મણ મહાસભાએ પસાર કરેલા ઠરાવથી અને તેને જગદ્ગુરુનુ અનુમોદન મળ્યાથી મને અત્યત દુખ થયુ છે વર્ણાશ્રમવ્યવસ્થા સમાજનુ હિત અને લોકકલ્યાણ સાધવા રચાઈ છે સ્મૃતિકારોએ સમાજનુ હિત તપાસી લોકકલ્યાણાર્થે દેશકાળાનુસાર વર્ણાશ્રમવ્યવસ્થા ફેરવી છે તથા નવી સ્મૃતિઓ રચી છે મૂળ આરભમા અત્યજ વર્ગને અસ્પૃશ્ય લેખવાને ગમે તે કારણ મળ્યુ હોય પણ આજે દેશની ફરેલી સર્વ વ્યવસ્થાને લક્ષમા લઈ ન્યાય અને હિત કઈ બાજુ છે તે તપાસી શ્રીમદ્ શકરાચાર્યજીએ તથા મહાસભાએ અત્યજ વિરુદ્ધ ઠરાવ પસાર ન કરતા તેમને પોતાનો ઉદાર આશ્રય આપવાનો ઠરાવ કર્યો હોત તો ધર્મની વિશેષ સેવા થાત એમ હુ નમ્રપણે માનુ છુ '

* સને ૧૯૧૯ના એપ્રિલ માસમા રોલેટ કાયદાના વિરોધમા થયેલા તોફાનો વખતે લાહોરમા લશ્કરી કાયદો જાહેર કરવામા આવ્યો હતો ત્યારે તમામ વિદ્યાર્થીઓને એટલે દૂર હાજરી પુરાવવા જવાનો હુકમ થયેલો

વિદ્યાપીઠ તરફથી કેવી જાતના પાઠ્યપુસ્તકો રચાય એ બાબત સલાહ આપતા તેમણે કહ્યું છે તે પણ નોંધવા જેવું છે :

"મારી માન્યતા એવી છે કે પાઠ્યપુસ્તકોની બાબતમા અનેક જણા સ્વતંત્ર પ્રયોગો કરે તો વધારે સારુ થશે પ્રજાસત્તાક શિક્ષણ-રતુ એમા સર્વેનો એ-મત છે આજે પ્રજાસત્તાક શિક્ષણને આપણે રાષ્ટ્રીય શિક્ષણને નામે ઓળખી રહ્યા છીએ પણ રાષ્ટ્રીય શિક્ષણનો ખરો પ્રશ્ન, એટલે કે રાષ્ટ્રને આજે કેવા, શાના અને શી રીતે અપાતા શિક્ષણની જરૂર છે, તે વિષે આપણે હજુ એકમત નથી અને એક-મત થવુ સહેલુ પણ નથી એટલે જુદા જુદા આદર્શોનો દઢબાજન કરી અથવા જુદા જુદા આદર્શોને એકબીજાની જોડે અનુકૂળ કરી લેવા માટે અથવા સમતિ લાવવા માટે એને મરડી નાખી લખાયેલા પુસ્તકો કરતા, જુદા અથવા વિચારપૂર્વક ચોક્કસ રીતે સ્વીકારેલા આદર્શ ધરાવનાર દરેક મંદિર અથવા શિક્ષણમંડળ પોતાના જ આદર્શ પ્રમાણે પાઠ્યપુસ્તકો તૈયાર કરે તો તે વધારે ઇચ્છવા જેવુ છે"

તે વખતે પણ કિશોરલાલભાઈ કેળવણીને એકહથ્થુ તંત્ર નીચે ચલાવવાની વિરુદ્ધ હતા. તેને તેઓ વિકેન્દ્રિત સ્વરૂપ આપવા માગતા હતા રાષ્ટ્રીય શિક્ષણમંડળોને ઉદ્દેશીને કાઢેલી એક પત્રિકામા તેઓ કહે છે·

"આજના જમાનાની પદ્ધતિ પ્રજાજીવનનો દરેક વ્યવહાર ચલાવવા માટે એક એક ખાતુ ઉઘાડવાની છે એ ખાતુ એક સ્થાને રહી પોતાના જ કારભારીઓ મારફતે ગામડે ગામડે શાખાઓ ખોલાવે છે અને એક સરખુ કામ કરાવે છે એ પદ્ધતિના કેટલાક ફાયદા છે, પણ તેમા કેટલીક ખામીઓ પણ રહેલી છે એવા ખાતાની કાર્યપદ્ધતિ યાન્ત્રિક બની જાય છે, એમા દરેકને પોતાની બુદ્ધિને પોતાના યન્ત્રને અનુકૂળ કરવી પડે છે, દેખીતી રીતે ખર્ચાળ અને બેવકૂફીભર્યા રિવાજો દાખલ કરવા પડે છે, ખાતાના મૂળને ધક્કો લાગે તો સર્વ શાખાઓનો પણ નાશ થાય છે ખાતાના મૂળને ધક્કો લગાડવો એ કઠણ નથી પૈસેટકે ભરપૂર, પ્રજાના કેટલાક મોહના વિષયોને પોષવાવાળુ બીજુ ખાતુ ઊભુ થાય તો પહેલુ ખાતુ નાશ પામી શકે

'મારી સમજ પ્રમાણે વિદ્યાપીઠ સ્થાપવાનો આપણો હેતુ એવો નથી કે અંગ્રેજ સરકારના કેળવણી ખાતા જેવુ જ એક મધ્યવર્તી કેળવણી ખાતુ ઉભુ કરી, એની મારફત આખા ગુજરાતમા કેળવણીના કારખાના ઊભા કરવા અને એ કારખાનાના બીબાનુ રૂપ સર્વે શિક્ષકો, શાળાઓ અને વિદ્યાર્થીઓને આપવુ ગુજરાત વિદ્યાપીઠનો હેતુ પ્રજાને એ સમજતી કરી દેવાનો છે કે ગામડે ગામડે પ્રજાએ જ પોતાનુ શિક્ષણ ચલાવવુ જોઈએ અને શિક્ષણને પોતાના ગામની જરૂરિયાતોને અનુકૂળ કરી લેવુ જોઈએ છતા આજે આપણને એવી મધ્યવર્તી સસ્થા વિના ન ચાલી શકે તે પણ દેખીતુ છે જે વખતે આપણી જૂની સસ્થાઓ નાશ પામી ગઈ હોય તેના સસ્કારો ભુલાઈ ગયા હોય, સસ્થાઓ ઊભી કરવાની આપણામા રહેલી નૈસર્ગિક શક્તિ વિષેની આપણી શ્રદ્ધા ખૂટી પડી હોય, ત્યારે આવી સસ્થા જ આપણામા સઘબળ ઉત્પન્ન કરી આપણા પ્રયાસોનુ ધ્યેય બરાબર દર્શાવી આપણને ઉપયોગી થઈ પડે છતા એ ભૂલવુ ન જોઈએ કે જેટલે અંશે મધ્યવર્તી સસ્થા ધ્રુવની માફક કેવળ દિશા નક્કી કરનાર ન બનતા સર્વે કારભાર પોતાની દ્વારા જ ચલાવનાર થઈ પડે તેટલે અંશે તે યંત્ર બની જાય વિદ્યાપીઠને યંત્ર ન બનવા દેવુ એ રાષ્ટ્રીય શિક્ષણમડળનુ કામ છે "

શિક્ષિત અથવા ભણેલા કોને કહેવાય એ વિષે એક પત્રિકામા તેમણે સ્પષ્ટતા કરી છે

લખવા વાચવાની શક્તિ આવે તો જ કોઈ સુશિક્ષિત થવાતુ નથી શિક્ષણ તો ખાનદાન સ્વભાવમા રહેલુ છે બાળકોમા ખાનદાન સ્વભાવ માબાપ ઉતારે તો અસંતોષ પામવાને કશુ કારણ નથી વળી શિક્ષણ જ્ઞાન મેળવવાની તરસમા રહ્યુ છે જે માબાપ પોતે બાળકોને શીખવવા અશક્ત હોય તે એમનામા જ્ઞાન મેળવવાની તરસ જ ઉત્પન્ન કરે તો બાળકો જ્ઞાન તો જન્મભરમા ઘણુયે સાભળીને અને અનુભવીને મેળવી લેશે મનુષ્ય પોતાના જ્ઞાનનો સતાશ પણ શાળામા નથી મેળવતો નવ્વાણુ અશ તો જીવનમા મેળવે છે એ સતાશ ભલે મહત્ત્વનો હોય પણ દેશ ઉપર આવી પડેલા ધર્મ આગળ એ સતાશનો ભોગ આપવો પડે તો તે કાઈ ભારે ભોગ ન કહેવાય

તા ૧૫-૧૧-૧૯૨૦ના રોજ ગુજરાત મહાવિદ્યાલયની સ્થાપના થઈ તે વખતે મહામાત્ર તરીકે ભાષણ કરતા કિશોરલાલભાઈએ કહ્યુ

"કેળવણી અને સાહિત્ય પરિષદોએ પણ રાષ્ટ્રીય શિક્ષણ વિષે જુદા જુદા ઠરાવો પસાર કરેલા છે પરંતુ આજે જે સંસ્થા આપની નજર આગળ ઊભી થઈ છે તેનો મૂળ આધાર રાજકીય પરિષદનો છે. એ આપને કદાચ આશ્ચર્યકારક લાગશે પણ દેશની રાજકીય સ્થિતિ ભયંકર છે . આવી ક્રૂર અને ભયંકર સલ્તનતને ઇચ્છાપૂર્વક એક દિવસ પણ ટકાવી રાખવી એ અધર્મ છે સરકારી શિક્ષણપદ્ધતિ એને ટકાવી રાખવા માટે એક ઉત્તમ સાધન છે એ વિચારથી પ્રેરાઈ રાજકીય પરિષદે જ શિક્ષણને વ્યાવહારિક સ્વરૂપ આપવાનો નિશ્ચય કર્યો છે

'આ રીતે આપની સમસ્ત રાષ્ટ્રીય શિક્ષણનો પ્રશ્ન, જેને શુદ્ધ શિક્ષણની દૃષ્ટિ કહે છે, કેવળ તે જ દૃષ્ટિથી નથી ખડો થયો પણ એમાં રાજકીય સ્થિતિ પ્રધાનપદ ભોગવે છે દેશની શિક્ષણપદ્ધતિને રાજકીય અંકુશથી સ્વતંત્ર કરવી એ આજે મુખ્ય કાર્ય પ્રજા પાસે આવી પડ્યું છે."

તે વખતની પરિસ્થિતિને કારણે વિદ્યાપીઠને પોતાના કામની શરૂઆત નીચેથી કરવાને બદલે ઉપરથી કરવી પડી એ વિષે કિશોરલાલભાઈએ કહ્યું

"વાસ્તવિક રીતે મહાવિદ્યાલય એ શિક્ષણમંદિરનો કળશ ગણાય કળશ ગમે તેવો મૂલ્યવાન અને પ્રકાશમાન હોય તોપણ એના પાયારૂપે તો પ્રાથમિક કેળવણી જ હોઈ શકે પણ આ વિદ્યાપીઠને પોતાની શરૂઆત મહાવિદ્યાલયથી કરવી પડી છે એટલે આ વિદ્યાપીઠ કવિવર રવીન્દ્રનાથ ઠાકુરના આક્ષેપોને પાત્ર થાય છે એ ભોગી દશાનું કારણ આજની રાજકીય સ્થિતિ છે '

આ વિદ્યાપીઠ મુખ્યત્વે કોને માટે છે એ પ્રશ્નના જવાબમાં કિશોરલાલભાઈએ જે કહેલું તે ખાસ નોંધવા જેવું છે

"વિદ્યાપીઠ તરફથી હું ખાતરી આપવા ઇચ્છું છું આ વિદ્યાપીઠ મુખ્યત્વે કરીને ગુજરાતીઓ માટે છે પછી તે ગુજરાતી હિંદુ હોય, જૈન હોય કે મુસલમાન હોય પારસી હોય કે ખ્રિસ્તી હોય મુસલમાન અને પારસી ભાઈઓને હું ખાતરી કરાવવા ઇચ્છું છું કે આ વિદ્યાપીઠ સંસ્કૃતમય ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે નથી, પણ જે સારામાં સારી

રીતે ગુજરાતી ભાષાનો ઉત્કર્ષ થઈ શકે તે રીતે ગુજરાતીનો ઉત્કર્ષ કરવા માટે છે        કેવળ સંસ્કૃતમય ગુજરાતી માટે જ ફારસીનો બહિષ્કાર કરવામાં આવે એવું નહીં બને        મુસલમાન ભાઈઓને એ પણ કહેવા ઇચ્છું છું કે ખિલાફતના નિવેડા માટે જે શ્રદ્ધાથી તમે મહાત્મા ગાંધીજીની આગેવાની સ્વીકારી છે તેટલી શ્રદ્ધાથી માનજો કે આ વિદ્યાપીઠમાં પણ મુસલમાનોનું હિત જાળવવા અમારાથી બનતો તેટલો પ્રયત્ન થશે જ

વિદ્યાપીઠની સ્થાપના અસહકારને અંગે થયેલી હોવા છતાં આશ્રમના અમે બધા જેઓ વિદ્યાપીઠમાં જોડાયા તેમણે તો એમ જ માની લીધું કે રાષ્ટ્રીય શિક્ષણના સિદ્ધાંતોનો પ્રજામાં પ્રચાર કરવાનો અને તેને વેગ આપવાનો આ ઉત્તમ મોકો છે એટલે વિદ્યાપીઠની શાળાઓમાં રાષ્ટ્રીય શિક્ષણના તત્ત્વો બને તેટલા વધારે દાખલ થાય એવો અમારો આગ્રહ રહેતો પરંતુ ઘણી હાઈસ્કૂલો જેઓ સરકાર સાથે અસહકાર કરીને વિદ્યાપીઠમાં જોડાઈ હતી તેઓ શિક્ષણની પદ્ધતિમાં ઓછામાં ઓછા ફેરફારો કરવાના વિચારની હતી તેમને એમ લાગતું હતું કે સરકારના અંકુશો ફગાવી દેવાનું ધ્યેય જ આપણી સમક્ષ આપણે મુખ્યત્વે રાખવું જોઈએ અત્યારે શિક્ષણક્રમમાં આપણે જો બીજા ફેરફાર કરવા જઈશું તો જે વિદ્યાર્થીઓ આપણી સાથે આવ્યા છે તેઓ બીજી સરકારી શાળાઓમાં જતા રહેશે આને લીધે નિયામક સભાઓમાં તેમ જ તેની સમિતિઓમાં રાષ્ટ્રીય શિક્ષણવાળા અને અસહકારી શિક્ષણવાળા એવા બે પક્ષ ઘણી વાર પડી જતા અને બંને વચ્ચે ઉગ્ર મતભેદો પડતા તેમાં વળી નાગપુરની કોંગ્રેસમાંથી આવ્યા પછી ૧૯૨૧ના જાન્યુઆરીમાં મહાવિદ્યાલયના વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ કરતાં ગાંધીજીએ એક નવો ધડાકો કર્યો તેમણે કહ્યું કે

> જે વસ્તુ હું પ્રથમથી માનતો આવ્યો છું તે જ વસ્તુને હું અત્યારે તમારી આગળ મૂકું છું મારો તો એ વસ્તુમાં મૂળથી જ અડગ વિશ્વાસ રહ્યો છે છતાં એ વિશ્વાસ શું કામ છે એનું એક પાસું હમણાં હું જેવું સમજ્યો તેવું અગાઉ નહોતો સમજતો        જેટલી

દૃઢતા અને વિશ્વાસથી આજે હું આ વસ્તુ કહીશ તેટલી દૃઢતા અને વિશ્વાસપૂર્વક આ વસ્તુ અગાઉ કોઈ વાર મેં તમારી આગળ નથી મૂકી. અત્યાર સુધી હું તમને અનેક વાનીઓ પીરસતો. આજે તો હું એ કહેવા આવ્યો છું કે અસહકારને જો તમે ખરો કરવા ઇચ્છતા હો તો તમારી પાસેનો એકેએક કલાક સૂતર કાંતવામાં જ આપો. આ તમને નવી વાત લાગશે, આથી તમને આઘાત પહોંચશે. જેમને બી. એ. થવાની આકાંક્ષા છે અને જેમને આ વિદ્યાપીઠ એ ડિગ્રી આપશે એવી ખાતરી આપવામાં આવી છે, તેમને હું કહું છું કે આજે હિંદુસ્તાનને માટે રેંટિયો ચલાવવો એ જ બારેમાં બારે ડિગ્રી છે. હું આટલે સુધી જાઉં છું તે મારા વિચારોનો જેટલો વેગ અત્યારે છે તેટલો વેગ હું તમારામાં આવેલો જોવા ઇચ્છું છું તેને લીધે છે. જો નવ મહિનામાં સ્વરાજ મેળવવું હોય તો વિદ્યાર્થીઓને માટે ખરી વિદ્યા એ જ છે કે હિંદુસ્તાનનો કાપડનો ભૂખમરો મટાડવો. વિદ્યાર્થીઓ આ આખું વરસ આ જ કામ ઉપાડી લે તો કોંગ્રેસે ઠરાવ્યા પ્રમાણે એક વરસની અંદર સ્વરાજ ઘેર કરી શકે. વિદ્યાર્થી પોતાનો અભ્યાસ અટકાવીને હિંદુસ્તાનને અર્થે મજૂર બને. તમારી મજૂરીને માટે તમે કંઈ મહેનતાણું ન લો તો તમારી મહેરબાની. પણ જેને લેવું હોય તે ખુશીથી લઈ શકે છે. તમે તમારો અભ્યાસ છોડી દો એવો મારો આગ્રહ નથી. છોડી દેશો તોયે તેમાં તમારી વિચારશક્તિ ઓછી થશે એમ હું માનતો નથી. જેનું મન મલિન નથી તેની વિચારશક્તિ કદાપિ ઘટતી નથી. આપણાં મગજ વાંચી વાંચીને સડી ગયેલાં છે. તેથી મેં તમને કહ્યું કે તમે છ કલાક કાંતો અને બાકીના વખતમાં શીખો. તમને તો હું એમ કહું છું કે તમે આ કાંતવાના કામમાં પારંગત થઈ જાઓ તો તમે ગામડામાં પણ ચાલ્યા જઈ શકો છો. તમારામાં એટલો આત્મવિશ્વાસ ન હોય તો તમે કૉલેજમાં પણ રહી શકો છો. પણ મને એટલી તો ખાતરી લાગે છે કે બધાએ રોજ ચાર છ કલાક કાંતવામાં આપ્યા વગર આપણને સ્વરાજ નહીં મળી શકે.

આ ભાષણની અસર મહાવિદ્યાલયના કેટલાક વિદ્યાર્થીઓ ઉપર ઘણી સારી થઈ. તેઓએ નક્કી કર્યું કે આપણે અક્ષરજ્ઞાનના વિષયો પાછળ વખત ગાળવાનું મુલતવી રાખી વસ્ત્રવિદ્યા પાછળ મંડીએ. તેમને સગવડ કરી આપવા નિયામક સભાએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

પરિસ્થિતિનું નિરીક્ષણ કરી ૧૯૨૩ના અધવચમાં કિશોરલાલભાઈએ નિયામક સભાને ચેતવી કે "શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો થતો જાય છે એ વિષે નિયામકો તેમ જ પ્રજાએ ગંભીરપણે વિચાર કરવો ઘટે છે" તેમણે વિશેષમાં એ પણ જણાવ્યું કે "પ્રજાના કેળવણી વિષેના ખ્યાલો અને વિદ્યાપીઠના ખ્યાલો તથા કેળવણીનું ધ્યેય એ ત્રણ વિષે ચોખ્ખો વિચાર ન થાય ત્યાં સુધી મહેનત કરતાં છતાં મનનો વસવસો દૂર નહીં થાય" છેવટે ૧૯૨૪ના જાન્યુઆરી માસમાં નિયામક સભાએ નીચે પ્રમાણે ઠરાવ કર્યો

"ગુજરાત વિદ્યાપીઠની દેખરેખ નીચે રાષ્ટ્રીય કેળવણીની જે સંસ્થાઓ ચાલે છે તેને સુવ્યવસ્થિત કરવા, રાષ્ટ્રીય શિક્ષણ વિષે પ્રજામત બરાબર ખીલવવા સારા શિક્ષકો માટે વાજબી અનુકૂળતાઓ ઊભી કરવા શું કરવું જોઈએ તેનો વિચાર કરવા ગુજરાતના રાષ્ટ્રીય શિક્ષણ મંડળોના શિક્ષકોનું અને તેની વ્યવસ્થાપક સમિતિના સભ્યોનું એક સંમેલન જેમ બને તેમ જલદી એકત્ર કરવામાં આવે અને તે સંમેલનના ઠરાવો નિયામક સભાને ભલામણરૂપે રજૂ કરવામાં આવે"

ઉપરનો ઠરાવ થયો તે વખતે તો કલ્પના એવી હતી કે ગાંધીજી જેલમાં હોઈ આ સંમેલન તેમની ગેરહાજરીમાં ભરવું પડશે પરંતુ ૧૯૨૪ના માર્ચમાં સરકારે તેમને માંદગીને કારણે છોડી મૂક્યા છૂટ્યા પછી આરામને માટે કેટલોક વખત તેઓ જુહુ રહ્યા એટલે ગાંધીજી ત્યાંથી ગુજરાતમાં આવે ત્યારે જ સંમેલન ભરવું એમ ઠરાવ્યું છેવટે ઓગસ્ટ માસમાં અમદાવાદમાં સંમેલન ભરાયું

સંમેલનનો પ્રારંભ કરતાં કિશોરલાલભાઈએ કહ્યું

આ પરિષદનું કાર્યક્ષેત્ર રાષ્ટ્રીય શિક્ષણમાં સર્વત્ર જણાતી મુશ્કેલીઓ અને સર્વના મનમાં રહેલી પણ બહાર ન દર્શાવાતી શંકાકુશંકાઓના નિવારણનું અમે પ્રધાનપત્રે કલ્પ્યું છે એ મુશ્કેલીઓ અને શંકાકુશંકાઓ રાષ્ટ્રીય શિક્ષણના સિદ્ધાંતો વિષે હોય કે તેની વ્યાવહારિક યોજના વિષે હોય તે સર્વનો વિચાર કરવા કલ્પ્યું છે પણ મારી અંગત વિનતી અને હૃદયની ઇચ્છા તો એક જ છે કરી શકો તો અમારામાં એવી શક્તિ પ્રેરો કે જેથી વિદ્યાપીઠ પ્રવૃત્તિનો વિસ્તાર

વધે કે ઘટે, એમાં જોડાનાર અમે વ્યક્તિઓ સૌ સૌની શક્તિ પ્રમાણે આપભોગ ઓછા કરીએ કે વત્તો કરીએ, અમારા ગુણદોષો થોડા હોય કે ઘણા હોય તોપણ અમે જેવા હોઈએ તેવા એકબીજાની સાથે સખાભાવે રહેતાં શીખીએ. . . . આપ આવી શક્તિ અમારામાં પ્રેરો એમ ચાહું છું. કારણ બીજા બધાયે ચરો આ શક્તિની પાછળ આવીને વસશે એમ મને લાગે છે."

ગાંધીજીએ જવાબમાં કહ્યું·

"ભાઈ કિશોરલાલની યાચના મારી શક્તિની બહાર છે. શિક્ષકો પરસ્પર સખાભાવથી વર્તે તે તો સ્વરાજ કહેવાય. એ આપવું મારા હાથની વાત નથી. એવી ભિક્ષા તો ઈશ્વર પાસે જ માગી શકાય. ઈશ્વર એટલુ આપે તો બધુ જ મળી ગયુ. આવી ભિક્ષા તમને તો નહી જેવી જ લાગતી હશે પણ એ મારે માટે આપવી અશક્ય છે. હુ તો માત્ર કેટલીક સૂચનાઓ અને તમને અને મને ઉત્સાહ મળે એવી કેટલીક વિગતો આપવા ઇચ્છુ છુ."

પછી સૂતરને તાંતણે સ્વરાજની વાત કરતાં ગાંધીજીએ કહ્યું

"હુ દીવાનો થયો છુ? સૂતરને તાતણે સ્વરાજની વાત આપણે માનતા હોઈએ તો એ પ્રમાણે કરી બતાવવુ જોઈએ. મારી ઉપર બે કાગળો આવ્યા છે તેમા લખ્યુ છે, 'તુ મૂરખ થયો છે. પહેલા તો રેંટિયાની વાતમા કાંઈક મર્યાદા રાખતો હતો. હવે તો એ પણ છોડી છે.' દુનિયા મને મૂરખ કહે, દીવાનો કહે, ગાળો દે તોય હુ તો એ જ વાત કરવાનો. મને બીજી વાત ન સૂઝે તો હુ શુ કરુ? હુ તો મહાવિદ્યાલયના સ્નાતકને પણ નાપાસ કરુ, પ્રમાણપત્ર ન આપુ, જ્યાં સુધી તે રેંટિયાની પરીક્ષા પાસ ન કરે. એવો વાંધો લેવામા આવે છે કે આમાં બળાત્કાર છે. બળાત્કાર એટલે શુ? અગ્રેજી, ગુજરાતી, સસ્કૃત શીખવુ પડશે એવા નિયમ રાખીએ છીએ ત્યા બળાત્કાર નથી? તે જ પ્રમાણે કહીએ કે કાતવાનું પણ ફરજિયાત શીખવુ પડશે. આપણે એમા ન માનતા હોઈએ તો જુદી વાત. વિદ્યાર્થીઓને કહેવું કે, કાતશો નહી તો શાળામા નહી રહી શકો. એમા શું ખોટુ છે? . . . આપણે જે વસ્તુ જરૂરની કલ્પી છે તે શરમાયા વિના બાળકો આગળ મૂકવી જોઈએ. જે બાળકોને અને માબાપોને એ કબૂલ ન હોય તે ન આવે. પ્રાથમિક શાળા, વિનય મદિર, મહાવિદ્યાલય, (એ જે) સ્વરાજ શાળાઓ હોય તો એમા આ નિયમ

કોંગ્રેસના અસહકાર પરના ઠરાવને માન આપવાને ખાતર અને એક વરસની અંદર સ્વરાજ મેળવવાના પ્રયત્નમા સહાય થવાને ખાતર ગૂજરાત વિદ્યાપીઠે માન્ય કરેલી બધી શાળાઓમા વ્યવસ્થાપકો તથા અધ્યાપકોએ વિદ્યાર્થીઓને કાંતવાનુ શિક્ષણ આપવુ અને સ્વદેશીનો પ્રચાર પૂરા વેગથી થાય તે સારુ અને દેશમા સૂતરની જબરદસ્ત તૂટી છે તેની પૂરતી કરવા સારુ જે જે વિદ્યાર્થીઓ તૈયાર થાય તેઓની પાસે સૂતર ઉત્પન્ન કરાવવુ અને આમ કરતા વખતનો ભોગ આપવો પડે તે ભોગ આપવા શિક્ષકોએ વિદ્યાર્થીઓને સમજપૂર્વક તૈયાર કરવા

મહાવિદ્યાલયના આચાર્ય શ્રી ગિદવાણીજીને લાગ્યુ કે સઘળા વિદ્યાર્થીઓ પાસે આખો વખત રેંટિયો કંતાવવાનુ કામ કરાવીશુ તો તે લાંબો વખત ચાલશે નહી એટલે તેમણે જે વિદ્યાર્થીઓ પુસ્તકજ્ઞાન લેવા ઇચ્છતા હતા તેમના વર્ગો ચાલુ રાખ્યા અને જે વિદ્યાર્થીઓ પરીક્ષા માટે તૈયારી ન કરતા કાંતવાનુ શીખવા માગતા હતા અને શીખ્યા પછી તેના પ્રચાર માટે ગામડે જવા ઇચ્છતા હતા તેમને માટે 'સ્વરાજ આશ્રમ' નામની અલગ સસ્થા સ્થાપી ત્યાર પછી તો ગુજરાતમા તેમ જ બીજા પ્રાંતોમા ઘણા સ્વરાજ આશ્રમો સ્થપાયા પરતુ આવી સસ્થાઓને સ્વરાજ આશ્રમ એ નામ આપવાની મૂળ શોધ આચાર્ય ગિદવાણીજીની છે તે અહી નોંધવુ જોઈએ

આ બધો વખત કિશોરલાલભાઈ ભારે ધાર્મિક મનોમંથનમાથી પસાર થઈ રહ્યા હતા પોતાની પ્રવૃત્તિઓથી તેમના દિલને પૂરુ સમાધાન નહોતું જીવનનુ ધ્યેય શુ એ વિશે તેઓ બહુ માનસિક વ્યથા અનુભવતા હતા એ વિશે અલગ પ્રકરણ આવશે પરતુ રાષ્ટ્રીય શિક્ષણ અને અસહકારી શિક્ષણ એ બેમાં રહેલા ભેદને લીધે વિદ્યાપીઠની નિયામક સભાઓમા જે ચર્ચાઓ ચાલતી તેથી તેમને ભારે અસંતોષ રહેતો હતો એટલે '૨૧ના જાન્યુઆરીની આખરમા તેમણે મહામાત્ર તરીકે રાજીનામું આપ્યુ તે વિશે પોતાની જાત ઉપર ટીકા કરતા 'કેળવણીના પાયા' એ પુસ્તકની પ્રસ્તાવનામાં તેમણે લખ્યુ છે કે

"તે દિવસે તો મને એટલું જ ભાન હતું કે મારા ચિત્તને શાન્તિ નથી. એટલે વિદ્યાપીઠના નવા અખતરામાં રસભેર ઝંપલાવ્યું. . . . વિદ્યાપીઠની સંસ્થા નવી હતી. પણ નવી સંસ્થામાં જોડાવાથી થોડું જ હૃદય પણ નવું બને છે? નવી સંસ્થામાં હું જૂનું, વિવિધ પ્રકારના રાગદ્વેષોવાળા આગ્રહોથી ભરેલું જ હૃદય લઈને ગયો. અને 'શકટનો ભાર જ્યમ શ્વાન તાણે' તેમ હું પોતાને અપૂર્વ ત્યાગી, દેશભક્તિથી તરબોળ થયેલો, વિદ્યાપીઠના સ્તંભરૂપ માનતો અને મારી જોડે સહમત ન થનારા સાથીઓને સ્વાર્થબુદ્ધિથી રંગાયેલા સમજતો. હું સૌની સાથે ઝઘડવા લાગ્યો. જેમ જેમ મારી ઊણપો મારી નાલાયકીને વધારે તીવ્રપણે આગળ આણવા લાગી તેમ તેમ પ્રાથમિક કેળવણી અને ધાર્મિક કેળવણીનો મારો આગ્રહ વધતો જ ગયો. પણ મારો આગ્રહ ન ચાલ્યો ત્યારે મારી નાલાયકીથી રિસાવાને બદલે મેં વિદ્યાપીઠમાંથી મન મોળું કર્યું."

ત્યાર પછી કિશોરલાલભાઈએ થોડુંઘણું આશ્રમની રાષ્ટ્રીય શાળામાં કામ કર્યું. પણ તેઓ વધારે વખત ધાર્મિક પુસ્તકોના વાચન અને મનનમાં ગાળતા. ૧૯૨૧ના માર્ચ માસમાં તેમને શ્રી કેદારનાથજી સાથે ઓળખાણ થયું. તેમની સાથે ચર્ચાઓ કરતાં તેમના ઉપર એવી શ્રદ્ધા બેસી ગઈ કે એમને તેઓએ ગુરુ તરીકે સ્વીકાર્યા. એમની સૂચનાથી કેટલોક વખત તેઓ એકાંતમાં રહ્યા. છેવટે એમના ચિત્તનું સમાધાન થયું. એની બધી વિગતો હવે પછીના પ્રકરણમાં આપવા ધારી છે. સાધના પૂરી કરીને ફરી પ્રવૃત્તિમાં પડ્યા પછી ૧૯૨૩ના માર્ચ માસમાં સરદાર વલ્લભભાઈ તથા બીજા મિત્રોના આગ્રહથી તેમણે ફરી વિદ્યાપીઠના મહામાત્રનું પદ સ્વીકાર્યું.

તે વખતે રાજકીય વાતાવરણ તદ્દન બદલાઈ ગયેલું હતું. ૧૯૨૨ના માર્ચમાં ગાંધીજીને ૭ વર્ષની સજા થઈ હતી. સઘળા કાર્યકર્તાઓ તથા નેતાઓની એવી વૃત્તિ હતી કે ગાંધીજી જે સંસ્થાઓ મૂકીને ગયા છે તે તેઓ પાછા આવે ત્યારે જેમની તેમ જાળવી રાખીને તેમને પાછી સોંપવી. પરંતુ સમાજમાં અસહકાર વિષેનો જુસ્સો ઓછો થઈ ગયો હતો અને તેથી અસહકારી શિક્ષણસંસ્થાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા ઘટવા લાગી હતી. બીજી વાર મહામાત્રપદે આવ્યા પછી ત્રણેક મહિના આખા

હોવો જ જોઈએ બીજો વિચાર આપણે માટે અપ્રસ્તુત છે. (શિક્ષકોનાથી) જેના વિચાર બદલાયા હોય તે રાજીનામું આપે."

પછી ગ્રામવર્ગની અને ગામડાંની કેળવણી વિષે બાપુજીએ જે કહ્યું તે આજે પણ એટલું જ પ્રસ્તુત છે

"આપણે ગ્રામવર્ગને કેળવવા માગતા હોઈએ તો મહાવિદ્યાલય પર ભાર વધી દઈએ, પણ છેવટે તો તેને ગંગોત્રી જ બનાવી દઈએ. છેવટે તેના વિદ્યાર્થીઓ તૈયાર થઈ ગામડામાં જ જઈને બેસે એ જ વિચારથી એમને તૈયાર કરો. ભલે થોડા આવે તો થોડા. તોય હરકત નથી.

"પણ હું ભાર તો પ્રાથમિક શાળા ઉપર જ દેવા ઇચ્છું છું. પ્રાથમિક શાળાઓની ઉપર વિદ્યાપીઠ વધારે ધ્યાન આપે, તેને વિષે વધારે જવાબદારી લે એમ હું ઇચ્છું. પ્રાથમિક શાળાઓ કેવી રીતે ચલાવવી તેનો વિચાર કરવો જોઈએ. હું મારો વિચાર બતાવી દઉં છું. સરકારી શાળાનું અનુકરણ કરવા બેસવું એ મૂર્ખાઈ છે . . સાત લાખ ગામડાંને સરકાર શું પહોંચે? સાતમાંથી ત્રણ લાખમાં તો શાળા નથી. એવી દીન સ્થિતિ હોય ત્યાં સરકારની ઢબની શાળાઓ ઊભી કરવામાં શો સાર હોય? આપણે શાળાના મકાન વિના ચલાવી લઈએ. માત્ર ચારિત્ર્યવાન શિક્ષક જોઈએ"

આ પરિપત્રમાં ઠરાવો પસાર કરીને વિદ્યાપીઠની નીતિ વિષે ચોખવટ કરવામાં આવી પરંતુ તેથી જે નિરુત્સાહનું વાતાવરણ વ્યાપ્યું હતું તેમાં ઝાઝો ફરક પડ્યો નહીં છેવટે પરિસ્થિતિનો વિચાર કરીને યોગ્ય સુધારાવધારા સૂચવવા માટે ૧૯૨૫ની આખરે આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે એક તપાસ સમિતિ નિમવામાં આવી અને 'વિદ્યાપીઠના તથા તેની સંસ્થાઓના બંધારણ, શિક્ષણક્રમ અને કાર્યની દિશામાં સુધારાવધારા કરવાની જરૂર જણાવાથી એ કામની વ્યવસ્થિત તપાસ કરવાનું કામ' તે સમિતિને સોંપવામાં આવ્યું

બીજી વખત મહામાત્ર થયા ત્યારે કિશોરલાલભાઈ ચિત્તની એટલી સ્થિરતા અને શાંતિ જાળવીને કામ કરતા હતા કે પહેલી વખત જેમની સાથે તેમને મતભેદ થયા હતા તે સૌનાં દિલ પણ તેમણે જીતી લીધાં. વળી વિદ્યાપીઠના કાર્યાલયનું બધું કામ તેમણે એટલું બધું સુંદર રીતે

ગોઠવીને વ્યવસ્થિત કરી દીધું કે આજે પણ તેમણે પાડેલા ચીલા પ્રમાણે એ કામ ચાલે છે છતાં પ્રાથમિક શિક્ષણના પ્રચાર વિષેનો તેમનો ઉત્સાહ ઓછો થયો નહોતો ગાંધીજીએ પણ પ્રાથમિ શિક્ષણ ઉપર અને વિદ્યાપીઠે ગામગામમાં વધારે કામ કરવું જોઈએ તે ઉપર ભાર મૂક્યો હતો વિદ્યાપીઠની નિયામક સભાનો ઉદ્દેશ પણ એનું મહત્ત્વ ઓછું આંકવાનો નહોતો પરંતુ તેને એમ લાગતું હતું કે વિદ્યાપીઠે તે વખતના સંજોગોમાં તો મહાવિદ્યાલયને જ વધારે મહત્ત્વ આપવું જોઈએ એટલે છેવટે કિશોરલાલભાઈએ વિદ્યાપીઠમાંથી સને ૧૯૨૫ના નવેમ્બર મહિનામાં રાજીનામું આપ્યું તે વખતે તેમણે નિયામક-સભાના સભ્યોને સંબોધીને એક કાગળ લખ્યો તેમાં કુલનાયક અને મહામાત્રના કાર્યો વિષે તેમણે કેટલીક મહત્ત્વની સૂચનાઓ કરી કુલનાયકના કાર્યો વિષે તેમણે લખ્યું કે

૧ એની પાસે વિદ્યાપીઠને દોરવા માટે ચોક્કસ કાર્યક્રમ હોય અને તે કાર્યક્રમમાં નિયામકો તથા કાર્યવાહકોની તાત્ત્વિક સંમતિ હોય

૨ એના કેળવણી વિષયક સિદ્ધાંતો એ ચોક્કસ સ્વરૂપમાં રજૂ કરે અને તે સિદ્ધાન્તો નિયામકો તથા કાર્યવાહકો વિદ્વાન પ્રયોગ લાયક ગણે

૩ નિયામકો અને કાર્યવાહકોની એના ચારિત્ર્ય અંગત નિ સ્વાર્થતા બુદ્ધિ વિદ્વત્તા અને પ્રામાણિકતાની ખાતરી હોય અને એની યોજનાઓને પાર પાડવા એમના તરફથી એને સહકાર મળવાની સામાન્ય ખાતરી હોય અને જે ઉચ્ચ આશયો કે આદર્શોથી એ વિદ્યાપીઠને રંગવા ઇચ્છતો હોય તે આશયો તથા આદર્શો પ્રત્યે તેમની નિષ્ઠા હોય જો કુલનાયક તથા નિયામકો અને કાર્યવાહકો વચ્ચે ઉપર પ્રમાણેનો સંબંધ ન હોય તો કુલનાયક ગમે તેવો મોટો માણસ હોય તોયે વિદ્યાપીઠની પ્રગતિ ન સાધી શકે એમ મને લાગે છે

(મહામાત્ર વિષે તેમણે જણાવ્યું કે) તે કાર્યનો ભાર ઉપાડી શકનાર હોય એ જ અગત્યનું છે કુલનાયક પોતાની પસંદગીનો મહામાત્ર નીમે એવી શ્રી ગિડવાણીજીએ એક વાર સૂચના કરી હતી મને લાગે છે કે વિદ્યાપીઠની આજની સ્થિતિમાં એ સૂચના સાચી છે

"તે ઉપરના બે પ્રશ્નોનો સંતોષકારક ફ઼ેંસલો આવે તો જ વિદ્યાપીઠમાં નવું ચૈતન્ય આવે. વિદ્યાર્થીમંડળ અને પ્રજામાં પાછી શ્રદ્ધા જાગે. . . . ગૂજરાત વિદ્યાપીઠ કેવા પ્રકારની તાલીમ પોતાના સ્નાતકોમાં ઇચ્છે છે, પોતાની અસર તળે આવેલી પ્રજામાં કેવા સંસ્કાર ખીલવવા ઇચ્છે છે અને એ બધાને માટે કયાં સાધનો વાપરવા ધારે છે, એ નક્કી કર્યે જ છૂટકો છે.

"આ પ્રશ્નો ઉપર આપ નિખાલસપણે, ગંભીરતાથી અને સ્પષ્ટપણે વિચાર ન ચલાવો તો મને લાગે છે કે આપ ભૂલ કરશો. આમ મને લાગતું હોવા છતાં આપને એમ ન જણાવું તો મને મારે વિષે કર્તવ્યભ્રષ્ટતા લાગે, એટલે મહામાત્રપદ છોડ્યા પહેલાં આ સૂચનાઓ કરવાની ઇચ્છાને હું ન રોકી શક્યો. એમાં ધૃષ્ટતા જણાય તો ક્ષમા કરશો."

## ૧૫
## સાધના

### ૧

[કિશોરલાલભાઈની સાધનાનું પ્રકરણ લખવામાં મને કાંઈક મુશ્કેલી લાગી અને અનધિકાર પણ લાગ્યો. એટલે મેં શ્રી નાથજીને વિનંતી કરી કે એ પ્રકરણ તમે લખી આપો તો સારું. તે ઉપરથી આ આખું પ્રકરણ તેમણે મને મરાઠીમાં લખી આપ્યું. તેનો ગુજરાતી અનુવાદ શ્રી રમણીકલાલ મોદીએ કરેલો છે. ભાષામાં મેં જૂજજાજ ફેરફારો કર્યા છે, અને બહુ થોડો ભાગ કાઢી પણ નાખ્યો છે. તે સિવાય આખું પ્રકરણ શ્રી નાથજીએ લખી આપ્યું તે મુજબ જ નીચે આપ્યું છે.]

મને લાગે છે કે, ઈ. સ. ૧૯૧૭માં કોચરબ (અમદાવાદ)માં ગાંધીજીના આશ્રમમાં સ્થપાયેલી રાષ્ટ્રીય શાળામાં તેઓ વર્ગ લેતા હતા ત્યારે મેં કિશોરલાલભાઈને પ્રથમ જોયેલા. કાકાસાહેબ કાલેલકર અને સ્વામી આનંદ સાથે મારો સંબંધ હોવાથી હું કોઈ કોઈ વાર

આશ્રમમા જતો તેમને વિષે તે વખતે મને એટલી જ માહિતી મળેલી કે તેઓ આકોલામા વકીલાત કરતા હતા તે છોડીને ચપારણમા ગયા અને ત્યાથી પૂ બાપુજીએ તેમને અહીની શાળામા કામ કરવાને મોકલ્યા

સને ૧૯૨૦મા હુ સાબરમતી આશ્રમમા ગયો હતો ત્યારે કાકાની પડોશમા તેઓ રહેતા હતા આશ્રમના ઘણા શિક્ષકો કાકા પાસે આવતા અને અનેક વિષયો પર તેઓ ચર્ચા કરતા એવી ચર્ચા ઓમા કિશોરલાલભાઈ મુખ્ય ભાગ લેતા કાકાની પડોશમા જ તેઓ રહેતા હોવાથી કિશોરલાલભાઈના ભજન અને રાતનુ ધાર્મિક વાચન વગેરે હુ સાભળતો તે પરથી હું સમજ્યો હતો કે તેઓ બહુ ધાર્મિક વૃત્તિના છે બીજી વાર હુ આશ્રમમા ગયો ત્યારે મારા સાભળવામા આવ્યુ કે ઈશ્વરપ્રાપ્તિ માટે તેઓ ઘર છોડીને ચાલ્યા જવાના છે બાપુજી તેમને એમ ન કરવાનું સમજાવી રહ્યા હતા પણ તેમનો નિશ્ચય બદલાતો નહોતો મારો સ્વભાવ વિશેષ તપાસ કરવાનો ન હોવાથી મે ઝાઝી વધારે માહિતી મેળવી નહી, તોપણ કાકા પાસેથી એટલુ જાણ્યુ કે તેમના ગૃહત્યાગના વિચારને લીધે આશ્રમના કાર્યકર્તા વર્ગમા તેમ જ તેમના કુટુબીઓ તથા મિત્રમડળમા ભારે ચિતા ઉત્પન્ન થઈ છે એક વખત કાકાએ તેમને કહ્યુ કે 'તમે ઈશ્વરપ્રાપ્તિ માટે કે જ્ઞાન માટે સર્વસ્વ છોડી જવાના છો તો એ વિષયમા નાથને કાઈક પૂછી તો જુઓ " તે પરથી કિશોરલાલભાઈ એક દિવસ મારી પાસે આવ્યા અને તેમણે પોતાની માનસિક સ્થિતિનું વર્ણન કર્યું પહેલો જ પ્રસગ હોવાથી તેમણે પોતાનુ દિલ પૂરેપૂરુ ખોલીને વાત નહોતી કરી તોપણ તેમના દિલની વ્યાકુળતા મારા ધ્યાનમા આવી ગઈ તેમના ધાર્મિક વાચન અને અભ્યાસ વિષે મે તેમને પૂછ્યુ તેના જવાબમા તેમણે જણાવ્યુ કે સ્વામીનારાયણ સપ્રદાયના ગ્રથોનુ અને બીજુ કેટલુક વાચન તેમણે કરેલુ છે

જોકે કિશોરલાલભાઈને જે પ્રશ્નો મૂઝવી રહ્યા હતા તે પ્રશ્નો વિષે મને પોતાને સમાધાન પ્રાપ્ત થયેલુ હતુ છતા મિત્રમડળમા પણ

તેથી મને લાગે છે કે કોઈ અનુભવી વ્યક્તિ પાસેથી કાંઈક સલાહ આ વિષે મેળવવી.

હુ — આ વખતે હુ તમને એટલી જ સલાહ આપુ છુ કે જીવનનુ સાધ્ય અને તેનું સાધન બરાબર સમજી લીધા સિવાય, અને તે ગૃહત્યાગ કર્યાથી જ પ્રાપ્ત થશે એવી ખાતરી થયા સિવાય, તમે ઘર છોડીને ન જાઓ. મારુ તમને આ આગ્રહપૂર્વક કહેવુ છે કેવળ વ્યાકુળતાને લીધે ઘર છોડવામા આવે તોયે ચોવીસ કલાક શુ કરવુ, તે કેમ ગાળવા, તેનુ સાધન ન મળે તો આગળ ઉપર સાધક મુશ્કેલીમા આવી પડે છે. સાચી તાલાવેલી હોવા છતાં યોગ્ય સાધન ન મળે તો સાધક કટાળે છે, અને કઈ પ્રાપ્ત કર્યા વિના પાછા આવવુ તેને કઠણ થઈ પડે છે. આ વિષેની વ્યાકુળ અવસ્થા ઘણી જ નાજુક અને ગભીર હોય છે યોગ્ય ઉપાય અને સાધનમાર્ગ ન મળે, મનનુ સમાધાન ન થાય તો આગળ ઉપર આજના કરતાં કઠિન સ્થિતિ પેદા થવાનો સભવ છે માટે જતા પહેલા આ વિષે પૂર્ણ વિચાર કરવો જોઈએ.

કિશોરલાલભાઈનો હેતુ એવો હશે કે આધ્યાત્મિક વિષયમા મારે તેમને કાંઈક સલાહ આપવી પરતુ મારી એવી ઇચ્છા ન હોવાથી મારા પોતાના અને બીજાઓના અનુભવો પરથી કંઈક સૂચના આપવા ઉપરાંત બીજુ કશુ હુ પહેલી મુલાકાતમા કરી શક્યો નહી પછી મારી સૂચના પર વિચાર કરીને સાધ્ય અને સાધન વિષે વાતચીત કરવાને તેઓ ફરીફરીને મારી પાસે આવવા લાગ્યા. તેમની વ્યાકુળતા, તેમની વિરક્તી, તેમના ચિત્તની નિર્મળતા, વગેરે વિષે હુ બરાબર જાણી શક્યો સહજાનંદ સ્વામી પરની અને તેમના સપ્રદાય પરની તેમની અનન્ય શ્રદ્ધા વિષે પણ ત્યારે મને ખબર પડી તે સાથે જ હુ એમ પણ સમજ્યો કે સાધ્ય અને સાધન વિષે પરપરાગત માન્યતા અને શ્રદ્ધા કરતાં વધારે વિચાર તેમણે કર્યો નહોતો આજની તેમની વ્યાકુળ અવસ્થામા કુટુમ્બના માણસો, મિત્રો કે બાપુજી ગમે તેટલો આગ્રહ કરે તોયે ઘર છોડીને જવાનો પોતાનો વિચાર તેઓ બદલશે નહી એવી મારી ખાતરી થઈ. કારણ આ અવસ્થા જ એવી છે કે તેમા માણસ પોતાના મનની વિરુદ્ધ કહેનારનુ સાંભળતો નથી. તે એમ સમજે છે કે વિરુદ્ધ કહેનારને

પોતાના મનની સ્થિતિની કલ્પના નથી. બુદ્ધિથી તેના મુદ્દાઓનું ખંડન કરવામાં આવે તો તેથી પોતાની ભક્તિભાવના અને શ્રદ્ધાને લાગનાર આઘાતને લીધે તે તેને વધારે દૃઢ કરવા લાગે છે, અને તે વિષે વધારે આગ્રહી બને છે. આવું બધું હું જાણતો હોવાથી તેમની તે વખતની માનસિક સ્થિતિની મને યોગ્ય કલ્પના થઈ શકી.

જેમ જેમ તેઓ મારી પાસે આવતા ગયા તેમ તેમ આધ્યાત્મિક બાબતમાં મારી દૃષ્ટિ હું તેમને સમજાવવા લાગ્યો. "ચિત્તની નિર્મળતા અને દૃઢતા તથા સદ્‌ગુણોનો વિકાસ સાધીને કર્તવ્ય કર્મો કરતા કરતાં પોતાનો ઉત્સાહ કાયમ રાખી પોતાનું મન બધા વિષયોથી અલિપ્ત રહે એવી સ્થિતિ પ્રાપ્ત કરવી એ જ માનવી જીવનનો ઉદ્દેશ છે. <u>માનવના એ જ સાચી સાધ્ય વસ્તુ છે.</u> ઈશ્વર, આત્મા અને બ્રહ્મના સાક્ષાત્કાર વિષે ઘણી કલ્પનાઓ અને ભ્રમો પર પરાથી ચાલતાં આવેલાં છે. તેમાં ન પડતાં એ તત્ત્વો શું છે તેનો આપણે શુદ્ધ બુદ્ધિથી વિચાર કરવો જોઈએ તત્ત્વજ્ઞાન વિષે પણ અનેક ભિન્ન ભિન્ન વાદો છે. એ બધાનો ઘણોખરો આધાર તર્ક ઉપર જ છે. અવતારવાદને લીધે ઈશ્વર વિષે આપણામાં અનેક કલ્પનાઓ રૂઢ છે. તેથી ઈશ્વરદર્શનની ઇચ્છા અને ઉત્કંઠા સાધકના મનને વ્યાકુળ કરી મૂકે છે. પરંતુ આ ગી કોઈ પણ કલ્પનાની પાછળ ન લાગતાં આપણે ચિત્તની સ્વાધીનતા મેળવી જોઈએ. ઈશ્વરનિષ્ઠા પોતાના હૃદયમાં દૃઢ કરવી જોઈએ. માનવી જીવનને જરૂરી એવા સદ્‌ગુણોનું અનુશીલન અને સંવર્ધન કરવું જોઈએ. પોતાનાં કર્તવ્યો કરતાં કરતાં જ આ બધી વસ્તુઓ આપણે મેળવી શકીએ. વિવેક, સંયમ, નિગ્રહ અને સતત જાગૃતિ એટલે કે સાવધાનતા — એ બધાને લીધે કર્મમાર્ગમાં જ આપણે અલિપ્ત સ્થિતિ પ્રાપ્ત કરી શકીએ, તો જીવનમાં બીજું કશું મેળવવાનું રહેતું નથી તે માટે પોતાની શારીરિક, બૌદ્ધિક અને માનસિક પાત્રતા જાગ્રત રાખવી જોઈએ. અને તે પોતાનાં રોજનાં કર્તવ્યો કરતાં કરતાં જ આપણે વધારી શકીએ" આવા અર્થનું કંઈક ને કંઈક તેમને હું રોજ કહેતો. પરંતુ પેઢી દર પેઢીથી

ભક્તિમાર્ગના સંસ્કારમાં ઊછરેલાને અને તે સંસ્કાર જેનામાં પચી ગયા હોય તેને મારું આ કહેવું એકદમ ગળે ઊતરશે નહી એવું હું જાણતો હોવાથી, કિશોરલાલભાઈના મન ઉપર મારા કહેવાનું કશું વિશેષ પરિણામ થયેલું મને દેખાયું નહી, તોપણ તેનું મને આશ્ચર્ય કે દુ:ખ ન થયું અને તેથી જ તેમના એ મનમાં જવાના વિચારનો મેં વિરોધ કર્યો નહી ઊલટું હું તેમને કહેતો હતો કે 'મારું કહેવું તમને માન્ય થશે નહી અને તે પર તમારો વિશ્વાસ બેસશે નહી કારણ જેમના પર તમારી દૃઢ શ્રદ્ધા છે અને જેમના ગ્રંથો વાચ્યાથી તમારી આજની મનઃસ્થિતિ થયેલી છે, તેમણે જીવનનું સાર્થક જુદી જ બાબતમાં કહેલું છે તેમાં તમને દિવ્યતા, અદ્‌ભુતતા અને મહત્તા લાગવાની જેમાં બુદ્ધિ ન ચાલી શકે એવી કેટલીયે વસ્તુઓ એમના ગ્રંથોમાં તમને મળશે જ્યારે હું કહું છું તેમાં તો કેવળ માનવતા ઉપર ભાર છે, માનવતાનો અને સદ્‌ગુણોનો આગ્રહ છે એમાં દિવ્યતા ન લાગે એ સ્વાભાવિક છે મારું કહેલું માન્ય કરવું એનો અર્થ એ થાય કે જેમના પર તમારી શ્રદ્ધા છે, જેમને તમે અવતારી પુરુષ સાક્ષાત્ ભગવાન સમજો છો તેઓ પણ ભૂલ્યા છે એમ માનવું અને કબૂલ કરવું એમ લાગવું, એવું મનમાં આવવું તેમને વિશે શંકા ઊઠવી એટલે મહાપાપ — જેનું પ્રાયશ્ચિત્ત નથી એવું પાપ — તમને લાગે એ સ્વાભાવિક છે. એટલે આ બાબતમાં હું તમને આગ્રહ કરતો નથી ઊલટું તેમણે કહેલા માર્ગ પ્રમાણે વર્તીને, ભક્તિ ઉપાસના કે જે કાંઈ સાધનમાર્ગ તેમણે કહ્યો હોય તે આચરીને તમારે જાતે જ એ વિશે પોતાની ખાતરી કરી લેવી કેવળ શ્રદ્ધાથી માનેલી વસ્તુને અનુભવ કે સિદ્ધાન્ત સમજશો નહી અનુભવને આધારે જ કોઈ પણ સિદ્ધાન્ત બનતો હોય છે એ વાત ભૂલશો નહી "

શરૂઆતમાં તો મારું કહેવું તેમને ગળે ઊતરતું નથી એ મને સ્પષ્ટ જણાતું હતું અનેક પ્રકારના પ્રશ્નો તેઓ કરતા પરંતુ ધીમે ધીમે મારી સાથેની વાતચીતને પરિણામે તેઓ વિચારમાં પડતા ગયા

તેઓ શ્રદ્ધાવાન હતા તેવા જ બુદ્ધિમાન પણ હતા તેમની બુદ્ધિને કોઈક બાબતો માન્ય થઈ હશે એટલે જ મારી પાસે આવવાનું તેમણે ચાલુ રાખ્યુ એટલુ જ નહી પણ જેમ જેમ મારી સાથે વાતચીત કરવાના પ્રસગો વધતા ગયા તેમ તેમ કેવળ શ્રદ્ધાના વિષયો છોડીને તત્ત્વજ્ઞાનની બાબતમા પણ સૂક્ષ્મતાથી તેઓ પ્રશ્નો પૂછવા લાગ્યા આ બધા પરથી તેમના મનમા શ્રદ્ધા અને બુદ્ધિ એટલે કે કેવળ શ્રદ્ધાથી માનેલી બાબતો અને બુદ્ધિથી સમજાતી બાબતો વિષે મથન અને તે ઘણા જોરથી ચાલુ થયુ હોવુ જોઈએ એમ મને લાગ્યુ

અભ્યાસ કરીને અનુભવથી ખાતરી કરી લેવી અને તે માટે જરૂર એકાતવાસ કરવો એમ મે કહ્યુ તે ઉપરથી તેમણે જલદી એકાતમા જવાનો નિશ્ચય કર્યો પરતુ જવુ ક્યા એની સમજણ તેમને પડતી નહોતી સાપ્રદાયિક મઠો, મદિરો, સવળા ભરેલા હતા ક્યાયે જવા જેવુ સ્થળ એમને દેખાતુ નહોતુ "જવાની વ્યવસ્થા હુ કરીશ પણ વૈરાગ્યના આવેશમા તમે ગમે ત્યા ભ્રમણ કરશો નહી એક જગ્યાએ રહી સ્થિરતાથી સાધના કરો, વાચનમનન કરો તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરો, એ જ મારુ તમને આગ્રહપૂર્વક કહેવુ છે" આ પ્રમાણે કહ્યા પછી થોડા જ દિવસમા ઘર છોડવાનો વિચાર નક્કી કર્યો અને તેમને સગવડભરેલુ ક્યા થશે તેનો હુ વિચાર કરવા લાગ્યો

કિશોરલાલભાઈને મે ઘર છોડવાની અનુમતિ આપ્યાનુ બાપુજીએ જાણ્યુ ત્યારે એમને એનુ આશ્ચર્ય થયુ વળી બાપુજીને પૂછ્યા વિના મે સ્પષ્ટ અભિપ્રાય આપ્યો તેમા ઘણા આશ્રમવાસીઓને વિલક્ષણતા લાગી સઘળાના મનને આઘાત પણ લાગ્યો હોવો જોઈએ પછી બાપુજીએ મને બોલાવ્યો, અને કહ્યુ કે "કિશોરલાલને એકાતવાસ કેમ અનુકૂળ આવશે? દમને લીધે તેમની તબિયત હમેશા ખરાબ રહે છે એવી સ્થિતિમા તેઓ કોઈ પણ ઠેકાણે એકલા કેવી રીતે રહી શકશે? તેમની તબિયતને અનુકૂળ આવે એવી તેમની ખાવાપીવાની વ્યવસ્થા કેવી રીતે થઈ શકશે? વચમા જ તબિયત બગડશે તો તેમની સભાળ કોણ

લેશે?" આ પ્રશ્નો પૂછીને તેમણે મને કહ્યું કે "એકાંતમાં રહેવાનો તમે તેમને અભિપ્રાય આપ્યો તે મને સાહસ લાગે છે. તમે મહારાષ્ટ્રી છો. તમને ખડતલપણાનો વારસો મળેલો છે. ગુજરાતી માણસને તેવો વારસો મળેલો હોતો નથી. તેમાંયે કિશોરલાલને તો જરાયે નહીં. આવી સ્થિતિમાં તેઓ એકલા કેવી રીતે દિવસ કાઢશે?" જવાબમાં મેં કહ્યું: "આપણે બધા તેમને ન જવા દેવાનો ગમે તેટલો પ્રયત્ન કરીએ તોયે તેઓ હવે ઘરમાં રહી શકે એવી તેમની અત્યારની માનસિક અવસ્થા નથી. આપણા વિરોધ અને આગ્રહથી તો તેમનો વિચાર વધારે દૃઢ થતો જશે. એવી સ્થિતિમાં અનિશ્ચિત મનથી તેઓ ગમે ત્યાં નીકળી જાય, તેના કરતાં એક જગ્યાએ રહી સ્થિરપણે અભ્યાસ કરે એ તેમના-હેતુની દૃષ્ટિએ લાભદાયી લાગવાથી જ મેં તેમને અનુકૂળ મત આપ્યો છે. તેમનો પ્રશ્ન છોડી દઈએ તોપણ સ્વતંત્રપણે મારો અભિપ્રાય આ જ છે કે આવી મનઃસ્થિતિમાં કોઈએ પણ પોતાના કુટુંબમાં ન રહેતાં એકલા રહેવું. પોતાની કલ્પના, ભાવના અને શ્રદ્ધા પ્રમાણે અભ્યાસ કરવો. પોતાના ચિત્તની ખરી સ્થિતિ ઓળખવી. કાંઈક અનુભવ લેવો. તેથી તેની ઉત્કંઠા અને વ્યાકુળતાને મોકળાશ મળે છે અને તેનું શમન થાય છે. ખાસ કરીને પ્રતિકૂળ પરિસ્થિતિમાં મનની વિરુદ્ધ રહેવું પડતું હોવાને લીધે મનની ગૂંગળામણની જે સ્થિતિ થયેલી હોય છે તે અનુકૂળ પરિસ્થિતિ મળતાં નાશ પામે છે. ઉત્કંઠા અને વ્યાકુળતા આવાં જ કારણથી વધેલી હોય છે, તેનું પણ એકાંતમાં જવાથી કાંઈક અંશે શમન થાય છે પોતાની સાચી વ્યાકુળતા શાને માટે છે અને તે ખરેખર કેટલી છે, તેનું પણ તેને ત્યાં જ જ્ઞાન થાય છે. પોતાની ખરી વૃત્તિઓની અને પોતાની પાત્રતા-અપાત્રતાની પણ તેને ત્યાં જ ખબર પડે છે. એ સ્થિતિમાં યોગ્ય સાધન મળે તો તેનાથી તેના મનને સમાધાન મળે છે, અને તે શાંત થાય છે. આ બધા વિચારથી મેં કિશોરલાલભાઈને અનુમતિ આપી છે. હવે તેમણે કયા રહેવું એટલો જ પ્રશ્ન રહ્યો" તે પરથી બાપુજીએ પૂછ્યું, "બીજે ક્યાંય દૂર ન જતા અહીં જ

આશ્રમથી એકાદ માઈલ દૂર ઝૂંપડી બાંધી તેઓ રહે તો ચાલે કે નહીં ?' મેં કહ્યું કશી હરકત નથી તે વાત કિશોરલાલભાઈને પસંદ હોવી જોઈએ ત્યાં તેમને નિરુપાધિકતા લાગવી જોઈએ તેમને ઉપાધિ ન લાગે એ પ્રમાણે ખાવાપીવાની સગવડ વિષે તેમણે અને આપે ઠરાવવું મારે તે વિષે શું કહેવાનું નથી " પછી બાપુજીએ કિશોરલાલભાઈને એ વિષે પૂછી જોયું તેમણે એ સ્વીકાર્યું એટલે આશ્રમથી એક માઈલ દૂર એક ઝૂંપડી બાંધી આપવાનું શ્રી મગનલાલભાઈ ગાંધીએ માથે લીધું થોડા જ દિવસમાં ઝૂંપડી તૈયાર થઈ અને તેમનો ત્યાં જવાનો દિવસ પણ નક્કી થયો (સંવત ૧૯૭૭, આસો સુદ ૧૦ તા ૧૪-૧૦-૧૯૨૧)

તે સમય અસહકારના આંદોલનનો હતો અમદાવાદમાં મહાસભાનું અધિવેશન થોડા જ દિવસમાં ભરાવાનું હતું બાપુજી તે દિવસોમાં ઘણા શ્રમમાં રહેતા કિશોરલાલભાઈના એ રીતમાં જવાની બાબતમાં અત્યાર સુધી બરાબર એવી સમજણ થયેલી મને લાગતી હતી કે હવે પછી હું જે કાંઈ કહીશ તે પ્રમાણે કિશોરલાલભાઈ વર્તશે એટલે તેમને વિષે કંઈ પણ પૂછવું હોય તો મને પૂછવું જોઈએ આ સમજણ પ્રમાણે બાપુજીએ મને પૂછ્યું કિશોરલાલ રોજ નિયમિત સતત કાંતે તો તેમાં કાંઈ હરકત છે ?' મેં કહ્યું "તેમને એમ લાગે તો તેઓ કાંતે કાંતવું જોઈએ એવું બીજાઓએ કે તેમણે પહેલેથી નક્કી કરવું ન જોઈએ ' ત્યાર પછી બાપુજીએ જે પ્રશ્ન પૂછ્યો તે પરથી તેમનું અપાર વાત્સલ્ય જણાઈ આવ્યું ગપ્પની ભવિષ્યની બધી જવાબદારી તે દિવસોમાં તેમના પર હતી કિશોરલાલભાઈ વિષે તેમના દિલમાં કેવો પ્રેમ ભરેલો હતો તેનો મને તે વખતે અનુભવ થયો તેમણે મને પૂછ્યું દિવસમાં એકાદ વખત તમને જોઈ આવવાની મને રજા છે ? ' પ્રેમ અને વાત્સલ્યથી ભરેલા વિહ્વળ મને આ પ્રશ્ન તેમણે મને કર્યો આ પ્રશ્નથી હું શરમમાં પડ્યો બંને વચ્ચેનો પ્રેમ સંબંધ હું બરાબર જાણતો હતો તોપણ કિશોરલાલભાઈના હેતુ તરફ

વધા આપીને મારે કહેવું પડ્યું : "આપ જેટલુ ઓછુ મળવા જાઓ તેટલુ સારૂ" આ શબ્દોની કઠોરતા હુ જાણતો હતો. પરંતુ લાચારીથી મારે તે શબ્દો કહેવા પડ્યા. છતા એટલા શબ્દો ઉપરથી બાપુજીએ મારી સમતિ માની લીધી અને રોજ કેવળ એક વખત તો તેમની કુટી પર જઈ તેમને જોઈ આવવાનુ ઠરાવ્યુ.

## ઝૂંપડીમાં

ઉપર જણાવેલી હકીકત બન્યા પછી બીજે કે ત્રીજે દિવસે બાજે કિશોરલાલભાઈ તેમને માટે તૈયાર કરેલી કુટીમાં રહેવા ગયા. આશ્રમની આજની પ્રાર્થનામા બાપુજીએ તેમને વિષે કઈક કહ્યાનુ મારા સાંભળવામા આવ્યુ. આગળના દિવસમા તે દિવસે વિષાદ થયો એમ પણ જાણ્યુ.

મારો અને કિશોરલાલભાઈનો સબધ કેવળ તેમના જવા વિષે સલાહ આપવા પૂરતો થયો હતો; તેથી તેમના ગયા પછી એ વિષેનુ મારૂ કામ પૂરૂ થયુ એમ હુ સમજ્યો પરતુ આગળ ઉપર થયેલા અનુભવ ઉપરથી મને ખબર પડી કે તે દિવસથી જ તેમને વિષેની મારી ખરી જવાબદારીની શરૂઆત થઈ જોકે તે વખતે તેની મને કલ્પનાયે નહોતી પણ ઝૂપડીએ ગયા પછી પત્રો લખીને તેઓ મને સાધનમાર્ગ વિષે પૂછવા લાગ્યા તે ઉપરથી મને શકા આવવા લાગી કે જતા પહેલા તેમણે સાધ્યસાધનનો વિચાર કરી લીધો હશે કે કેમ? કદાચ મારી સાથે થયેલી વાતચીતોને પરિણામે તેમની એ વિષેની પહેલાની કલ્પનામા ફેર પડ્યો હોવો જોઈએ અથવા સાધ્યસાધન પરની શ્રદ્ધા ઓછી થઈ હોવી જોઈએ એવી પણ શંકા મને આવવા લાગી સાધન વિષે તેઓ મને પૂછવા લાગ્યા તે ઉપરથી હુ પણ ગોટાળામાં પડ્યો જતા પહેલા મે તેમને તે પ્રકારની આશા આપી હોત તો તો તેમણે મને તે વિષે જતાં પહેલા જ પૂછી લીધુ હોત પણ મારા જીવનનુ વલણ જુદુ હતુ વળી મે મારા મનનું એ વિષેનુ

સમાધાન અનેક પ્રકારનાં સાધનો તેમ જ ચિન્તન, મનન વગેરે કરીને મારી મેળે જ સાધ્યું હતું. પરંતુ કોઈ પણ સાધકને હું સાધનમાર્ગ બતાવી શકીશ, એ દૃષ્ટિથી મેં આ વિષયમાં વિચાર કર્યો નહોતો. તેથી તેમણે મને પૂછ્યું છતાં મેં તે તરફ દુર્લક્ષ કર્યું. તેને લીધે તેમનું અસમાધાન વધતું જતું જોઈને મેં તેમને ધ્યાનનો માર્ગ સૂચવ્યો. તેના અભ્યાસથી એક નિશ્ચિત ભૂમિકા તેમણે સાધવી, તેના અભ્યાસને પોષક એવું વાચન રાખવું, મુલાકાતો, વાદવિવાદો, ચર્ચા, એ બધું છોડી દેવું અને રાતદિવસ એક જ અનુસંધાન રાખવાનો પ્રયત્ન કરવો, વગેરે સૂચનાઓ મેં તેમને કરી. આ પ્રકારની સલાહ અને સૂચના હું પ્રસંગોપાત્ત તેમને આપતો રહ્યો. ઝૂંપડી પર હું ઘણે ભાગે જતો નહોતો. કેવળ બાપુજી ગમે તેટલું કામ હોય તોપણ, વખત કાઢીને દિવસમાં એક વાર તો એમને મળી આવતા જ. કેટલીક વાર બપોરે જવાનો વખત તેમને મળતો, તો કેટલીક વાર તેઓ રાતે જતા, પણ તેમને જોયા વિના અને તેમની તબિયત વિષે પૂછી આવ્યા વિના તેમને ચેન પડતું નહીં. તેમને માટે જમવાનો ડબો રોજ તેમને ઘેરથી જતો હતો.

કિશોરલાલભાઈ ઝૂંપડીએ રહેવા ગયા એ ઘણાને એક મોટો કુતૂહલનો વિષય થયો હતો. તેમને કોઈ જઈને મળે નહીં, એમ અંને તેમના અભ્યાસની દૃષ્ટિએ આવશ્યક લાગતું હતું છતાં અત્યંત નિકટના માણસો પૈકી કોઈ મુલાકાત માગે તો તેની ના પાડી શકાતી નહોતી. તેથી કોઈ ને કોઈની મુલાકાતના પ્રસંગો તેમને આવતા હતા. કોઈ સાધુ, કોઈ સજ્જન તેમને મળી આવતા હતા. પૉલ રિશાર નામના ફ્રેન્ચ ગૃહસ્થ તે જ દિવસોમાં તેમને મળી આવ્યા હતા. તોપણ એકંદરે કોઈએ ફરી ફરી ત્યાં જઈને તેમના અભ્યાસમાં વિક્ષેપ પાડ્યો નહોતો. બાપુજી, મશરૂવાળાભાઈ વગેરેએ એમને ત્યાં કશી અગવડ પડવા દીધી નહોતી. એક વાર તેમની તબિયત બગડી ત્યારે ગોમતીબહેન અને નરહરિભાઈ બંને તેમની ઝૂંપડીએ ગયાં હતાં. નરહરિભાઈ થોડી વાર ગોસાઈ

પાછા આવ્યા હતા, પણ ગોમતીબહેન ગત ત્યાં રહ્યાં હતાં આમ છતાં તેમનો અભ્યાસ નિર્વિઘ્ને ચાલુ હતો તેમાં તેમની પ્રગતિ પણ થવા લાગી હતી જોકે પ્રાકૃતિક અને માનસિક વિક્ષેપો વચમાં વચમાં આવતા હતા સાધકને તેની સાધનામાં તેનું મન જ કદી સહાયક તો કદી બાધક થતું હોય છે એ નિયમ પ્રમાણે તેમનું મન કદી સાધક તો કદી બાધક થતું હતું હું માગ પોતાના અને બીજાઓના અનુભવ ઉપરથી સમજતો હતો કે જ્યાં પોતાનો માર્ગ પોતે જ કાઢવાનો હોય છે ત્યાં આવા પ્રસંગો આવે જ સાધકે તે સહન કરીને જ આગળ જવાનું હોય છે મારા આવા વિચારો હોવાથી અને શ્રી કિશોરલાલભાઈના અભ્યાસની જવાબદારી મારા પર છે એમ સમજતો ન હોવાથી હું તેમને વિષે લગભગ નિશ્ચિત પણે વર્તતો હતો મારે થોડા જ દિવસોમાં એક મિત્રની બીમારીને લીધે બહારગામ જવાનો પ્રસંગ આવ્યો કિશોરલાલભાઈ માટે આશ્રમમાં રહેવાની કેટલી જરૂર હતી એ વાત ત્યાં ગયા પછી તેમના પત્રો પરથી હું સમજ્યો તેમનો અભ્યાસ બરાબર ચાલતો હતો છતાં તેમની વ્યાકુળતા ઓછી થઈ નહોતી આ વખતે તેમને કોઈ અનુભવી માણસની સોબતની અભ્યાસમાં સલાહસૂચનાની અને વ્યાકુળતા ઓછી થવા માટે કંઈક આશ્વાસનની જરૂર હતી અભ્યાસ વખતે જે જે તાત્ત્વિક પ્રશ્નો તેમના મનમાં ઊભા થતા તેના સમાધાનકારક ઉત્તરો તેમને તરત મળવા જોઈતા હતા, તે વખતસર ન મળવાથી કોઈ કોઈ વાર તેઓ બહુ વ્યાકુળ થઈ જતા* કેટલાક પ્રશ્નો

---

* ભાઈ નીલકંઠે મને લખેલી નીચેની વાત અહીં નોંધવા જેવી છે

હું અમદાવાદની કોંગ્રેસ વખતે પૂ ગોમતી-બહેનને મળવા સાબરમતી આશ્રમમાં ગયેલો અને કાકાની ઝૂંપડી દૂરથી બતાવેલી તે જોઈ સુબઈ આવ્યા પછી મેં એક નાનો ગદ્યલેખ 'કિશોર આશ્રમને નિહાળતાં' એ નામે લખેલો તે જ્યારે પાછળથી મેં તેમને દેખાડેલો ત્યારે તેમણે કહેલું કે તમે કાવ્યમાં મસ્ત હતા પણ હું મારી વ્યગ્રતાથી એકલો ત્રાસ અનુભવતો કે અત્યારે આ વાંચી મને હસવું આવે છે

એની મેળે ઊકલી જતા ત્યારે તેઓ આનંદ અને પ્રસન્નતા પ્ર
અનુભવતા તેમના પ્રશ્નોના ઉત્તર અને તેને અંગે મનોહસ્યના ૯
પત્રથી આપતો પરંતુ મારા પત્રો મળે તે દરમ્યાન તેમની પહેલ
અડચણો ને પ્રશ્નો દૂર થઈ ગયા હોય અને નવી અડચણો ને પ્રશ્નો
ઊભા થયા હોય

કિશોરલાલભાઈ માટે મારે આ ગરમતી જઈ પહોંચવું એવી ઇચ્છા
હોવા છતા અનેક મગ્રોને લીધે મારુ આશ્રમમા જવાનુ લબાતુ ગયુ
તે વખતે કિશોરલાલભાઈને ઘણી અડચણો અને ત્રાસ વેઠવા પડ્યા તે
દિવસોમા તેમણે મારી સાથે ઘણો પત્રવ્યવહાર કર્યો મને પણ બહાર
જરાયે નિરાત નહોતી તેઓ જે હેતુથી એકાતમા જઈને રહ્યા હતા
તે વિશે નિરાતે વિચાર કરવાનો પણ મને સમય મળતો નહોતો
તેમને મારા પત્રોની રાહ જોવી પડતી પોતાના પ્રશ્નોના ઉત્તર ન
મળવાથી અને તે દરમ્યાન નવા નવા પ્રશ્નો ઉત્પન્ન થતા હોવાથી
તેમના મનમા પ્રશ્નોનો ગૂચવાડો થઈ જતો તે દૂર કરવાનું તેમને કે
મને પણ ... કદી તો અશક્ય જ થઈ જતુ એવી સ્થિતિમા
પણ તેમણે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અભ્યાસમા પ્રગતિ થતી
હતી છતા મનને પૂરતી શાતિ લાગતી નહોતી ધ્યાનનો અભ્યાસ
ચાલુ હતો ત્યારે તત્ત્વજ્ઞાનના અનેક પ્રશ્નો તેમના મનમા ઉત્પન્ન થયા
હતા તે છૂટતા ન હોવાથી તેમનુ મન અસ્વસ્થ થઈ જતુ હુ બારપાચ
મહિને આશ્રમમા આવ્યો તેમને મળ્યો ત્યારે તેમની સ્થિતિ મને
યથાર્થપણે સમજાઈ તે વખતે તેમને લાગવા માડ્યુ હતુ કે હવે આ
કોઠીમાથી નીકળી જઈ દૂર ક્યાક એકાતમા જ્યા કોઈ ઓળખીતુ
મળવા ન આવી શકે અને પોતાની કોઈને ખબર ન મળે એવી
જગ્યાએ જવુ સાધના એમ જ ચાલુ રાખવી પણ મનની શાતિ
મળ્યા વગર પાછુ આવવુ નહીં આમ કહી કુટીમાથી નીકળી જવાનો
વિચાર કરતા તો ઠીક ત્યા જ રહી સ્થિરપણે સાધના કરવી એવો

વિચાર કરતા.* મનની આવી અનિશ્ચિત અવસ્થામાં કેટલાક નિયમો

* તે અરસામા બાપુજી પકડાયા ત્યારે ફરીથી કિશોરલાલભાઈએ તેમને લખેલો પત્ર અને તેનો બાપુજીએ આપેલો જવાબ નીચે આપ્યા છે.-

ગુરુવાર,
(તા. ૧૬-૩-'૨૨)

પરમ પૂજ્ય બાપુજીની સેવામા

વિ. વિ. આપને મળી શકાય છે, એમ મે જાણ્યુ. આવે પ્રસગે ન મળુ, એટલી ઉદાસીનતા મારામા ખરેખર આવી છે, એવો ખ્યાલ કોઈને ઉત્પન્ન કરુ, તો પ્રભુનો ગુનેગાર થાઉ, અને પોતાને ઠગુ. પણ મળવા આવવાની હિંમત નથી. મારી વૃત્તિઓ માડ કાંઈક સ્થિર થવા લાગી છે, અને સહેજમા પાછી ચૂંથાઈ જાય છે. હાલના પ્રસગોથી હુ અજ્ઞાન છુ, તેમાથી કેટલાક ત્યા આવવાથી જણાયા વિના રહે નહી. એમા જો હુ કાંઈક ભાગ લઈ શકુ એમ હોત તો જુદી વાત હતી પ ! મારી હાલની સ્થિતિમા મારે એથી અજ્ઞાન રહેવામા જ સહીસલામતી લાગે છે પ્રભુની મહાન વિભૂતિ તરીકે આપને પગે લાગી શક્ત તો સારુ હતુ આપને શું શિક્ષા થઈ છે, વગેરેની મને જાણ નથી, એટલે પાછો ક્યારે મેળાપ થશે તે પ્રભુને માલૂમ. સભવ છે કે આપ પાછા ફરો ત્યારે હુ આશ્રમથી કાંઈક દૂર પણ ગયો હોઉ એટલે આ વિયોગ ઘણો લાંબો છે તે અનિશ્ચિત છતા, હૈયુ પકડી રાખી, દેખીતો અવિનય પણ વહોરી લઈ બેસી રહુ છુ આપને તો એ પસદ જ પડશે, એટલે આપની માફી તો શું માગુ ? કેવળ દૂરથી વદન સ્વીકારવા, અને આશીર્વાદ આપવા વિનતી કરુ છુ આપ તો કર્મયોગ કરી નિશ્ચિન્ત થયા છો, એ જ નિશ્ચિતતા મને પ્રાપ્ત થાય એવો આશીર્વાદ દેશો

મારા કર્તવ્ય કર્મ વિષે કોઈ પણ આજ્ઞાનો સદેશો હોય તો જણાવવા કૃપા કરશો

લિ આજ્ઞાંકિત બાળક,
કિશોરલાલના સવિનય
દડવત્ પ્રણામ

સાબરમતી જેલ,
શુક્રવાર
(તા ૧૭-૩-'૨૨)

ભાઈશ્રી ૫ કિશોરલાલ,

તમારી ઝંખના હુ હમેશા કરતો હતો તમને મળી શક્યો હત તો બસ હતુ. પણ તમારો કાગળ બસ છે તમે મને મળવા આવવાનો વિચાર બધ

સામસામે પથ્થર પર બેઠા હતા. કોઈ તાત્ત્વિક વિષય ઉપર વાત ચાલતી હતી. બોલતા બોલતા વિશ્વ અને આપણી વચ્ચેની એકતા અને ભિન્નતા વિષે બોલવાનો પ્રસંગ આવ્યો. એ વખતે હું શું બોલેલો તે મને અત્યારે બરાબર યાદ નથી. 'વિવેક અને સાધના' પુસ્તકમાં વ્યક્ત-અવ્યક્ત વિચારવાળા પ્રકરણમાં જે વિચારો જણાવેલા છે તેના જેવું જ હું કાંઈક બોલ્યો હતો એમ લાગે છે. તે વખતના વિચાર, શબ્દ અને ભાષણ પણ ખાસ કશું મને યાદ આવતું નથી. પરંતુ તે વખતના ભાવ, તીવ્રતા અને તન્મયતાનું મને ઠીક સ્મરણ છે. તે વખતે અમારી આસપાસ કોઈ મનુષ્ય નહોતું. અમે બન્ને અને અમારી સામેના વૃક્ષ, પથ્થર, ટેકરીઓ, પર્વત એ બધાનું સમગ્ર દર્શન મને ક્યા રૂપમાં થતું હતું તેનું મને સ્મરણ છે. હું અત્યંત ભાવમગ્નતામાં બોલતો હતો. મારો વાક્પ્રવાહ ચાલતો હતો ત્યારે તેમણે અત્યંત કૃતજ્ઞતા અને નમ્રતાયુક્ત ભાવથી પોતાની વ્યાકુળતાનું એકદમ શમન થયાનું મને કહ્યું. તે વખતે તેમના મનમાં સદ્ભાવના પૂરેપૂરી ભરાઈ ગયેલી હોવાથી તેના વેગને તેઓ આવરી શકતા નહોતા એમ મને જણાઈ આવ્યું. કેમ, કેવી રીતે અને શું થઈ આવ્યું તેનો વિચાર કરવા જેવી અમારી કોઈની તે વખતે મનોદશા નહોતી. તેમના એક જ વાક્યથી મારી તન્મયતા તૂટી. મારું બોલવાનું બંધ થયું. તેમનું બોલવું જ અટકી ગયું. બન્નેને લાગ્યું કે બોલવાનું કશું જ બાકી રહ્યું નથી. એવી નિઃસ્તબ્ધ અવસ્થામાં અમારો ઘણો વખત ગયો. અંધારું થઈ ગયું હતું. અમે મૌન જ, કશું ન બોલતા ઊઠીને ચાલવા લાગ્યા અને તે જ સ્થિતિમાં ધર્મશાળામાં પહોંચ્યા. તે રાતે અમે કાંઈ ખાધું કે નહીં તે મને યાદ નથી. પરંતુ ઊંઘ આવી ત્યાં સુધી અમે સાવ એ જ સ્થિતિમાં હતા.

રાતે કિશોરલાલભાઈને જ્યારે ઊંઘ આવી, પણ મહિનાઓ પછી નિશ્ચિંત અવસ્થામાં આવેલી તેમની તે પહેલી જ ઊંઘ હતી એમ મને લાગ્યું. પણ [illegible] તેમની તેમને કોઈની ચિંતા અને જ્યારથી

પછી અમારી વાતચીત શરૂ થઈ. તેમના મનમાં જે પ્રશ્નોની ગૂંચવણ ઊભી થઈ હતી તે છોડાવવાનો મેં પ્રયત્ન શરૂ કર્યો તેમના મનનું સમાધાન કરવાની જવાબદારી હવે મારા પર જ છે એવી પ્રતીતિ મને થઈ ગઈ હતી. એટલે ઘણી સાવધાનતાથી, વિવેકથી અને અંતરની ઊંડી લાગણીથી હું તેમના પ્રશ્નો ઉકેલવાનો પ્રયત્ન કરવા લાગ્યો સાબરમતીથી તેમની સાથે નીકળ્યો ત્યારે બીજી કેટલીયે જવાબદારીઓને છોડીને કેવળ તેમની સલામતી અને શાંતિનો વિચાર જ મેં મનમાં રાખ્યો હતો તેથી હું ખૂબ ખંતથી તેમના પ્રશ્નોની પાછળ લાગ્યો. ઈશ્વર, સાક્ષાત્કાર, આત્મા, બ્રહ્મ, પરબ્રહ્મ, જીવ, શિવ, ઇહલોક, પરલોક, જન્મ, પુનર્જન્મ, પરંધામ, અક્ષરધામ, મોક્ષ વગેરે અનેક પ્રકારના પ્રશ્નોથી સાધક ભ્રમમાં પડેલો હોય છે ગ્રંથપ્રામાણ્ય તેમ જ મહાપુરુષોનાં પરસ્પર વિરોધી વચનો પરની શ્રદ્ધાને લીધે જ તેના મનનો ગોટાળો થયેલો હોય છે કલ્પના, ભાવના અને શ્રદ્ધા વચ્ચેનો ભેદ તેને સમજાતો નથી અનુમાન, તર્ક અને અનુભવ વચ્ચેનો ફરક તે જાણી શકતો નથી. અને સૌથી મોટી વાત તો એ છે કે જે જે કાંઈ શ્રદ્ધેય તરીકે ગ્રંથોમાં કહેલું હોય છે તેનો સાક્ષાત્કાર થયા વિના, તેનું જ્ઞાન થયા સિવાય પુનર્જન્મ ટળતો નથી, મોક્ષ પ્રાપ્ત થતો નથી એવી ધાસ્તી તેને હોય છે એને લીધે મનમાં ગૂંચવણ વધતી જાય છે અને મોક્ષ વિષે તે નિરાશ થાય છે તે વખતે સાધકની વ્યાકુળતા પરાકાષ્ઠાએ પહોંચે છે. આ બધાની મને ખબર હોવાથી કિશોરલાલભાઈની વ્યાકુળતા હું સમજી શકતો હતો. એટલે તેમના ચિત્તને ભ્રમમાં નાખનારા પ્રશ્નો એક પછી એક મેં હાથમાં લીધા તેમની માન્યતા, તેમની શ્રદ્ધા, તેમણે માનેલી કલ્પના — તે દરેકમાં રહેલા ભ્રમનું મેં નિરસન કર્યું. મહાપુરુષોના જે જે વચનોનો આધાર લઈને તેમણે પોતાના મનને વ્યાકુળ કર્યું હતું તે તે વચનોની માનવજીવનની દૃષ્ટિએ ખરેખર કેટલી કિંમત છે. તે સ્પષ્ટતાથી તેમને સમજાવવા લાગ્યો મારા કહેવાથી તેમના મનને. તેમણે આજ સુધી રાખેલી શ્રદ્ધાને ભારે ધક્કો પહોંચે છે એ હું જાણતો

હતો પણ તે સિવાય બીજો ઉપાય નથી એ સમજીને જ મે માગે પ્રયત્ન ચલાવ્યો હતો એને પરિણામે તેમના ચિત્તમા ઘણા જોરથી મથન ચાલી રહ્યુ છે તે પણ તેમના પ્રશ્નો અને શકાઓ પરથી મને સમજાતુ હતુ મારા મનમા અતિશય લાગણી સહાનુભૂતિ અને શ્રદ્ધા, એ સવુ હોવા છતાયે મારે અત્યત કઠોરતાથી તેમના દરેક ભ્રમનુ ખડન કરવુ પડ્યુ તેને લીધે તેમનો વિષાદ કદી ઘટતો હતો તો કદી તેમને શાતિની આશા લાગતી હતી તેમનુ નાવ જાણે ભરદરિયે ઝોલા ખાતુ હતુ મારી ખડનાત્મક દલીલોથી તેઓ મહા સદેહમા પડી જતા હોય એમ મને દેખાતુ હતુ જીવનમા હવે કશાનો જ આધાર રહ્યો નથી હવે કોના પરની શ્રદ્ધાથી કોને આધારે કોના વચનોને પ્રમાણ માનીને, જીવનનૌકા ચલાવવી, તેને કયે કાઠે લઈ જવી, અને આપણુ 'સાધ્ય શુ છે તે વિષે તેમને મૂઝવણ થતી હોય એમ જણાતુ હતુ છતા હુ મારી ઢબે રોજ તેમની સાથે વાતચીત કરતો હતો તેને લીધે તેઓ દિવસે દિવસ ગભીર થતા જતા હતા આબુ જવા નીકળ્યા ત્યારથી જ મે નિશ્ચય કર્યો હતો કે આશ્રમમા તેઓ મારી સાથે પ્રથમ વાતચીત અને વિચારવિનિમય કરવા આવ્યા તે વખતે તેમની સાથે એકાતમા મે જે ભૂલ કરી હતી તે આ વખતે થવા દેવી નથી તે વખતે તેમની કોઈ પણ પ્રકારની માન્યતા કે શ્રદ્ધાને વિશેષપણે ધક્કો ન આપતા હુ તેમની સાથે બોલતો હતો સાધ્યસાધન વિષે સરાસર વિચાર કરીને તેઓ અભ્યાસ કરશે એમ હુ સમજ્યો હતો અને તેમની જવાબદારી મારા પર નથી તો તેમનો બુદ્ધિભેદ કરવાની શી જરૂર છે? એ વિચારથી તેમને વિષે ખાસ લક્ષ ન આપતા, મે તેમને એકાતમા જવા દીધા હતા તેનુ જે પરિણામ આવ્યુ તે જોઈને પાછી ભૂલ થવા દેવી નથી એટલુ જ નહી પણ તે પૂરેપૂરી ભરપાઈ કરવી છે એ મારો નિશ્ચય હતો

આ પ્રમાણે વાતો કરતા ત્રણ ચાર દિવસ ગયા એક દિવસ સાજે ચાર પાચ વાગ્યાના સુમારે એક ટેકરી પર અમે બન્ને

ન મુક્ત થશે એવુ મને પણ લાગ્યુ પણ મને આખી રાત ઊંઘ આવી નહોતી એ વાતનુ મને ખાસ સ્મરણ રહ્યુ છે ઊંઘ આવી નહોતી તોયે કશો ત્રાસ નહોતો થયો તેની ખાતરી છે

અધ્યાત્મ એ વિષય કેવળ શબ્દોથી સમજાવી શકાય એવો નથી પ્રત્યક્ષ ભાવ, જ્ઞાન, અનુભવ, પ્રસગ, બન્નેની આતરબાહ્ય પરિસ્થિતિ, એ બધાનો તેમા અત્યત ગાઢ સબધ છે પરમાત્માની કૃપા, અમારા બન્નેનુ કર્ક ભાગ્ય, એટલે મારા પ્રયત્નને યશ મળ્યો અને કિશોરલાલભાઈની વ્યાકુળતા શમી ગઈ તેમણે અભ્યાસમા ગાળેલા દિવસોનોયે ઉપયોગ થયો એકદરે તેમની પહેલાની દૃષ્ટિ બદલાઈને અંધારામાથી પ્રકાશમા આવ્યા પછી માણસને જેવુ લાગે છે તેવુ તેમને લાગ્યુ તેમના ચિત્તનુ સમાધાન થયુ * જોકે એમા વિસ્મયતા કે અદ્ભુતતા કશી નથી

* ૐ

દિગબર જૈન ધર્મશાળા,
દેલવાડા, આબુ
વૈશાખ વદિ ૨, ૧૯૭૮

અ સૌ ગોમતી,

વિ શ્રી સદ્ગુરુની પૂર્ણ કૃપાથી, વડીલોના પુણ્યથી સતોના, સત્પુરુષોના આશીર્વાદથી, તમારી મદદથી મને ગઈ કાલે સાજે ગુરુદેવે જ્ઞાન આપી કૃતાર્થ કર્યો છે મારી શકાઓનુ સમાધાન કર્યું છે, અને શાત કર્યો છે હવે કશુ જાણવાનુ રહ્યુ નથી. તમે મને જે મદદ કરી છે, તેની કૃતજ્ઞતા કયા શબ્દોમા જણાવુ? એનો બદલો કઈ ક્રિયાથી વાળી શકાય? હવે થોડા દિવસમા ઊતરી આવીશ. ભવિષ્યમા જેવી શ્રી ગુરુની અને વડીલોની આજ્ઞા હશે તે પ્રમાણે જીવન ગાળીશ, તે જાણશો, અને સતોષ પામશો

તમને અહીં તેડાવવાનો વિચાર કર્યો હતો, પણ નીચે સ્ટેશન પર ગાડી વગેરેનો બદોબસ્ત કરવાનુ કામ ત્રાસદાયક છે, તે તમારા એકલાથી ન બની શકે જાણી વિચાર માંડી વાળ્યો છે, અને અમે જ થોડા દિવસમા ઊતરી આવવા વિચાર કર્યો છે

એ જ શ્રી નાથના આશીર્વાદ

લિ. ઋણી
કિશોરલાલના આશીર્વાદ

## પાછા આશ્રમમાં

હવે આબુ પર રહેવાનું કાંઈ પ્રયોજન નથી એમ તેમને લાગ્યું બીજે કે ત્રીજે દિવસે અમે ત્યાંથી નીકળી સાબરમતી પહોંચ્યા આશ્રમમાં ગયા ત્યારે મોડી રાત થઈ ગઈ હતી પહેલેથી ખબર આપ્યા વગર આવ્યા તેથી સવળાને સાનંદાશ્ચર્ય થયું કિશોરલાલભાઈ આવ્યાની ખબર આશ્રમમાં એકદમ પ્રસરી ગઈ સવારની પ્રાર્થનામાં તેઓ ગયા હતા અને પ્રાર્થના પછી તેઓ કાંઈક બોલ્યા પણ હતા તેમણે શું કહ્યું તેની મને ખબર નથી આશ્રમમાંથી નીકળ્યાને લગભગ સાત મહિને તેઓ ઘેર પાછા ફર્યા (તેમને સમાધાન પ્રાપ્ત થયાનો દિવસ ૧૯૭૮ના વૈશાખ વદ ૧, તા ૧૨–૫–૧૯૨૨)

પાછા આવ્યા બાદ તેમણે વિદ્યાપીઠના મહામાત્રનું કામ લેવું એવી ઘણાની ઇચ્છા હતી બાપુજી તે વખતે જેલમાં હતા મહામાત્રનું કામ લેવાનો સરદાર વલ્લભભાઈએ તેમને આગ્રહ કરવા માંડ્યો પરંતુ મારી સલાહ એવી હતી કે હજી પાંચ છ મહિના તેમણે અભ્યાસમાં ગાળવા પોતાની ભૂમિકા સ્થિર કરવી અને પછી કામમાં લાગવું મારી સૂચના પ્રમાણે બે એક મહિના તેમણે આશ્રમમાં જ અલગ જગ્યાએ ગાળ્યા ત્યાર પછી તેઓ અમલનેર તથા મહેમદાવાદ તાલુકાના કનીજ ગામે પોતાની જમીન હતી ત્યાં થોડો વખત રહ્યા ત્યાર પછી એમને જ લાગ્યું કે હવે પોતાની ભૂમિકા સ્થિર થઈ છે અને કામમાં જોડાવાનું હવે મોડું ન કરવું જોઈએ, એટલે ૧૯૨૩ના એપ્રિલમાં તેમણે મહામાત્ર પદ સ્વીકાર્યું

કિશોરલાલભાઈને એમતવાસમાં કેટલોક ત્રાસ વિનાકારણ સહન કરવો પડ્યો પોતાની શક્તિ, જ્ઞાન વગેરેની પ્રચલિત કલ્પના અને માન્યતાને લીધે પ્રામાણિક સાધકને પોતાની પૂર્વશ્રદ્ધા અને વિવેક વચ્ચેનો ઝઘડો ઘણા દિવસ સહન કરવો પડે છે તે પ્રમાણે તેમને પણ સહન કરવો પડ્યો કિશોરલાલભાઈનો મારી સાથેનો સબંધ થયો અને મારી પાસે આધ્યાત્મિક બાબતોનો વિચાર કરવા માટે તેઓ

વારવાર આવવા લાગ્યા અને મારા પર અવલબીને રહેવા લાગ્યા તે જ વખતે આ જવાબદારી મારી ઉપર છે એમ સમજીને મે નિષ્ઠા પૂર્વક તે સ્વીકારી હોત અને તેમને વિષે પૂર્ણ લક્ષ આપ્યુ હોત તો તેમને નિષ્કારણ સહન કરવા પડેલા ઘણા ત્રાસમાથી, સભવ છે કે તેઓ બચી ગયા હોત કદાચ આબુ પર જવાનો પ્રસગ જ આવ્યો ન હોત આના કારણો મને આ જણાયા છે આવા પ્રકારનુ કામ આ રીતે કરવાની મારી અનિચ્છા, સાધનમાર્ગ વિષે બીજાની પરિસ્થિતિ અને માનસિક સ્થિતિને અનુસરીને વિચાર કરેલો ન હોવાથી એ વિષેના અનુભવની ઊણપ, અને આ કામ મારુ પોતાનુ છે એવી ભાવનાનો અભાવ એ કાળે મારો સ્વભાવ કોઈનીયે સાથે એકદમ ભળી જવાનો નહોતો એક નિશ્ચિત પદ્ધતિનુ જીવન ગાળવાના પ્રયત્નમા તે વખતે હુ હતો મારા આવા સ્વભાવને લીધે આબુથી આવ્યા પછી પણ પોતાના મનની શકાઓ અને પ્રશ્નો તેઓ મને નિસકોચપણે પૂછી શકતા નહોતા આ પ્રકારનો મારો અલિપ્ત સ્વભાવ તેમને જરૂર કરતા વધારે પરિશ્રમ પડવામા કારણભૂત થયો છે આબુ ગયા પછી જે લક્ષ મે તેમના પ્રશ્નો તરફ આપ્યુ તે આપવાની જવાબદારી મે પહેલેથી જ સ્વીકારી હોત તો શરીરની અશક્ત અને વ્યાધિગ્રસ્ત અવસ્થામા, ભર શિયાળાની ઠડીમા અને ઉનાળાની અસહ્ય ગરમીમા, અગવડવાળી જગ્યામા, કોઈની પ્રત્યક્ષ મદદ સિવાય માનસિક વ્યાકુળતાના દિવસો એકાકી કાઢવાનો પ્રસગ તેમને આવ્યો તે કદાચ ન આવ્યો હોત આવી પ્રતિકૂળ પરિસ્થિતિમા પણ તેઓ પોતાની સાધનામા મડ્યા રહ્યા તે ઉપરથી સત્ય માટેની તેમની જિજ્ઞાસા, તેમની સહનશીલતા, તેમનો દૃઢ નિશ્ચય સ્વીકારેલા ધ્યેય માટે સર્વસ્વ અર્પણ કરવાની તેમની તૈયારી વગેરે અનેક સદ્ગુણો દેખાઈ આવ્યા વિના રહેતા નથી

## સાક્ષાત્કાર વિષે ભ્રમનિરાસ

કિશોરલાલભાઈ આબુથી કાઈક જ્ઞાન મેળવીને આવ્યા એ વિષે શકા નથી પરતુ તેમને વિષે અનેક પ્રકારની જુદી જુદી સમજ

લોકોમાં પ્રચલિત છે તેમાંથી ગેરસમજનો ભાગ દૂર કરવાનો પ્રયત્ન આ જગાએ કરવો મને ઇષ્ટ લાગે છે કેટલાક સમજે છે કે ત્યાં એમને ઈશ્વરદર્શન થયું, ઈશ્વરસાક્ષાત્કાર થયો કેટલાક આત્મસાક્ષાત્કાર, તો કેટલાક બ્રહ્મસાક્ષાત્કાર થયાનું માને છે કેટલાક માને છે કે ત્યાં તેમને સમાધિ લાગી અને તેમાં તેમને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું કિશોરલાલભાઈએ પોતે આવા પ્રકારનું દર્શન સાક્ષાત્કાર કે જ્ઞાન થયાનું ક્યારે લખ્યાની મને ખબર નથી તેમને વિષે આ પ્રકારના તર્કો કે માન્યતા હોવાનું કારણ કેવળ એટલું જ છે કે આપણા સમાજમાં ઈશ્વરભક્ત કે સાધક મનાતી વ્યક્તિ વિષે આવી માન્યતાઓ રૂઢ થઈ ગઈ છે હિમાલય, આબુ અથવા ગંગા, નર્મદા કે કોઈ પણ પવિત્ર નદીનો કિનારો, કોઈ પણ તીર્થધામ, પર્વત, અરણ્ય કે એકાંતમાં કોઈ પણ પ્રકારની સાધના, એ બધાનો ઈશ્વરસાક્ષાત્કાર સાથે સંબંધ માનવામાં આવે છે સ્ત્રીપુત્રોના પરિવારમાં, રોગી અને યાતનાગ્રસ્તની સેવામાં, સંસારની વિટંબણાઓમાં અથવા વહેવારની મુશ્કેલીઓમાં ગમે તેટલી પવિત્રતાથી સમભાવથી, સત્યથી અને ઈશ્વરનિષ્ઠાથી માણસ વર્તતો હોય તોપણ તેને સાક્ષાત્કાર થયો છે એમ કોઈ કહેતું નથી કિશોરલાલભાઈ વિષે પણ આ પ્રમાણે માનવામાં આવ્યું છે તેનું કારણ આપણી પ્રચલિત માન્યતાઓ જ છે પરંતુ સત્યની દૃષ્ટિથી જોઈએ તો તે બરાબર નથી

જ્ઞાનની પૂર્ણતા કદી એક ક્ષણમાં વીજળીના ઝબકારાની માફક થઈ જનારી વસ્તુ નથી જીવનભર જ્ઞાનનો સંગ્રહ કરતાં કરતાં માણસ જ્ઞાનસમૃદ્ધ થતો જાય છે મૃત્યુ પર્યંત માણસની ઉંમર જેમ વધતી જાય છે, તે જ પ્રમાણે, તેના મગજમાં કશી વિકૃતિ ન થાય તો, તેનું જ્ઞાન કોઈક ને કોઈક અંશે જીવન સુધી વધતું જ રહે છે આ નિયમ પ્રમાણે જોતાં તો ક્યારેક એક જ ક્ષણે કે દિવસે તેના જ્ઞાનની પૂર્ણતા થઈ એવી માન્યતાને સત્યનો આધાર નથી જે જ્ઞાનનો સાચો ઉપાસક છે તે કદી એમ માનતો નથી કારણ તે તો જ્ઞાનોન્મુખ હોવાથી પોતાના જ્ઞાનમાં હંમેશાં પ્રયત્નપૂર્વક ઉમેરો કરતો રહે છે જ્ઞાન એ હંમેશ

વધતુ રહેતુ હોવાથી જીવનની કોઈ પણ એક ક્ષણને સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્તિનો સમય માનવો એ ભૂલભરેલુ છે. એમ માનવાનો અર્થ એવો થાય કે તે ક્ષણ પછી વધેલા જ્ઞાનનુ મહત્ત્વ નથી જ્ઞાનોપાસક અને જ્ઞાનોન્મુખ માણસ પ્રાપ્ત જ્ઞાનને ક્યારે પણ પૂર્ણ સમજતો નથી

આમ છતા કોઈ વાર થોડા સમયમા માણસને કાઈક વિશેષ જ્ઞાન થતા અથવા જીવનનુ રહસ્ય તેના ધ્યાનમા આવતા, પોતાની પહેલાની માન્યતા, કલ્પના અને શ્રદ્ધામા એકદમ ઘણો ફરક પડી જાય છે. જેને તે પહેલા જ્ઞાન સમજતો હતો તેની ઊણપ, દોષ, ભ્રમ અથવા તો તેમા રહેલો અજ્ઞાનનો ભાગ, તેના ધ્યાનમા આવે છે એવું બને છે ખરુ કે સત્યાસત્ય પારખવાની દૃષ્ટિ તેને એકાએક પ્રાપ્ત થાય છે અધારામાથી પ્રકાશમા આવ્યા પછી જે પ્રમાણે ત્યાના રસ્તા વિષેની આપણી પૂર્વકલ્પના કે અનુમાન ખોટા ઠરે છે, તેના જેવુ આ છે પરતુ તે ઉપરથી તેને સપૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થઈ અથવા તેને આગળ પ્રાપ્ત કરવાનુ કશુ રહ્યુ નથી એમ ન સમજવુ એટલુ જ કહી શકાય કે તેને જ્ઞાનની દિશા સમજાઈ ગઈ છે કોઈ પણ ગભીર, મહાન અને મહત્ત્વની બાબતમા સૂક્ષ્મ પણે, ઊડાણથી અને વ્યાપકપણે વિચાર કરવાની દૃષ્ટિ તેને પ્રાપ્ત થઈ છે બહુ તો એટલુ કહી શકાય કે જીવન વિષે, જગત વિષે, કલ્યાણ વિષે, સાર્થકતા વિષે પરપરાથી ચાલતી આવેલી દૃષ્ટિએ વિચાર કરવાને બદલે, તે વિષે સમતોલપણે સત્યાન્વેષણની દૃષ્ટિથી વિચાર કરવાની કળા તેને અવગત થઈ છે એના કરતાં પણ ઓછુ થોડામા કહેવુ હોય તો તેને 'શુદ્ધ વિવેકદૃષ્ટિ' પ્રાપ્ત થઈ છે એમ કહી શકાય આ શુદ્ધ વિવેકદૃષ્ટિ પ્રાપ્ત થવી એ માનવી જીવનની દૃષ્ટિએ ઘણી મહત્ત્વની વાત છે તેવી વિવેકદૃષ્ટિથી માણસને એકદમ સપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી પણ જેમ જેમ તે દૃષ્ટિનો ઉપયોગ તે કરતો જાય છે તેમ તેમ એ દૃષ્ટિ અધિકાધિક સૂક્ષ્મ, તેજસ્વી અને તીવ્ર થતી જાય છે જીવનના દરેક ક્ષેત્રમા અને જીવનની દરેક ક્ષણે તે તેને ઉપયોગી થઈ શકે છે તે સાથે જ દરેક વિષયમા તેની અનવેક્ષ્ય નિરીક્ષણ પરીક્ષણ અને

પૃથક્કરણની શક્તિ પણ વધતી જાય છે. આ બધી શક્તિઓની મદદથી તેની વિવેકબુદ્ધિ તેને સાચા નિર્ણય આપવા લાગે છે. આવી બુદ્ધિ અને દૃષ્ટિ જેણે પ્રાપ્ત કરી છે તેવો સાધક ઈશ્વર, પરમેશ્વર, સગુણ-નિર્ગુણ, સાકાર-નિરાકાર, આત્મા-પરમાત્મા, પ્રકૃતિ-પુરુષ વગેરે બાબતોમાં યોગ્ય વિચાર કરી શકે છે. ચિત્તની શુદ્ધિ અને આ પ્રકારની વિવેકબુદ્ધિ જેને પ્રાપ્ત થઈ છે તે તેની મદદથી વર્તન કરતાં કરતાં પોતાનું જીવન સાર્થક કરી શકે છે. વિવેકબુદ્ધિને લીધે થનારા નિત્ય નવા અનુભવની પ્રાપ્તિને લીધે હંમેશ વધતા જતા જ્ઞાનને કોઈ વિશિષ્ટ પ્રસંગે પણ સંપૂર્ણ એ વિશેષણ લગાડી શકાય નહીં.

આ દૃષ્ટિએ વિચાર કરતાં કિશોરલાલભાઈને જે સમાધાન પ્રાપ્ત થયું તે સંપૂર્ણ જ્ઞાનપ્રાપ્તિનું થયું એમ માનવાનું કારણ નથી. અને મૂંઝવતા પ્રશ્નો પોતાને જે ભ્રમમાં નાખનારી પોતાની જ મનોવૃત્તિઓ કલ્પના, ભાવના, ધારણા, શ્રદ્ધા વગેરેમાંથી છૂટવાનો જ્ઞાનયુક્ત યોગ્ય માર્ગ માણસને પ્રાપ્ત થાય એ રીતે સમજવામાંથી તેનો ઉપયોગ થાય છે અને તેની વ્યાકુળતા શમી જાય છે. પરંતુ તે શમી ગઈ, તેને કાંઈક શાંતિ મળી એટલે તેને જીવનસિદ્ધિ મળી અથવા સંપૂર્ણતા પ્રાપ્ત થઈ એમ માનવાને ક્યારેય કારણ નથી. જીવનમાં માણસને એ જ પ્રકારના પ્રશ્નો હંમેશાં ગૂંચવાડામાં નાખતા નથી. કદી એક તો કદી બીજા પ્રશ્નોનું તેને મહત્ત્વ લાગે છે. અને તેના ઉત્તરો મેળવવાને માટે તે ઉત્કંઠિત અને વ્યાકુળ થઈ જાય છે. તેમાં કેટલાક પ્રશ્નો જીવનની દૃષ્ટિએ ઓછા મહત્ત્વના હોય છે, કેટલાક તેનો ન બધા ઓછાવત્તા પ્રમાણમાં જીવનવ્યાપી હોય છે. આધ્યાત્મિક અને નૈતિક પ્રશ્નો આ પ્રકારના છે. જે પ્રશ્નો જે વખતે માણસના મનમાં અત્યંત ઉત્કટતાથી અને તીવ્રતાથી ઊઠે અને તેને બેચેન કરી મૂકે છે તે વખતે તેના નિરાકરણનો કોઈક માર્ગ તેને મળે અને તેને શાંતિ પ્રાપ્ત થાય એ અત્યંત આવશ્યક છે. તેની વ્યાકુળતા યોગ્ય માર્ગે શાંત થાય અને તેમાંથી ચિત્તની એક સ્થિર ભૂમિકા અને દૃષ્ટિ તેને પ્રાપ્ત થાય તો તે ભૂમિકા પરથી અને પ્રાપ્ત

થયેલી તે દૃષ્ટિને આધારે જીવનના વિકટ પ્રશ્નો તે ઉકેલી શકે છે હંમેશા વધતી જતી વિવેકદૃષ્ટિથી અને જ્ઞાનથી તેના આચારવિચારમાં અને નાનામોટા કાર્યોમા એક નિશ્ચિત ધોરણ અને સુસંગતતા આવતી જાય છે અને તેનુ જીવન સરલ અને શાંત થાય છે તેનામા બૌદ્ધિક તેજસ્વિતાની સાથે જ ભાવનાઓની શુદ્ધિ, હૃદયની નિર્મળતા, નિર્ભયતા, સત્યનિષ્ઠા, દૃઢતા, મનુષ્યમાત્ર વિષે પ્રેમ, ન્યાયપરાયણતા, નિશ્ચય સાથે જ સમતોલપણુ, વગેરે સદ્ગુણોની સહેજે વૃદ્ધિ થતી જાય છે

કિશોરલાલભાઈની વ્યાકુળતાનુ શમન થયા પછી, ઉપર લખ્યા પ્રમાણેની સ્થિર ભૂમિકા ઉપરથી, તેમનો કર્મમાર્ગ છેવટ સુધી ચાલુ હતો તેઓ તત્ત્વચિંતક તેમ જ તત્ત્વનિષ્ઠ પણ હતા, એ વિદિત છે આશ્રમથી આવ્યા પછી પણ તેમને મારી સાથે સંભાષણના અનેક પ્રસંગો આવ્યા હતા એ બધામાથી જે કાઈ તેમણે પોતાનુ કર્યું અને તે પર વિચાર કરી વધાર્યું, તે 'કેળવણીના પાયા', 'જીવનશોધન', 'સમૂળી ક્રાન્તિ' વગેરે પુસ્તકો દ્વારા તેમણે જનતા સમક્ષ મૂક્યુ છે.

* * *

કર્તવ્યનિષ્ઠાથી સત્કર્મ કરતા કરતા કિશોરલાલભાઈ ચાલ્યા ગયા પરંતુ મારી પાત્રતા કરતા તેમણે મારી ઉપર મૂકેલા અધિક વિશ્વાસનુ અને રાખેલા પૂજ્યભાવનુ, તેમ જ મારે વિષેના તેમના હૃદયના પ્રેમ અને કૃતજ્ઞ ભાવનુ કેટલુંયે ઋણ મારા ઉપર હજી તેમ જ છે તેઓ મારી સાથે મિત્ર પ્રમાણે વર્તે એમ હુ ઇચ્છતો હતો પરંતુ પ્રારંભની મારા સ્વભાવની અલિપ્તતા અને મારાથી સહન ન થતી મારા પ્રત્યેની તેમની છેવટ સુધીની વિનયશીલતા તથા નમ્રતાને લીધે આખર સુધી તે ઇચ્છા સફળ થઈ નહી એ પણ મારે તે સાથે જ કબૂલ કરવુ જોઈએ

૨

કિશોરલાલભાઈએ પોતાની કુટુંબની શ્રુતિસ્મૃતિવાળી નોંધમા શ્રી નાથજી સાથેના પરિચય વિષે તથા તેમની પાસેથી મળેલા માર્ગદર્શન વિષે નીચે પ્રમાણે લખ્યુ છે

## ૧૬

# કિશોરલાલભાઈ આશ્રમી હતા?

વિદ્યાપીઠમાંથી કિશોરલાલભાઈ છૂટા થયા ત્યારે ગોમતીબહેન માંદાં હતાં. બાપુજીની સલાહથી તેમણે પંદર દિવસના ઉપવાસ કર્યા. એથી એમને ખૂબ અશક્તિ આવી ગઈ. તબિયત કાંઈક ઠીક થતાં ગોમતીબહેન અને કિશોરલાલભાઈ હવાફેર માટે દેવલાલી ગયાં. પણ ત્યાં તેઓ ઝાઝું રહી શક્યાં નહીં. પંદર વીસ દિવસમાં જ જીવકોર ભાભી (મોગભાઈ બાનુભાઈનાં પત્ની)ના મંદવાડને લીધે તેમને પાછું મુંબઈ જવું પડ્યું. ૧૯૨૬ના માર્ચ માસમાં જીવકોર ભાભી ગુજરી ગયાં. એટલે કેટલોક વખત તેમને મુંબઈ રોકાવું પડ્યું. પછી જૂન તથા જુલાઈ માસમાં સાબરમતી આશ્રમમાં રહી તેમણે વણાટનું કામ કર્યું હોય એમ લાગે છે. પણ એમને ફરી મંદવાડ નડ્યો. ત્યારથી તે ૧૯૨૭ના માર્ચ એપ્રિલ સુધી તેમના અથવા ગોમતીબહેનના મંદવાડને લીધે તેઓ અકોલા તથા મુંબઈ એમ રહ્યા લાગે છે. મુંબઈમાં જ એમણે વિચાર કર્યો કે મંદવાડ તો હવે કાયમનો સાથી છે. એટલે કોઈક અનુકૂળતાવાળા ગામડામાં રહી થાય એવું નાનું હળવું કામ કર્યા કરવું. કાકાસાહેબ એમને સાબરમતી આશ્રમમાં જ રહેવાનો આગ્રહ કરતા હતા. ભલે કશા કામની જવાબદારી તેઓ ન લે, પણ સાબરમતી આશ્રમમાં રહી આશ્રમવાસીઓને સલાહસૂચના આપે એમ તેમનું કહેવું હતું. ૧૯૨૭ના માર્ચ મહિનામાં બાપુજી દક્ષિણની મુસાફરીમાં હતા. ત્યાં એમને પહેલી વાર બ્લડપ્રેશરનો હુમલો થયો અને તેઓ આરામ માટે મૈસૂરમાં નંદીદુર્ગ ગયા. આશ્રમમાં આવીને રહેવાનો આગ્રહ કરવામાં કાકાસાહેબના મનમાં બાપુજીની તબિયત એ પણ એક કારણ હોવું જોઈએ. પરંતુ આશ્રમમાં કેવળ સલાહકાર તરીકે રહેવું એ કિશોરલાલભાઈને માટે બહુ કઠણ વસ્તુ હતી. એક તો

ખાસ કરીને ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં બાપુજી કરતાં તેમની દૃષ્ટિ કાંઈક જુદી હતી. તેને લીધે બીજી કેટલીક બાબતોમાં પણ તેમના વિચાર બાપુજીથી જુદા પડે એવો સંભવ ગણાય. તા. ૨૮–૩–૧૯૨૭ના રોજ કિશોરલાલભાઈએ કાકાસાહેબને એક લાંબો કાગળ લખ્યો છે તેમાં તેમણે પોતાની સ્થિતિ બહુ સારી રીતે વર્ણવી છે :

"મારી બાબતમા તમારી સૌની ઇચ્છાઓ હુ જાણુ છુ. તમારુ કહેવું હુ કેટલુ માનું છુ તેની તો તમને ખબર છે જ! એટલે કે તમે જાણો છો કે હુ મારો અભિપ્રાય હમેશા તમારાથી જુદો દર્શાવું છું. પણ તે પ્રમાણે જ વર્તવાની હિંમત નથી ધરાવતો એટલે તમારુ કહેવું માનતો નથી પણ કરી નાખુ છું, એવુ પરિણામ આવ્યાં કરે છે. ગોમતી મારી આ હમેશાની નબળી બાજુ બતાવે છે અને જાણે પણ છે. મારી ઉપર જીત મેળવવાની તમને અને એને કળા સાધી ગઈ છે. વિવેકથી વિરુદ્ધ જઈ હુ હમેશાં આગ્રહને વશ થઈ જાઉં છુ.

"કેવળ સહવાસ એ એક પ્રકારનુ આશ્વાસન આપનારુ થઈ શકે છે ખરુ, અને કેટલાક માત્ર તેના અભાવને લીધે જ દુખી હોય છે એ પણ ખરુ. પણ 'મિત્રોને પોતાના સહવાસ દ્વારા આશ્વાસન આપવાનો' કોઈ જીવનનો મુખ્ય વ્યવસાય બનાવે, અને તેનો બોજો — તે મિત્રોની કે પોતાની ઉપર નહી પણ — સાર્વજનિક સસ્થાની ઉપર નાખે તો તે તમને વાજબી લાગે ખરુ ?

"માણસ જ્યાં રહેશે ત્યા કોઈનો સહવાસ લેશે અને કોઈને આપશે સામાજિક જીવનને અંગે એ આવશ્યક સહચારી ધર્મ છે. પણ એ કાંઈ વ્યવસાય થઈ શકે? વ્યવસાય તો કોઈ કર્મયોગનો હોય. તેને અગે જે સમાજમા ભળે તેનો સહવાસ એને અનિવાર્યપણે આવે જ. બધાનો સહવાસ સરખી કિંમતનો ન હોય એમ બને. અને તેથી કર્મયોગનો પ્રકાર પસદ કરતા પહેલા, માણસ સહવાસનો વિચાર કરે એટલુ જ નહી પણ, સહવાસની પસદગી જ કર્મયોગના પ્રકારની પસદગી કરાવે એમ પણ બને. છતા માણસ ભેળા રહે તે તો — અસાધારણ સંજોગો બાદ કરતા — કાંઈ પણ કર્મયોગ માટે જ ને?

"જો એવા કર્મયોગમા ભાગ લવાની મને આજે ખાતરી ન લાગતી હોય તો મારે કયે હકે આશ્રમમા રહેવુ યોગ્ય ગણાય?

આશ્રમમા કાકાસાહેબ મારફત મને પૂ નાથજીનો પરિ કાકાસાહેબે મને એમની યોગ્યતાનો ખ્યાલ આપ્યો એ પહેલાં આશ્ર હું એમને આવતાજતા જોતો પણ એમની સાથે મે પરિ કર્યો નહોતો તેઓ મરાઠી સાહિત્યના ઉત્તમ અભ્યાસી છે સ નાદિક જાણે છે એમ હુ માનતો એક વાર મને આધાશીશી ચડી હતી ત્યારે તેમણે ઉતારી આપવા માગણી કરી હતી પણ મે તેનો અસ્વીકાર કર્યો હતો

આશ્રમમા જોડાયો પરતુ મારો સ્વામીનારાયણ સપ્રદાય સાથેનો સબધ અને અધ્યાત્મ પ્રત્યે ખેચાણ ઘટ્યા નહોતા આત્મા પરમાત્મા વિષેનુ યથાર્થ જ્ઞાન પુસ્તકોમાથી ન મળી શકે, સદ્‌ગુરુ વિના એમા માર્ગદર્શન ન થઈ શકે, અને એ માટે એકાતસેવનની જરૂર છે એવા વિચાર પણ હુ કરતો હતો સપ્રદાયના સારામા સારા ગણાતા ભક્તો અને સાધુઓનો પરિચય શોધતો હતો સ્વામી શ્રી રઘુવીરચરણદાસજીના શિષ્ય સદ્‌ગત શ્રી ભક્તિનદનદાસજી સાગર જેવા જ જિજ્ઞાસુ હતા તેમના સહવાસમા મારી વૃત્તિ વધારે તીવ્ર થઈ હતી પણ સંપ્રદાયમા કોઈ ઠીક માર્ગદર્શન કરી શકે એવી વ્યક્તિ હું જોતો નહોતો

અમદાવાદમા ભરાયેલી ગુજરાત સાહિત્ય પરિષદ માટે સ્વામી નારાયણ સપ્રદાય વિષે મે એક નિબધ લખ્યો હતો 'સહજાનદ સ્વામી' એ પુસ્તક એ નિબધની સશોધિત આવૃત્તિ છે એ નિબધના પ્રૂફ તપાસતો હતો તે પૂ નાથના વાચવામા આવ્યા તેમાંનો સાપ્રદાયિક તત્ત્વજ્ઞાન વિષેનો ભાગ વાચ્યા બાદ તેમણે મને કહ્યુ, ' મારા વિચારો આ બાબતમા કાઈક જુદા છે તમારી ઇચ્છા હશે તો કોઈક વાર કહીશ '' મે કહ્યુ "ભલે " પણ મારી જાણવાની બહુ ઉત્કઠા ન થઈ મે વિચાર્યું, મોટે ભાગે પંડિતો —અને પૂ નાથ પંડિત હશે એમ મારી કલ્પના હતી— અદ્વૈત વેદાંતી હોય છે એટલે તેઓ અદ્વૈતનુ નિરૂપણ કરશે મારે તેનુ કામ નથી કારણ એ સહજાનદ સ્વામીના મતની વિરુદ્ધનુ છે સપ્રદાયના ધાર્મિક પુસ્તકો સિવાય બીજા ધાર્મિક

પુસ્તકો વાંચવા માટે મને હજી સુધી રુચિ થઈ નહોતી. હું વિચારતો કે પૂર્ણ પુરુષોત્તમ સહજાનંદ સ્વામીનાં વચનામૃતોમાં સર્વ તત્ત્વજ્ઞાન રહેલું છે. તેથી વિરોધી હોય તે ખોટું જ હોવાનું અને એને અનુકૂળ હોય તે વચનામૃત કરતાં વધારે સારું ક્યાંથી હોય? એટલે એની જરૂર શી?

એક રાત્રે કાકાસાહેબ અને હું ગાડીમાં બેસી આશ્રમ તરફ આવતા હતા. રસ્તામાં મેં પૂ. નાથના ધંધાધાપા વિષે વાત કરી. ત્યારે કાકાસાહેબે એમને વિષે પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો કે તે એમને જીવન્મુક્ત માને છે. પછી એમણે એમની યોગ્યતાનો પરિચય આપ્યો. તરત જ મને થયું કે ત્યારે તો મારે એમના વિચાર જાણી જ લેવા જોઈએ. બીજે કે ત્રીજે દિવસે જ તેઓ સાબરમતીથી જનાર હતા. એટલે તે રાત્રે મોડું થયું હતું છતાં જમીને તુરત જ એ બહાર ખાટલા ઉપર સૂવાની તૈયારી કરતા હતા ત્યાં હું પહોંચી ગયો અને એમણે આપેલી આશા પાર પાડવા વિનંતી કરી. એમણે મને પહેલાં કલ્પના અને અનુભવ વચ્ચેનો ભેદ સમજાવ્યો. એક વાક્યમાં જ જાણે મારે માટે એમણે નવું ક્ષેત્ર નિર્માણ કર્યું, મારી દૃષ્ટિ જ ફેરવી નાખી. મારે માટે તે એક ક્ષણ આધ્યાત્મિક દિશામાં હૃદયપલટાની થઈ. બીજે દિવસે એમનું જવાનું મોકૂફ રહ્યું અને પંદરેક દિવસ લંબાયું. એ પંદર દિવસ મેં એમનો બને એટલો સહવાસ કર્યો. મારો હૃદયપલટો જારી જ રહ્યો. હું જેને શોધતો હતો તે મળી ગયા એવી મને પ્રતીતિ થઈ અને મેં એમને ચરણે માથું મૂક્યું.

પછી એમણે ઉપદેશેલે માર્ગે મેં મારા આધ્યાત્મિક વિકાસનો પ્રયત્ન આદર્યો. એમની સંમતિથી એકાંતવાસ લીધો. અને એમના શબ્દથી સમાધાન મેળવ્યું.

'વિદ્યાપીઠ શાળા કે આશ્રમ એમાં હું ન બંધાતાં તેમાં તમે મારું ડહાપણ—એટલે કે ધૂર્તતા—shrewdness—સમજો છો. પરિસ્થિતિએ એવા વિશેષણ લાગુ કર્યું હોય તો ભલે, પણ હજી તે એ તેને બંધબેસતું નથી. વિદ્યાપીઠની શરૂઆતથી તે છોડ્યું ત્યાં સુધી ક્યારેય પણ વિદ્યાપીઠ મારા જીવનનું ધ્યેય છે એમ મને એક ક્ષણ પણ લાગ્યું નહોતું અને તેથી આમાં હું હંમેશ માટે બંધાવા નથી માગતો—તમારી સગવડે મને મુક્ત કરો—એમ હું કહેતો આવ્યો જ હતો. વિદ્યાપીઠમાં જીવન હોત કે ન હોત એ છે તેથી વધારે યશસ્વી હોત તોયે એ પ્રકારના જીવન માટે મને આ પણ થઈ શકતું નહોતું. આટલાં વર્ષ મેં એમાં નિભાવ્યું એ જ આશ્ચર્ય માનવું જોઈએ. રહ્યો તેટલો વખત હું એને વફાદાર રહ્યો—કેવળ વફાદાર જ નહીં પણ મમત્વ બતાવી શકું એટલો વફાદાર રહ્યો—તે કદાચ મારા સ્વભાવની એક તાલીમ ગણો તો ભલે પણ એનો અર્થ એટલો જ કે હું 'સિવિલિયન' થવાને લાયક છું.

હવે આશ્રમ બાબત. હું જ્યારે જોડાયો ત્યારે પણ રાષ્ટ્રીય શિક્ષણની પ્રવૃત્તિથી આકર્ષાઈને આવ્યો હતો. સત્યાગ્રહ આશ્રમ—એનાં વ્રતો કે એની નિયમાવલિ કે એની પ્રવૃત્તિઓ—એ વિષે શાળામાં આવ્યા પછી હું મહિનાઓ સુધી અજ્ઞાન હતો. જોડાયા પહેલાં મેં એ દિશામાં તપાસ કરી નહોતી અને જોડાયા પછી પણ અનાયાસે જ જાણીતો થયો, પ્રયત્નપૂર્વક નહીં. તેમાંયે તમે જાણો છો કે એકાદ વર્ષ અનુભવ લઈ સંપ્રદાયમાં શિક્ષણપ્રવૃત્તિ કરવી એવો મારો તે વખતનો ઉદ્દેશ હતો. આશ્રમની આધ્યાત્મિક બાજુએ મને લલચાવ્યો હતો એમ નહીં કહી શકાય, કારણ જ્યારે હું જોડાયો ત્યારે ચુસ્ત સ્વામીનારાયણી હતો અને મારી આધ્યાત્મિક ક્ષુધા તૃપ્ત કરવા માટે મને એ સંપ્રદાય પૂરતો લાગતો હતો. ઊલટી મારી કંઈ મહત્ત્વાકાંક્ષા હોય તો તે બાપુને કે આશ્રમને વધારે સ્વામીનારાયણી બનાવવાની, નહીં કે મારે વધારે આશ્રમી બનવાની. આ મારી વૃત્તિ ધ્યાનમાં રાખવી આવશ્યક છે કારણ કે એમાં મારો અને બાપુની વચ્ચેનો સંબંધ કેવા પ્રકારનો ગણવો એ સમજાય છે. બાપુની મુમુક્ષુતા અને આધ્યાત્મિક ધગશમાંથી મેં ઘણું મેળવ્યું. એથી મારું કેટલીક બાબતમાં સંકુચિત સાંપ્રદાયિકપણું ઓછું થયું એ ખરું, પણ મેં બાપુને કદી મારા આધ્યાત્મિક ગુરુ તરીકે

નથી માન્યા ? જણાવ્યા એ તો ના તો સ્વામીનારાયણ હતા અથવા નાથ થયા

એક બીજી હકીકત પણ છે હું આશ્રમમાં આવ્યો તે પહેલાં થોડા માસ પૂર્વે જ મેં પિતાને ગુમાવ્યા હતા મારી ઉમરનાની નહોતી છતાં હું પિતૃપ્રેમનો ભૂખ્યો જ રહ્યો હતો અને હું ઘરમાં બંધાઈ રહેવાની જેમ આર્થિક આવશ્યકતા રહી નહોતી તેમ હવે આ આકર્ષણ પણ ચાલ્યું ગયું હતું બાપુમાં મેં પુન પિતૃપ્રેમની પ્રાપ્તિ અનુભવી –ને એ વ્યક્તિગત નિમિત્ત (personal factor) બાપુની શાળામાં જોડાવામાં એક કારણ હતું

'પણ આપે આધ્યાત્મિક સબંધ નહીં કહેવાય આધ્યાત્મિક વિષયમાં મને નવી દૃષ્ટિ આપનાર પૂ નાથ થયા એટલે ગુરુપદે એ જ જેઠા

ત્યાર પછી શાળા અને આશ્રમની એકતા ઠરાવવામાં આવી અને મને એમાં જોડાવા નિમંત્રણ થયું મારી અને બાપુની વચ્ચે જીવનને અને તત્ત્વજ્ઞાનને નિહાળવામાં કંઈ જ્યાએ દૃષ્ટિભેદ છે તે હું સારી પેઠે સમજું છું આશ્રમ એ બાપુની સંસ્થા છે અને તેનો એ સ્પષ્ટ કે અસ્પષ્ટ પણ નિશ્ચિત આધ્યાત્મિક સંપ્રદાય (School of thought) છે એ સંપ્રદાયમાંથી એના વ્રતો નિયમો આદર્શો અને બંધારણ ઉદ્ભવ્યા છે એમાં જોડાઈ હું એને કેવી રીતે વફાદાર રહી શકું એ મારે માટે ગૂંચવણનો પ્રશ્ન રહેલો છે

મગનલાલભાઈ અને બીજાઓની વચ્ચેના ઝઘડાનો અંત લાવવા મારે વ્યવસ્થાપક બનવું એવી બે ચાર વાર જુદી જુદી દિશાએથી સૂચનાઓ થઈ હતી એ કાયને પહોંચી વળવા મારી શારીરિક અને આત્મિકની દૃષ્ટિએ અશક્તિ તો હતી જ પણ બાપુની આધ્યાત્મિક દૃષ્ટિને હું યશસ્વી કરી શકું એમ મને શકય જ લાગતું નહોતું એટલું જ નહીં પણ અધિકાર વિના કેવળ આશ્રમવાસી થઈ રહેવું એ પણ અશક્ય હતું મારી બીક તો દિવસે દિવસે એ પણ વધતી હતી કે આશ્રમના આશ્રય તળે રહીને હું બુદ્ધિભેદ વધારનારો તો નહીં થઈ પડું ? આ મારી દહેશત હજી ગઈ નથી

હવે અહીં શાળા આશ્રમ અને શાળાની વિચારસરણી એક જ છે અને એક હોઈ શકે આ એક વાત મને તમે વિદ્યાપીઠમાં કાઢ્યો

અને ત્રણ વર્ષ શિક્ષણના કામમાંથી દૂર થયો એટલે ભણાવવાના કાર્યમાંથી મારો રસ કેટલેક અંશે ઊડી ગયો એ બીજી વાત. શાળાના વિષયોમાંથી કોઈ પણ વિષયમાં મારું જ્ઞાન ઊંડું નથી, એ ત્રીજી વાત. 'કેળવણીના પાયા'માં મેં કરેલા વિચારોએ હું જે વિષયો પહેલાં 'ઈ' રશિક્ષણનો તે વિષયો પરથી મારો મોહ ઉતારી નાખ્યો એ ચોથી વાત. આથી શાળામાંયે સક્રિય ભાગ લેવાની મને હોંશ નથી રહી

"અન્ય રીતે તો શાળાનો જ હું ગણાઉં એમ કહેતો આવ્યો છું અને તેથી વિદ્યાર્થીઓમાંથી મારો રસ ઓસર્યો નથી

"આ બધી વસ્તુઓમાં આંતરિક પ્રેરણાએ ભળી મારો અહીં રહેવાનો નિશ્ચય વધારે દૃઢ બનાવ્યો એ સાચું છે પણ એને મુખ્ય કારણ નહીં કહી શકાય

'આજના રતનીભાઈભાઈના કાગળ ઉપરથી માલૂમ પડ્યું છે કે તમે બાપુને તાર કર્યો છે કે 'have decided to stay here' એ તાર તમારી ભાવનાની કોમળતાને અનુરૂપ છે તમને યાદ હશે કે થોડાં વર્ષ પર ( 'ના આરોગ્યમાં) બાપુ પોતાની વર્ષગાંઠને બીજે દિવસે એકાએક માંદા પડી ગયા હતા અને એમનું હૃદય બંધ પડી જશે કે શું એમ બધાને લાગ્યું હતું તે દિવસે બાપુએ બધાને વારાફરતી બોલાવી તમે આશ્રમમાં જ રહેશો એમ પ્રતિજ્ઞા કે એવું જ કાંઈ લેવડાવ્યું હતું તે વખતે સાંપ્રદાયિક સેવાની મારી અભિલાષા મોટી નહોતી પણ મને પણ બોલાવ્યો હતો. એ ક્ષણે મને કમોદીની લાગી એક બાજુએ બાપુ મરણપથારી પરથી ઇચ્છે છે કે આશ્રમને વળગી રહેજે બીજી બાજુએ હું એમ કરી શકીશ જ એમ ખાતરી લાગતી નહોતી મારે શું કરવું? બાપુ રાજી થાય એવો જવાબ આપી વખત સાચવી લેવો? એ ભાવનાની કોમળતાનો પ્રસંગ હતો પણ સદ્ભાગ્યે મને સદ્બુદ્ધિ સૂઝી. બાપુ પૂછે તે પહેલાં જ મેં કહ્યું, 'મારાથી બનશે ત્યાં સુધી સમય અહીં રહેવા પ્રયત્ન કરીશ' બાપુએ કહ્યું, 'હા તમારે માટે એટલું તો હું માનું જ છું' આવા નાજુક પ્રસંગ કસોટીના થાય છે એક બાજુથી અમે તે ભોગ આપીને આપણા પૂજ્ય કે પ્રિય જનને સંતોષવાની ઇચ્છા થાય છે, અને બીજી બાજુએ એ નાજુક પ્રસંગ ન હોત તો એવો નિશ્ચય કરી શકાત કે કેમ એનો વિચાર કરવાનું કર્તવ્ય પ્રાપ્ત થાય છે જો ઉતાવળે કોમળતાને વશ થઈએ તો પ્રતિજ્ઞાભંગનું જોખમ ભવિષ્યમાં આવવાને ઊભું રહે

કારણ જે ભાવનાની કોમળતાએ એ નિશ્ચય કરાવ્યો એ કાયમ ટકી રહે એ અસંભવિત છે. તે પ્રતિજ્ઞા પર દૃઢ ન રહીએ તો હમેશાં ચિત્તમાં અસમાધાની રહે.

"મારા આશ્રમમાં રહેવાથી કેટલાકને ઘણું આશ્વાસન મળશે એ ગ્રહીત કરી લઉં. પણ મારું સ્વતંત્ર રીતે અને કામ વિનાની વ્યક્તિ તરીકે આશ્રમમાં રહેવું, એ જ્ઞાન કે આ યાંત્રિક બાબતમાં એક વિશેષ અધિકારી તરીકેનો અપયશ (અપયશ એટલા માટે કે તેથી મને ફાયદા કરતાં નુકસાન જ વધારે થાય) છે. કોઈ પણ પ્રશ્ન ઉત્પન્ન થતાં એમાં પૂ. બાપુના અને મારા વિચારો એક છે કે જુદા એ જાણવાની બધાની કુતૂહલવૃત્તિને પોષણ મળે (કારણ કે માનસિક સહવાસ આપવા માટે તો હુ રહો જ હોઉં). તેથી આશ્રમમાં અનિષ્ટ બુદ્ધિભેદ નિર્માણ થવાની સદૈવ ધાસ્તી આ બધાથી જેમ કેટલાકને આશ્વાસન મળશે તેમ વખત જતાં કેટલાકનું આશ્વાસન જતી જશે એવી પણ ધાસ્તી છે હવે તમે મને કહો કે મારે આશ્રમમાં રહેવું એમાં જ શ્રેય છે એમ તમને લાગે છે ?

"હાલમાં તો હું આશ્રમમાં આવવાનો જ છું કારણ બધું ત્યાં જ પડ્યું છે. પણ મારી ઇચ્છા અમારી તબિયત અનુકૂળ થાય ત્યારે અને એને અનુકૂળ આવે એવે સ્થળે હળવું પણ કામ કરવાની છે, સહવાસ આપવાનો જ ધંધો કરવાની નથી. બાપુ અને કાકા જેવી બે પ્રચંડ વ્યક્તિઓ જ્યાં પ્રોત્સાહન ને પ્રેરણા આપવાને સદૈવ ઉપલબ્ધ છે ત્યાં હજી વધારાની આશા રાખનારાને કેટલા લોભી ગણવા જોઈએ ?'

ઉપરના કાગળમાં આશ્રમ પ્રત્યે તથા બાપુજી પ્રત્યે પોતાનું કેવું વલણ હતું તે કિશોરલાલભાઈએ કાંઈક વિસ્તારથી જણાવ્યું છે તેઓ આશ્રમના વ્રતધારી કેમ નહોતા થઈ શકતા એ પણ તેમણે જણાવ્યું છે જોકે મરતા લગી એમણે બાપુજીનું કામ અખંડ રીતે કર્યું જે એટલે એમને આશ્રમી ગણવા કે નહી, એ સવાલ મને બહુ મહત્ત્વનો લાગતો નથી કિશોરલાલભાઈ પોતે પોતાને આશ્રમી ગણાવવા તૈયાર નહોતા એનો અર્થ એટલો જ હતો કે પોતાનું વ્યક્તિત્વ તેઓ પૂરેપૂરું બાપુજીમાં સમાવી દઈ શકતા નહોતા બાપુજી પોતે આ વસ્તુ બરાબર સમજતા હતા તેમણે એક વાર કહેલું કે, "કિશોરલાલભાઈ મારા

સર્વ ધર્મ-સમભાવમાં માનુ છુ પણ બાપુજીની રીત એ મારી રીત નથી બધા ધર્મનુ થોડુ થોડુ ભેગુ કરીને બોલવું એ મને ઇષ્ટ નથી. તેથી આશ્રમની પ્રાર્થનામાં હાજર રહેવું મને કાણ લાગે છે. એપ્રિલ ૧૯૩૭ ના ગાંધીસેવાસંઘના વાર્ષિક અધિવેશનમાં ગાંધીસેવાસંઘના સભ્યો ધારાસભામાં જઈ શકે કે કેમ એની બહુ ઝીણવટભરી ચર્ચા થઈ હતી બાપુજી એમ મતના હતા કે ગાંધીસેવાસંઘનો કોઈ સભ્ય ધારાસભામાં જઈને પણ પૂર્ણ સ્વરાજનુ કામ કરી શકે તો આપણે તેને જરૂર મોકલીએ અને તેણે જવુ જ જોઈએ. કિશોરલાલભાઈનો વિચાર એ હતો કે ગાંધીસેવાસંઘ રચનાત્મક કામને વરેલો હોઈ ધારાસભામા જવાથી તેનામાં નિતાભેદ થવાનો સંભવ છે તેમણે બાપુજીને કહેલું, "આપની વાત હજી મારી સમજમાં પૂરેપૂરી આવતી નથી હુ તો એકનિષ્ઠતાનો એક જ અર્થ સમજી શકુ છુ તથા એક ઉપાસનામા માનનારો છુ ગણપતિ, દેવી, સૂર્ય, શિવ વગેરેવાળી પચાયતન પૂજાની સનાતનવૃત્તિ મારે ગળે ઉતરતી નથી" આવી આવી ઘણી બાબતમાં તેમના બાપુજી સાથે દૃષ્ટિભેદ રહેતા છતાં આશ્રમને તેમણે જેટલો શોભાવ્યો છે તેવો બહુ ઓછાએ શોભાવ્યો હશે, અને બાપુજીના ગયા પછી એમનો સંદેશો જેટલી વિશદ અને નીડર રીતે એમણે જેવો જગત આગળ મૂકયો છે એવો ભાગ્યે જ કોઈએ મૂક્યો છે

## ૧૭

# મઢી આશ્રમમાં, ત્યાંથી રેલસંકટ નિવારણના કામમાં

કોઈ ગામડામા જઈને બેસવાના વિચાર પ્રમાણે ૧૯૨૭ના જૂન મહિનામા બાલુભાઈની સમતિ મેળવી કિશોરલાલભાઈ અને ગોમતીબહેન મઢી આશ્રમમા જઈને રહ્યા ત્યા મકનજી ભાણાભાઈ નાયક ખાદીનુ કામ કરતા હતા કિશોરલાલભાઈ ત્યા બીજુ કાઈ કામ કરતા નહોતા પાસેના સ્યાદલા ગામમાથી કેટલાક કાર્યકર્તાઓ પ્રશ્નો લઈને કાઈ ને કાઈ પૂછવા આવતા તેઓને સનાહસૂચના આપવાનુ કામ કરવા ઉપરાત બીજી કશી પ્રવૃત્તિ તેમણે હાથ ધરી નહોતી પણ કાઇક કામ હાથ ધરવાના વિચારમા હતા એટલામા ઑગસ્ટ મહિનામા ગુજરાતના મોટા ભાગ ઉપર રેલસકટ ફરી વળ્યુ સરદાર વલ્લભભાઈએ ગુજરાતના તમામ કાર્યકર્તાઓને એ કામમા લાગી જવાની હાકલ કરી જોકે ભારે વરસાદને લીધે અને ગામો તારાજ થઈ ગયા હતા, ઘણા કુટુબોને ખોરાકપાણીની પણ ચિંતા હતી, મોટા ભાગની ખેતી ડૂબી ગઈ હતી, છતા સરદારની ઇચ્છા એવી હતી કે આપણે રાહતની એવી વ્યવસ્થા કરવી જોઈએ કે કોઈ માણસ અન્નને અભાવે ભૂખ્યુ ન મરે, તેમ એક ચાસ પણ જમીન બીને અભાવે ફરી વવાયા વિના ન રહે સરદારની આ હાકલને માન આપી કિશોરલાલભાઈ તથા ગોમતીબહેન મઢી આશ્રમ છોડી રેલસકટ નિવારણના કામ માટે નીકળી પડ્યા બારડોલીના કાર્યકર્તાઓ વડોદરા પહોચી ગયા હતા એટલે કિશોરલાલભાઈએ પણ વડોદરા પસદ કર્યુ ખુદ વડોદરા શહેરમા તથા આસપાસના ગામોમા ઘણી ખુવારી થઈ હતી કિશોરલાલભાઈ રાહત આપવા માટે એમની તબિયતને કારણે

ગામડામા ફરી શકે એમ તો નહોતુ પણ સ્થાનિક કાર્યકર્તાઓને આખુ કામ ગોઠવવામા અને બધો હિસાબ રાખવામા તેમણે બહુ મદદ કરી સરદાર વલ્લભભાઈની એવી ઇચ્છા હતી કે આખા ગુજરાતમા કામ એકસરખુ ગોઠવાય અને બધે એક ધોરણે મદદ આપવામા આવે. તે માટે દરેક મથકને તેઓ જોઈએ તેટલી મદદ આપવા તૈયાર હતા તે પ્રમાણે વડોદરા મથકને પણ તેમણે મદદ મોકલેલી પરતુ વડોદરાના મહારાજા અને દીવાન આ કામમા સારી મદદ કરવા તૈયાર હતા તે વડોદરા રાજ્ય પ્રજામડળના કાર્યકર્તાઓને ખોવી નહોતી એટલે તેમણે વડોદરા પ્રાતમા વડોદરા રાજ્ય પ્રજામડળ તરફથી આ કામ ઉપાડ્યુ, અને ડૉ સુમત મહેતા જેઓ રેલ વખતે અકસ્માત જ વડોદરા ગયેલા અને ત્યા ગપડાઈ ગયેલા તેઓ એ કામના મુખ્ય નિયામક બન્યા ગુજરાત પ્રાતિક સમિતિ તરફથી બધે કામ થાય એવો સરદારનો આગ્રહ વડોદરા પ્રાતમા ન જળવાયો તેથી તેમને થોડુ માઠુ પણ લાગ્યુ હશે કિશોરલાલભાઈની વૃત્તિ એવી હતી કે આવા સકટ વખતે કોના તરફથી કામ થાય છે એ વધારે મહત્ત્વનુ નથી, પણ સૌને જોઈતી રાહત મળે એ મહત્ત્વનુ છે સરદારને એ વિચારનો વિરોધ નહોતો પણ એમને એમ લાગતુ હતુ કે જો વડોદરાના મહારાજા વગેરે પોતાના રાજ્યના પ્રજામડળ તરફથી કામ થાય એવો આગ્રહ રાખતા હોય તો તેઓ પૂરી રાહત આપવા સમર્થ હોઈ, ગુજરાત પ્રાતિક સમિતિના નાણા ત્યા શા માટે ખર્ચાવા અથવા રોકાવા જોઈએ? સરદારની આ વૃત્તિ કિશોરલાલભાઈ પામી ગયા હતા અને તેથી કામ પૂરુ થવા આવ્યુ ત્યારે તેમની તબિયત નાદુરસ્ત હોવા છતા તમામ હિસાબો ચોખ્ખા થયા અને પ્રાતિક સમિતિના નાણાની બધી પતાવટ થઈ ત્યા સુધી તેઓ વડોદરા રોકાયા છેવટે ગુજરાત પ્રાતિક સમિતિએ વડોદરા પ્રાતમા રૂ ૫૭૭૫ રોકડ મદદ ખાતે માડી વાળ્યા ૧૯૨૮ના ફેબ્રુઆરી સુધી એટલે લગભગ ૭ મહિના એમણે વડોદરામા રહી રેલસકટ નિવારણનુ કામ કર્યું

તે દરમ્યાન તેમને માટે ત્યાં એક ધર્મસંકટનો પ્રસંગ બન્યો તે નોંધવા જેવો છે તેઓ તેમ જ કેટલાક બીજા કાર્યકર્તાઓ વડોદરા સ્ટેશન પાસેની એક ધર્મશાળામાં રહેતા ત્યાં એક રાત્રે ચોર આવ્યો તેણે કિશોરલાલભાઈની પેટી ઉપાડી પણ ખખડાટ થયો એટલે બધાં જાગી ગયાં અને ચોર પકડાઈ ગયો તરત તો એને પોલીસને હવાલે સોપ્યો પણ એને શિક્ષા કરાવવી કે કેમ એ નૈતિક પ્રશ્ન કિશોરલાલભાઈ સામે ઊભો થયો પોલીસે ચોરને પકડયો હતો એટલે એ તો એને શિક્ષા થાય તે માટે ઇન્તેજાર હોય જ હકીકત એવી બનેલી કે કિશોરલાલભાઈએ ચોરને પેટી ઉપાડતાં જોયેલો નહીં પણ ગોમતીબહેને જોયેલો એટલે તેમને પણ કોર્ટમાં જુબાની આપવા જવુ પડયું કિશોરલાલભાઈએ તે વખતે ધાર્યું કે જો ચોર જેવા માણસને અમુક વખત સુધી બંધનમાં રાખવાથી સમાજની રક્ષા થતી હોય અને તેને પણ સુધરવાની તક મળતી હોય તો એને બંધનમાં રાખવાની પ્રથાને — એમાં હિંસા જેવું થતુ હોય તોપણ — ટકાવવી અયોગ્ય નથી. એટલે કિશોરલાલભાઈએ અને ગોમતીબહેને જુબાની આપી પણ સાથે સાથે અરજી આપીને મૅજિસ્ટ્રેટને વિનંતી કરી કે આરોપી ઉપર રહેમ બતાવી એને ઓછામાં ઓછી સજા કરવી મૅજિસ્ટ્રેટે કિશોરલાલભાઈની એ અરજી અપ્રસ્તુત અને અનધિકૃત ગણી કાઢિ કરી પરંતુ પેલા તહોમતદારને અગાઉ ઘણી વાર શિક્ષા થયેલી હોવાથી એને વધુ શિક્ષા થાય એ હેતુથી સેશન્સ કમિટ કર્યો એટલે કિશોરલાલભાઈ તથા ગોમતીબહેન ઉપર સેશન્સ જજ આગળ સાક્ષી આપવાનો પાછો સમન્સ મળ્યો દરમ્યાન કિશોરલાલભાઈએ બાપુજીને કાગળ લખી તેમની સલાહ પૂછી બાપુનો જવાબ આવ્યો કે, "અહિંસાધર્મની દૃષ્ટિએ આપણે કોર્ટમાં જુબાની ન આપવી જોઈએ. સમાજમાં રહેતા છતા કેટલીક વસ્તુઓ એવી છે જે સમાજની જેમ આપણે ન કરી શકીએ. . . . (નહીં તો) સમાજ આગળ વધી ન શકે." આ ઉપરથી કિશોરલાલભાઈને પણ સ્પષ્ટ સમજાયુ કે આવા પ્રકારના

ગુનેગારો સાથે વર્તવાની સમાજની ચાલુ પદ્ધતિ સદોષ હોય તો તે પદ્ધતિને ચાલુ રાખવામાં આપણી કોઈ રીતે મદદ તો ન જ હોવી જોઈએ. સમાજ આજે કે બસો વર્ષે પણ આ વિષયમાં વિચાર કરનાર હશે તો આવા મદદ ન કરવાના પ્રસંગમાંથી જ તે એમ કરી શકશે. એમણે નિશ્ચય કર્યો કે સેશન્સ કોર્ટમાં હવે સાક્ષી ન આપવી. તે માટે એમણે સેશન્સ કોર્ટ આગળ રજૂ કરવાની કેફિયત પણ ઘડી કાઢી.

સેશન્સ જજ કિશોરલાલભાઈના એક મિત્રના ઓળખીતા હતા. એ મિત્રને ખબર પડી કે કિશોરલાલભાઈ અને ગોમતીબહેન સેશન્સ કોર્ટમાં સાક્ષી આપવાનાં નથી. સાક્ષી ન આપવા માટે તેમને સજા થાય એ પેલા મિત્રને ગમતું ન હતું. એટલે તેમણે જજને તેમ જ સરકારી વકીલને કહી રાખેલું કે તમારે કોઈ પણ રીતે કિશોરલાલભાઈ અને ગોમતીબહેનને સાચવી લેવાં. કિશોરલાલભાઈને આ વાતની ખબર પડેલી નહીં. સેશન્સ કોર્ટ આગળ બન્નેએ કહ્યું કે અમે જુબાની આપવા ઇચ્છતાં નથી. જજે કહ્યું કે, 'એ તો ઠીક, પણ તમને સોગંદ લેવામાં અને નામઠામ લખાવવામાં શો વાંધો છે?' બન્નેએ પ્રતિજ્ઞા લીધી અને નામઠામ લખાવ્યાં. પછી જ્યારે સરકારી વકીલે પૂછ્યું કે, 'તમે નીચલી કોર્ટમાં જે જુબાની આપી છે તે આ જ ને?' ત્યારે કિશોરલાલભાઈએ જવાબ આપવા ના પાડી. સરકારી વકીલે કહ્યું, 'તમે ભલે અહીં જુબાની ન આપો, પણ નીચલી કોર્ટમાં આપેલી જુબાની તે આ જ છે એમ કહેવામાં તમને શો વાંધો છે?' જજે ધમકાવવાનો ડોળ કરીને કહ્યું કે, 'તમે ઇનસાફના કામમાં મદદ કરવા નથી માગતા?' પણ કિશોરલાલભાઈ જવાબ ન આપવામાં મક્કમ રહ્યા એટલે બીજા એક વકીલે જજને વિનંતી કરી કે સાક્ષીએ એમ તો કહ્યું જ નથી કે આ જુબાની પોતાની નથી અને તેણે સોગંદ તો લીધા છે એટલે નીચલી કોર્ટની જુબાની રેકર્ડ ઉપર આપ લઈ શકો છો. જજની વૃત્તિ એમને સજા કરવાની નહોતી એટલે નીચલી કોર્ટમાંની તેમની અને ગોમતીબહેનની જુબાનીઓ રેકર્ડ ઉપર લઈ તે ઉપરથી પેલા ચોરને સજા કરી. સાંજે

જ્યમમા બધા વકીલો અને જજ પણ હસ્યા હશે કે સત્યાગ્રહી ભાઈ કેવા બની ગયા!

આ આખા પ્રસંગને વર્ણને કિશોરલાલભાઈએ 'હોલાહોલીનો સત્યાગ્રહ' એ નામનું એક નાનું પ્રહસન લખ્યુ છે અને તેમા છેવટે જણાવ્યુ છે કે સત્યાગ્રહી થવું, લુચ્ચાઈ, અસત્ય ન આચરવા એ ઠીક છે પણ કોઈ આપણા ભોળપણનો પુરો લાભ લીધો અને એની તરકીબ આપણે સમજી ન શકયા એ કાંઈ બરાબર ન થયુ નર્યું ભોળપણ દુનિયામાં ચાલે નહી.

## ૧૮
## વડીલ બંધુઓ

કિશોરલાલભાઈને વડોદરામા જ ઉધરસ અને તાવ લાગુ પડયા હતા એટલે ત્યાના કામમાથી ફારગ થતા જ ૧૯૨૮ના ફેબ્રુઆરીમા તેઓ ઉપચારાર્થે મુબઈ ગયા ત્યા તેમને ન્યૂમોનિયાનો હુમલો થયો ત્યાર બાદ સાન્તાક્રુઝવાળા શ્રી ગૌરીશંકર દવેના નૈસર્ગિક ઉપચારો શરૂ કર્યા મદદાઈ લાગ્યો આવ્યો એટલે બે એક મહિના સાન્તાક્રુઝમા ગાળીને તેઓ પાછા મુબઈ ગયા એમની તબિયત અતિશય નરમ થઈ ગઈ હતી અને તેઓ પાછા ઊઠી શકશે કે કેમ એ વિષે એમને પોતાને અને આસપાસના બીજાઓને શકા પેદા થઈ હતી ડૉ દલાલ જેના ઉપચાર તેઓ ઘણી વાર કરતા, તેઓ પણ કાંઈક નિરાશ થયા હતા આવી સ્થિતિમા કિશોરલાલભાઈએ પોતાના બધા પૂરા તથા અધૂરા લખાણો તેનો યોગ્ય લાગે તે ઉપયોગ કરવા મને મોકલી આપ્યા

કિશોરલાલભાઈ એક નોધમા લખે છે કે,

"બાલુભાઈએ તે દિવસોમા જે ચિન્તા અને કષ્ટ ઉઠાવ્યા તેનુ શબ્દચિત્ર આપવુ શકય નથી હુ સાન્તાક્રુઝ રહેતો ત્યારે તેઓ રોજ રાત્રે સાન્તાક્રુઝ આવતા એમના આખા દિવસના શ્રમના

ચિહ્નો એમના શરીર ઉપર જોઈ એમનો સાન્તાક્રુઝનો ફેરો મને શરમ ઉપજાવતો. કાંઈક તેથી જ હું મુંબઈ ગયો. તે વખતે બારડોલીનો સત્યાગ્રહ ચાલતો હતો. તેને અંગે ફાળો ઉઘરાવવાના કામનો બોજો પણ બાલુભાઈ ઉપર આવી પડયો. એક દિવસ બાલુભાઈ ઘાટકોપર, અંધેરી વગેરે ઠેકાણે ફાળો ઉઘરાવવા ખૂબ ભટક્યા. તે જ દિવસે એમને રોગ દવાનો મેળાપ થઈ ગયો. તેમણે મારી તબિયત વિષે નિરાશાના ઉદ્‌ગાર કાઢ્યા. મને હવાફેર માટે આકોલા લઈ જવો એવી ચર્ચા ઘરમાં ઉપડી. બાલુભાઈના મગજ ઉપર આ બધી બાબતોનો પુષ્કળ બોજો જણાતો હતો. રાત્રે મારી પાસે આવીને બેઠા હતા અને ખિન્ન દેખાતા હતા. પણ વાતો કરતા કરતા હું તો ઊંઘી ગયો. બાલુભાઈ પણ મારી પાસેથી ઊઠી સૂવા માટે ગયા. મારી આંખ મળ્યાને થોડો સમય થયો હશે એટલામાં ગરબડ થવાથી હું જાગી ગયો. બાલુભાઈ ધીમો પાડતા હતા અને માથામાં સખત દુખાવાની ફરિયાદ કરતા હતા. એમનાથી આંખો ઉઘાડી નહોતી અને બેસી પણ શકતા નહોતા. એક બે ઊલટી પણ થઈ. લૂ લાગી હોવી જોઈએ એમ મેં અનુમાન કર્યું. નીચેથી ડૉક્ટરને બોલાવ્યા અને તાત્કાલિક ઉપચારો કર્યા. પણ બાલુભાઈની રાત બહુ બેચેનીમાં ગઈ. બીજે દિવસે ડૉ. દલાલ તપાસવા આવ્યા. કાંઈ ચોક્કસ નિદાન ન થયું. મારા ચાલુ મંદવાડ છતાંયે બાલુભાઈ એકંદરતમાં મારાથી વધારે અશક્ત થઈ ગયા. ઉપરથી બાલુભાઈએ તથા મારે હવાફેર માટે આકોલા જવું એમ નિશ્ચય થયો. આકોલામાં ત્યાંના ડૉક્ટરના ઉપચારથી ધીમે ધીમે બાલુભાઈની તબિયત સુધરી. મેં ત્યાં નવસ્થાનાની ટીકડીઓ લેવા માંડી એ પ્રયોગ મને અનુકૂળ આવ્યો. ત્રીજે જ દિવસે મારો લાંબા વખતનો તાવ ઊતરી ગયો. ઉધરસ અને દમ પણ મટયા. વજનમાં હું ૩૮ ઓગણ રતલ સુધી ઊતરી ગયો હતો તે ઝપાટાબંધ વજન મેળવવા લાગ્યો. બન્ને ભાઈઓ ધીમે ધીમે હરતાફરતા થયા અને બાલુભાઈ તો રેઇડ્ઝ માઈલ ચાલતા પણ થઈ શક્યા. એમનું વજન પણ પહેલાં જેટલું થયું. હવે બાલુભાઈ પાછા મુંબઈ જવા ઉત્સુક થયા. સૌને લાગ્યું કે હવે એમને નિશ્ચિંત જવા દઈ શકાય. પ્રથમ શ્રાવણ વદ આઠમ કે નોમને દિવસે તેઓ મુંબઈ ગયા. પણ જાણે પોતાના બાળકોને મળી લેવા જ દૂર ગયા હોય એમ થયું. એનાઆગલે દિવસે સવારે મંદિરે જઈ આવ્યા. તબિયત સુધરેલી જોઈ સગાવહાલા મિત્રો સૌને આનંદ થયો. તે દિવસે

ઘણા મિત્રો મળી ગયા. સાંજે છ સાત વાગ્યા સુધી બાનીદારો, નાકુનો વગેરે સાથે વાતોચીતો કરી. પછી ફૂલનો હિંડોળો બાંધી સાગરજીને બુલાવ્યા પછી એકદમ માથું દુખે છે કહી ચીસ નાખી બાલુભાઈ પડી ગયા. એમને પથારીમાં લીધા. ડૉક્ટરોને બોલાવ્યા. પણ ડૉક્ટરો આવી પહોંચે તે પહેલાં તેઓ બેશુદ્ધ થઈ ગયા હતા. એમનું ડાબું શરીર ખોટું પડી ગયેલું જણાયું. રાત્રે અગિયાર વાગ્યે એમની યાતનાઓ પૂરી થઈ. અમને આકોલા તાર કર્યો.

"આ પ્રમાણે બાલુભાઈના કાંઈક અવ્યવસ્થિત છતાં સતત પરિશ્રમી, વાસનાયુક્ત છતાં ધાર્મિક, ભક્તિપૂર્ણ અને શ્રદ્ધાળુ, ઉતાવળા અને આકળા છતાં પ્રેમથી ઊભરાતા, ધનપ્રેમી છતાં ઉદાર, કરમ્સદિયા છતાં ગજવું ઠાલવી નાખનારા, વર્ણાભિમાની અને જ્ઞાતિઅભિમાની છતાં સમન્વયિયુક્ત, એવા સાદા, દયાળુ અને પરોપકારી જીવનનો અંત આવ્યો.

"બાલુભાઈ જબરા વાચક હતા. પુસ્તકોના ભારે શોખીન. જે પુસ્તક સારું લાગે તે ખરીદી લાવે. અમને સૌને આવી થોડીઘણી ટેવ હોવાથી અમારે ત્યાં બે ત્રણ કબાટો તો હમેશાં પુસ્તકોએ જ રોક્યા હોય. એ કબાટોને વારંવાર રેચ આપી ખાલી કરવાં પડે. પણ થોડા વખતમાં પાછા ભરાઈ જાય. આ કુળધર્મ અત્યાર સુધી એવો ને એવો જ જ્યાં રહેતો હોઉં ત્યાં પળાય છે. સેંકડો રૂપિયાનાં પુસ્તકો અમે વસાવ્યાં હશે. કેટલીયે વાર તે જુદી જુદી સંસ્થાઓને આપી દીધાં. કેટલાંયે પુસ્તકો જરીપુરાણાનાં કાઢી નાખ્યાં. પણ અમારાં કબાટ કદી ખાલી પડતાં જ નથી. એમાં હમેશાં નવીનતા જ હોય છે એ અમારી વિશેષતા છે. ભાઈએ (પિતાશ્રીએ) વસાવેલાં પુસ્તકો બાલુભાઈ કે અમે વાંચી કાઢીએ પછી જ નવાં આવે એમ ન સમજવું. તે જ પ્રમાણે બાલુભાઈનો, નાનાભાઈનો કે મારો સંગ્રહ નીલકંઠને ઉપયોગી થાય જ એમ ન સમજવું. દરેકનો સ્વતંત્ર સંગ્રહ હોય.

"અન્યત્ર મેં જણાવ્યું છે તેમ બાપુજી સાથે અમારો સંબંધ બાલુભાઈએ ચરમાદાનથી શરૂ કર્યો. તે બંધુદાન (કિશોરલાલભાઈ આશ્રમમાં જોડાયા તેથી) અને કન્યાદાન (નાનાભાઈની દીકરી સુશીલાબહેનના લગ્ન બાપુજીના બીજા દીકરા મણિલાલભાઈ સાથે થયાં છે) અને પુત્રદાન (બાલુભાઈના બીજા દીકરા સુરેન્દ્રના લગ્ન બાપુજીની પૌત્રી બહેન મનુ સાથે થયેલાં છે) સુધી પહોંચ્યો.

"બાલુભાઈએ મારો આશ્રમનો ખર્ચ વચ્ચે એકાદ વર્ષના અપવાદ સિવાય જીવ્યા ત્યાં સુધી ઉપાડ્યો. એક વર્ષ મેં જ આગ્રહપૂર્વક આશ્રમમાંથી ખર્ચ લીધેલો."

કિશોરલાલભાઈએ આશ્રમમાંથી ખર્ચ લેવા માંડ્યું એ બાલુભાઈને બિલકુલ પસંદ નહોતું. તેની ફરિયાદ તેમણે નાથજીને કરેલી. એ કિસ્સાનું વર્ણન નાથજી સુંદર રીતે કરે છે:

"એક દિવસે હું વસઈ હતો ત્યારે સવારે એક અપરિચિત ગૃહસ્થ મને મળવા આવ્યા. ખાદીના પોશાકમાં અને સાદાઈના સંપૂર્ણ નમૂના જેવા તેમને જોઈ મેં પૂછ્યું: 'આપ કોણ છો અને ક્યાંથી આવ્યા?' તેમણે જવાબ આપ્યો, 'મારું નામ બાલુભાઈ. હું કિશોરલાલનો મોટો ભાઈ છું. મુંબઈમાં વેપાર કરું છું. અમે ત્રણ ભાઈઓ છીએ. કિશોરલાલ તમારી વાત માને છે એટલે તમને કાંઈક કહેવા આવ્યો છું.' 'કહો', એમ મેં તેમને કહ્યું, એટલે તેઓ બોલ્યા. 'મારા વેપારમાંથી થયેલા નફાના હિસાબ પર હું ત્રણ ભાગ પાડું છું. તે પૈકી એક ભાગ કિશોરલાલનો હોવા છતાં એ પૈસા તે લેતો નથી અને આશ્રમમાંથી પૈસા લે છે. મને એ સારું લાગતું નથી. ઘરના પૈસા હોવા છતાં, એને સાર્વજનિક પૈસા લેવાની શી જરૂર? હું દર સાલ જે ભાગ પાડું છું તે શિલક રહે છે. માટે તમે એને કહો કે ખર્ચ માટે ઘેરથી પૈસા લે.' તેમણે મને એ પણ પૂછ્યું કે, 'મારું કહેવું તમને વાજબી લાગે છે ને?' મેં કહ્યું કે, 'તમારી વાત તદ્દન વાજબી છે. કિશોરલાલભાઈને મળીશ ત્યારે તમારો સંદેશો એમને કહીશ.' વાત પૂરી થતાં જ તેઓ મુંબઈ જવા ઊપડી ગયા.

"થોડા દિવસ પછી હું આશ્રમમાં ગયો ત્યારે કિશોરલાલભાઈને તેમના મોટા ભાઈનો સંદેશો કહ્યો. તેમણે મને સમજાવ્યું કે, 'અમારા પિતાશ્રી ગુજરી ગયા ત્યારે અમારે માથે ભારે દેવું હતું. બાલુભાઈએ અનેક પ્રકારનો શારીરિક અને માનસિક ત્રાસ વેઠી પોતાનો ધંધો ચલાવ્યો. અત્યારે બિલકુલ કરજ રહ્યું નથી એ વાત ખરી. એમની પાસે કાંઈક રકમ જમા થઈ હશે. પણ પિતાશ્રીના વખતનું કરજ ફેડવામાં મેં કશો હિસ્સો આપ્યો નથી એટલે બાલુભાઈએ પોતાની જાતમહેનતથી એકઠી કરેલી મૂડીમાંથી પૈસા લેવાનું મને ન્યાય્ય લાગતું નથી. સાર્વજનિક કામ કરું

છુ અને તેમાથી મારા ખર્ચ જેટલુ લઉ તેમા મને કશું અયોગ્ય લાગતુ નથી ભાઈ મહેનત કરે, ચિન્તા વેઠે અને એમાથી મળેલા પૈસામા મારો પણ ભાગ ગણે એ એમની ભલમનસાઈ છે પરતુ મને એ પૈસા લેવાનુ યોગ્ય લાગતુ નથી ’ મે એમને જવાબ આપ્યો, ‘ તમારુ કહેવુ વાજબી છે ’

“ મુબઈ આવ્યા પછી મારે બાલુભાઈને મળવાનુ થયુ કિશોરલાલ ભાઈએ કહેલી હકીકત મે તેમને કહી તેમણે જવાબ આપ્યો ‘પિતાશ્રીની પેઢી તેમના ગુજરી ગયા પછી હુ ચલાવુ છુ ઈશ્વરકૃપાથી કશુ કરજ હવે રહ્યુ નથી અને જે પૈસા બચે છે તેમા બધા ભાઈઓનો ભાગ છે કિશોરલાલને એનો ભાગ આપુ એમા વળી મારી ભલમનસાઈ કેવી? પોતાનો ભાગ પોતે લે એ જ ન્યાય છે પિતાશ્રીની દુકાન મારે બદલે કોઈ ગુમાસ્તો ચલાવતો હોત અને આજની માફક તેમા નફો થતો હોત તો એ બધો નફો કઈ ગુમાસ્તાનો કહેવાત? ગુમાસ્તાને આપણે નફો આપી દેતા નથી તો પછી પિતાશ્રીની પેઢી હુ ચલાવુ તેથી કાઈ એ નફો મારા એકલાનો કહેવાય?’ મે જવાબ આપ્યો કે ‘ તમારી વાત વાજબી છે ’

“ ફરી આશ્રમમા ગયો ત્યારે મે કિશોરલાલભાઈ સાથે વાત કરી કે તમે બે ભાઈઓ વચ્ચેના ઝઘડાનો ન્યાય કરવો કઠણ છે હું ન્યાય કરી શકતો નથી તમે બે ભાઈઓ વચ્ચેના આ પ્રકાર જોઈ મને યુધિષ્ઠિરના વખતનો આવો જ એક કિસ્સો યાદ આવે છે એક માણસે પોતાનુ ખેતર બીજાને વેચ્યુ અથવા તો દાનમા આપ્યુ પેલા લેનાર માણસને એમાથી ધન મળ્યુ એ તો એ લઈને ખેતરના મૂળ માલિક પાસે જઈને બોલ્યો ‘ આ તમારુ ધન તમે લો ’ પેલા માલિકે કહ્યુ ‘ મે તો તને ખેતર આપ્યુ ત્યારે એમાથી જે કાઈ નીકળે તે તને આપી દીધું હતુ હવે આ ધન મારુ ન કહેવાય એ તારુ જ છે ’ આમ બેમાથી એકે પેલુ ધન લેવા તૈયાર ન થયો ઊલટે બન્ને એનો ન્યાય કરાવવા યુધિષ્ઠિર પાસે ગયા તમે બે ભાઈઓ વચ્ચેનો ઝઘડો આ પ્રકારનો જ છે તમારી બેની વચ્ચે અપ્રતિમ બધુપ્રેમ તેમ જ ન્યાયનિષ્ઠા છે એટલે તમારા બેમાથી કોઈએ બીજાને દુખી કરવા જોઈએ નહી મને લાગે છે કે બાલુભાઈની વાત તમારે માનવી જોઈએ ’ કિશોરલાલભાઈએ જવાબ આપ્યો કે, ‘ એ પૈસા લેવા ન્યાય્ય છે એમ તો મને

લાગતુ નથી પરંતુ બાલુભાઈને દુખ ન લગાડવા ખાતર હુ એમની પાસેથી ખર્ચ લઈશ '

"બાલુભાઈને ફરી મળવાનુ થયુ ત્યારે મે બધી હકીકત તેમને કહી તેમણે કહ્યુ 'કિશોરલાલને ન્યાય્ય ન લાગતુ હોય છતા મારા પ્રત્યેના પ્રેમને ખાતર તેમણે મારી પાસેથી ખર્ચ લેવુ એ બરોબર નથી તેને જે વસ્તુ અન્યાયી લાગતી હોય તે તેણે ન કરવી જોઈએ પણ હુ તો કહુ છુ કે તે મારી પાસેથી ખર્ચ લે એ જ ખરો ન્યાય છે' આ સાભળી મે તો એમને હાથ જોડયા અને વીનવ્યા, આ પ્રકરણ હવે અહી જ પૂરુ કરો આ બાબતમા ધર્મ અધર્મની સૂક્ષ્મ ચર્ચામા તમારા બેમાથી કોઈએ પડવાની જરૂર નથી આ જાતના ટટાનો નિકાલ કરવાનો પ્રસગ આજના જમાનામા ભાગ્યે જ પ્રાપ્ત થાય છે તમે એ કામ મને સોપ્યુ પરંતુ તમારા બેનો પ્રેમ તથા ન્યાયપરાયણતા જોઈ હુ કશો ચુકાદો આપી શકતો નથી આમ એ ખટલામાથી હુ મુક્ત થયો

'આવા તો અનેક પ્રસગોમા મશરૂવાળા કુટુબનો પરસ્પર પ્રેમ તથા નીતિપરાયણતા મને જોવા મળ્યા છે અને તેથી જ એ કુટુબના નાનામોટા સહુની સાથે મારો વધારે ને વધારે ગાઢ સબધ બધાયો છે બાલુભાઈ, નાનાભાઈ તથા કિશોરલાલભાઈ એમનો પરસ્પર પ્રેમ વિશ્વાસ તથા એકબીજા પ્રત્યેનો આદર જોઈ મારા દિલમાથી એ જ ઉદ્ગાર નીકળ્યા છે કે ધન્ય છે તેમનો પ્રેમ અને ધન્ય છે તેમનુ બધુત્વ

તેમના બીજા મોટાભાઈ શ્રી નાનાભાઈનો કેટલોક પરિચય ટૂકમા અહી જ આપી દઈશુ

મગનભાઈ નાનપણથી જ તેમને દમની બીમારી લાગુ પડેલી એટલે તેઓ ઝાઝો વિદ્યાભ્યાસ કરી શકેલા નહી પરંતુ કિશોરલાલભાઈએ એક સ્થળે કહ્યુ છે કે ઉદારતામા તેમ જ બુદ્ધિમત્તામા અમે ત્રણ ભાઈઓમા તેઓ સૌથી ચડી જતા જેમ તેમણે વિદ્યાભ્યાસ બરાબર ન કર્યો તે જ પ્રમાણે કોઈ એક ધધો પણ બરાબર ન કર્યો શરૂઆતમા નારણદાસ રાજારામની પેઢીમા તેમણે નોકરી કરેલી પણ તેમની સ્વતંત્રતાની લાગણી એટલી બધી તીવ્ર હતી કે તેમણે થોડા જ વખતમા એ નોકરી છોડી દીધી પછી થોડો વખત મુબઈમા ફોટોગ્રાફીનો ધધો

કર્યો પણ તેમા પોતાના અહોળા મિત્ર વર્ગને મફત ટોટા પાડી આપવા ઉપરાત બીજી તરાફી તેમને બહુ ઓછી મળી હશે એવામા આકોલામા ઘર બંધાવવાનો વિચાર થયો તેનો નકશો, ખર્ચનો અદાજ વગેરે પોતે જ તૈયાર કર્યા અને પોતાની જ દેખરેખ નીચે મકાન બધાવ્યુ આકોલાના એ બગલાનો ઘાટ કમળ આકારનો બહુ સુદર છે આ બગલાની પાસે જ એક ટેન બધાવી તે સાર્વજનિક ઉપયોગ માટે આપ્યો સાધકામના આ અનુભવને જોર કેરેલ્ર વખત તેમણે આકોલામા બિલ્ડિંગ કોન્ટ્રેક્ટરનુ કામ કર્યું તેમા તેઓ મહેનત બ કરતા મિત્રા તથા ઘરાકોને ન શા વગેરે કરી આપતા પણ તેની ફી લેવાનુ તેમને ઓછુ યાદ આવતુ એટલે એ કામ પણ તેમને છોડી દેવુ પડ્યુ પછી આકોલામા જનરલ સ્ટોરની દુકાન કરી તેમા પણ ઉધાર માલ આપવાથી ઉઘરાણી બહુ વધી ગઈ અને ઘરની દુકાન એટલે ઘરમા પણ વધારેપડતી વસ્તુઓ વપરાવા લાગી પરિણામે એ દુકાન પણ બધ કરવી પડી આમ નાનાભાઈ કોઈ ધધામા સ્થિર થઈ શ ચા નહી તેમણે કોઈ પણ પ્રવૃત્તિ સફળતાપૂર્વક ચલાવી કાળજી રાખી હોય તો એ સમાજસેવાની પ્રવૃત્તિ હતી પિતાશ્રી પણ આકોલાના જાહેર જીવનમા રસ લેતા અને તેથી તેમની કીર્તિ સારી બધાઈ હતી એ કીર્તિમા નાનાભાઈએ પોતાની સમાજસેવાની વૃત્તિથી ઘણો વધારો કર્યો આમોલાની ઘણી સસ્થાઓના તેઓ સેક્રેટરી તથા ટ્રેઝરર પણ હતા જોકે પોતાના ખાનગી પૈસાનો હિસાબ રાખવાની તેમને બહુ ટેવ નહોતી પણ ટ્રેઝરર તરીકે કોઈ પણ સસ્થાની પાઈએ પાઈનો હિસાબ ન અપાયો હોય એવુ બન્યુ નથી ખર્ચનો મેળ ન બેસે ત્યાર ઘણી વાર ગાઠના પૈસા જોડીને તેમણે હિસાબ બરાબર મેળવી દીધો હોય

આ ઉપરાત નાનાભાઈમા પ્રેમ અને વાત્સલ્ય છલકાઈ જતા હતા બાપુભાઈના પ્રમાણમા તેમના પરિચયમા હુ ઓછો આવ્યો છુ પરતુ દીનદુખીને માટે તેમ જ નાનામા નાના માણસને માટે તેમની આખમા પ્રેમ નીતરતો મે જોયો છે

૧૯૫૫ના જુલાઈમાં વિજ્યાભાભી (નાનાભાઈનાં પત્ની) ગુજરી ગયાં ત્યારે કિશોરલાલભાઈએ એક નોંધ લખી છે તેમાં નાનાભાઈના લોકોપયોગી અને યશસ્વી ગૃહસ્થાશ્રમનું બહુ સુંદર ચિત્ર મળે છે એટલે તે આખી નોંધ જ નીચે ઉતારી છે

'શ્રી વિજયાલક્ષ્મી મશરૂવાળા મારા ભાભી ન હોત, તો એમના અવસાનની નોંધ 'હરિજનબંધુ'માં લેતાં મને સંકોચ ન થાત લગભગ પચાસ વર્ષ સુધી આકોલામાં તેમણે અમારા ઘરને લગભગ સાર્વજનિક સંસ્થા જેવું કરી નાખવામાં પ્રમુખપણે ભાગ ભજવ્યો, એક પુત્ર અને બે પુત્રીઓને સાર્વજનિક જીવનમાં સમર્પિત કર્યાનો યશ લીધો, અને પોતાના આતિથ્ય અને સહૃદયતાને લીધે આકોલામાં સાર્વજનિક 'બા' કહેવડાવવાની કીર્તિ પ્રાપ્ત કરી, તે એટલે સુધી કે ઘણાને તો 'બા' સિવાય એમનું નામ શું તેની પણ ખબર નહીં હોય એમની નોંધ લેતાં ખરું પૂછતાં સંકોચ ન લાગવો જોઈએ

'મારાં માતાપિતા આકોલામાં આવી વસ્યાં ત્યારથી અમારું આકોલાનું ઘર એક પ્રકારનું વિશેષ પ્રકારના સજ્જનોનું અતિથિગૃહ જેવું જ રહ્યું છે માતાપિતાની શ્રદ્ધા સ્વામીનારાયણ સંપ્રદાયમાં હતી તેથી તેના આચાર્ય, સાધુસંત હરિજન વગેરેનું એ અતિથિગૃહ હતું ઘરને એમણે એક પ્રકારનું હરિમંદિર બનાવી દીધું હતું આર્થિક અને સાર્વજનિક વ્યવહારોમાં પણ એમની પ્રામાણિકતા શુદ્ધિ અને ન્યાય બુદ્ધિને લીધે આકોલામાં એમણે ઘણો યશ મેળવ્યો હતો પણ ત્યાર પછી મારા વડીલ બંધુ નાનાભાઈએ તેમાં પોતાના જીવનથી એટલી વૃદ્ધિ કરી કે પિતાશ્રીનું નામ ભુલાઈ ગયું અને આકોલામાં નાનાભાઈનું નામ જ જાણીતું થઈ ગયું તેમનો સંબંધ કોંગ્રેસ અને સર્વ પ્રકારની રાષ્ટ્રીય પ્રવૃત્તિઓ અને રચનાત્મક કામો સાથે હોવાથી, અતિથિઓનો પ્રકાર બદલાયો પણ પરંપરા તે જ રહી સ્વામીનારાયણ મંદિરના આચાર્ય અને સાધુસંતો ઉપરાંત પૂ૦ બાપુજી, શ્રી વિઠ્ઠલભાઈ પટેલ સરદાર વલ્લભભાઈ, પંડિત મોતીલાલ નેહરુ ડૉ અનસારી શ્રી રાજગોપાલાચાર્ય વગેરે અનેક કોંગ્રેસના નેતાઓ નાનામોટા કાર્યકર્તાઓ વગેરેની પરોણાગત કરવાનો તેમણે યશ લીધો ઘરની પડોશમાં જ પિતાશ્રીની ઇચ્છા મુજબ એક 'સ્વામીનારાયણ ધર્મભવન' નામે હૉલ બાંધ્યો હતો તે નાના નાના ખાદી પ્રદર્શનો, નાની નાની સભાઓ રાષ્ટ્રીય

...ાર્યકર્તાઓની સભાઓ, અને ઉતારાની બેઠકો માટે વર્ષો સુધી ઉપયોગમા આવ્યો આગળ પર નેતાઓ કરતાયે તેમનુ ઘર નાના નાના કાર્યકર્તાઓ, જેમનો કોઈ ભાવ પૂછે એમ ન હોય, અને ધર્મશાળા કે વીશીમા જ ઊતરવુ પડે એમ હોય તે બધાને તો એ નિશ્ચિત ઊતરવાનુ સ્થાન બન્યુ મારા વડીલ બધુના સમયમા કોંગ્રેસ સસ્થા માતબર સસ્થા નહોતી વળી લોકોમા ડર હતો અનેક શ્રીમત વેપારીઓ અને વકીલો હતા પણ કોંગ્રેસના નેતાને ઉતારતા બધા ડરતા પછી કોંગ્રેસ સસ્થા પગભર અને માતબર થયા બાદ મોટા નેતાઓની વ્યવસ્થા તો થઈ, પણ રચનાત્મક કાર્યકર્તાઓ તથા ગામડાના તરુણ કાર્યકર્તાઓને કોઈ નિશ્ચિત સ્થાન નહોતુ તે સ ધિકાળમા મારા વડીલબધુ ગુજરી ગયા અને મારા મોટા ભત્રીજા શ્રી શાતિલાલે (બચુભાઈએ) તેમનુ સ્થાન લીધુ એણે પોતાના ટૂકા જીવનકાળમા મારા કરતાયે વધારે અશક્ત શરીરે જે ભાગ ભજવ્યો અને ૧૯૪૨ની ચળવળમા ઘરમાથી હા ચાલ્યા વિના ગામડાઓમા પણ જે આંદોલન ચલાવ્યુ, તેથી તેની મરણાસન્ન દશામાંયે સરકારે તેને સવા દોઢ વર્ષ કેદ રાખ્યો એણે મારા વડીલબધુનુ નામ ભુલાવ્યુ અને આજ્યાલમા બચુભાઈનુ જ ઓળખાણ ચાલતુ થયુ

આ સર્વે કામોમા, કુટુબમા સ્નેહીઓમા લગભગ શ્રી વિજયાલક્ષ્મી એકલા જ વહુઓની મદદ હાલ છેવટના વર્ષોમા જ મળી લગભગ ૧૩ વર્ષની ઉમરે તે ઘરમા દાખલ થયા ૬૫ વર્ષની ઉમરે તા ૮-૭-'૫૨ને રોજ અવસાન પામ્યા શરૂઆતના ૪-૫ વર્ષ છોડી દઈએ તો બાકીના આખા ઘરની વ્યવસ્થાની જવાબદારી તેમણે ઉપાડી ભાઈ શાતિલાલના મરણ પછી પણ તે ચાલુ રાખી પરિણામે તેમણે સ્વતત્ર રીતે પગ મારા પિતાશ્રી, બધુ અને ભત્રીજાના જેટલો જ યશ લીધો

એમની મોટી દીકરી સુશીલા પોતાના પતિ ગાધીજીના બીજા પુત્ર શ્રી મણિલાલ ગાધીને દક્ષિણ આફ્રિકામા સાથ આપે છે બીજી દીકરી તારા નાગપુર-વિદર્ભ પ્રાન્તમા કસ્તૂરબા ટ્રસ્ટનુ સચાલન કરે છે બે દીકરીઓ પોતપોતાની રીતે કુટુબ સભાળવા ઉપરાત સાર્વજનિક કામોમા રસ લે છે આવા કુટુબોનો વ્યવહાર તો ભગવાન જ ચલાવતો હોય છે તે આ રીતે નખતે બન્ને પક્ષે સેવા કરનાર મિત્રોને મોકલી આપે છે તેમની મદદથી કુટુબ યશ ખાટી જાય છે આવા કામ પૈસાને જ બળે કરવાના હોય તો લક્ષાધિપતિને પાલવે"

## ૧૯

# '૩૦–૩૨ની સત્યાગ્રહની લડતમાં

સને ૧૯૨૮મા ભારે મન્દવાડમાથી ઊઠ્યા પછી શુ કરવુ એનો વિચાર કરતા તેમને લાગ્યુ કે વિનેપારલેની રાષ્ટ્રીય શાળામા કામ કરવાથી મુમઈના ઘરની પણ સહેજ નજર રાખી શકાશે, અને મ માનુભાઈના છોકરાઓને જ્યાર સુધી સૂરતના જોઈતી હોય ત્યારે એમને એ મદદ પણ કરી શ કશે એટલે તેમણે વિનેપારલેની રાષ્ટ્રીય શાળામા કામ કરવાનુ નક્કી કર્યું ત્યા લગભગ વરસ કામ કર્યું એટલામા તો ૧૯૩૦ની નિમક સત્યાગ્રહની લડત આવી પહોચી રાષ્ટ્રીય શાળાને સત્યાગ્રહની છાવણીમા ફેરવી નાખવામા આવી અને શેઠ જમનાલાલજી બજાજ, બાળાસાહેબ ખેર, સ્વામી આનદ, શ્રી શકરર વગેરે તેમા જોડાયા અનમત, કિશોરલાલભાઈ અને ગોમતીબહેન તો તેમા હતા જ છાવણીમા જોડાતી વખતે એમણે બન્નેએ સકલ્પ કર્યો કે જ્યા સુધી લડત ચાલે ત્યા સુધી ઘેર ન જવુ કિશોરલાલભાઈ, જમનાલાલજી વગેરેએ તા ૬ઠ્ઠી એપ્રિલે મીઠુ પકવી સત્યાગ્રહનો આરભ કર્યો એમને પકડવામા આવ્યા અને વાદરાની મૅજિસ્ટ્રેટની કોર્ટમા તેમનો કેસ ચાલ્યો શ્રી જમનાલાલજી તથા વિનેપારલેના આગેવાન કાર્યકર્તા શ્રી ગોકુળભાઈ ભટ્ટને પણ કિશોરલાલભાઈની સાથે જ પકડ્યા હતા કિશોરલાલભાઈએ કોર્ટ આગળનુ પોતાનુ સ્ટેટમેન્ટ વાચ્યુ અને ત્રણે જણને બે બે વરસની સખત કે તથા અમુક દડ અને એ દડ ન ભરે તો તે બદલ વધુ કેદ ત્રાસ વધુ એવી સજા કરી પહેલા તો તેમને થાણા જેલમા રાખવામા આવ્યા પણ પછીથી ત્રણેની બદલી નાસિક સેન્ટ્રલ જેલમા કરવામા આવી કિશોરલાલભાઈને પહેલા તો મ વર્ગમા મૂકવામા આવેલા પરતુ તેમને નાસિક લાવવામા આવ્યા ત્યારે જ ઉતારીને

ગ વર્ગમાં નાખવામાં આવ્યા. કિશોરલાલભાઈ નાસિક આવ્યા ત્યારે હું નાસિક જેલમાં જ હતો. એટલે અમને લગભગ આઠેક મહિના સાથે સાથે મિત્રો નાખીને રહેવાનું મળ્યું. નાસિક જેલમાં મુંબઈના કેટલાક સોશિયાલિસ્ટ અને કોમ્યુનિસ્ટ મિત્રો પણ હતા. તેમની સાથે અમારે ઠીક ઠીક ચર્ચાઓ થતી. તેને પરિણામે અમે બન્નેએ સમાજવાદી અને સામ્યવાદી સાહિત્યનો પણ ઠીક ઠીક અભ્યાસ કર્યો અને ગાંધી વિચારનું ધ્યેય તેની સાથે ક્યાં મળતું આવે છે અને ક્યાં જુદું પડે છે તેના અમુક મુદ્દા તારવી કાઢ્યા. સામ્યવાદીઓ પોતાના વિચારના પ્રચાર માટે વર્ગો લેતા. અમે પણ ગાંધીવિચારના વર્ગો શરૂ કર્યા અને સામ્યવાદીઓ તથા તેમના ભાષણો સાંભળવા જનારા અમારા વર્ગમાં આવી શકે તે માટે અમે અમારા ભાષણોનો સમય જુદો રાખ્યો. સામ્યવાદીઓના વર્ગોમાં પણ અમે ઘણી વાર જતા. અમારા વિચારો ભિન્ન હોવા છતાં એમની સાથેનો અમારો સંબંધ બહુ મીઠાશભર્યો અથવા મૈત્રીનો થઈ ગયો.

તે વખતે કિશોરલાલભાઈના 'જીવનશોધન' પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડી ચૂકી હતી. એટલે કિશોરલાલભાઈ 'જીવનશોધન'નો પણ એક વર્ગ લેતા. વળી આ જેલ દરમ્યાન જ કિશોરલાલભાઈએ મોરિસ મેટરલિંકના 'ધી લાઈફ ઑફ ધી વાઈટ ઍન્ટ' પુસ્તકનો 'ઊધઈનું જીવન' નામે અનુવાદ કર્યો. મેં ક્રોપોટ્કિનના 'મ્યુચ્યુઅલ એડ'નો 'સહાયવૃત્તિ' નામે અનુવાદ કર્યો. અનુવાદ કરવામાં અમે બન્ને એકબીજાની સારી પેઠે સહાય લેતા.

અમને બંનેને સજા તો વધારે હતી પણ સને ૧૯૩૧ના માર્ચ મહિનામાં ગાંધીજી અને લોર્ડ અર્વિનની સંધિ થઈ ગઈ એટલે તા. ૮-૩-'૩૧ના રોજ સજાની મુદત પૂરી કર્યા પહેલાં અમે છૂટી ગયા.

ગોમતીબહેનની ઇચ્છા પણ લડતમાં વહેલી તકે જેલ જવાની હતી. પરંતુ તેમને પકડવામાં નહોતા આવતા, એટલે તેમને લાંબો વખત વિલેપારલેની છાવણીમાં રહેવું પડ્યું. છેવટે તેમને ચાર મહિનાની

અન્ન થઈ અને ક વર્ગમા રાખવામાં આવ્યા. તે વખતનુ વર્ગીકરણ બહુ વિચિત્ર હતુ માણસનો દરજ્જો અથવા બહારની તેની રહેણીકરણી વગેરે ઉપરથી વર્ગીકરણ ખરી રીતે નક્કી કરવું જોઈએ. પણ બનતું એવુ કે પિતાપુત્ર, સગા ભાઈઓ તથા પતિપત્નીને જુદા જુદા વર્ગોમાં મૂકવામા આવતાં

સધિ થયા પછી વિલેપારલેની છાવણી ચાલુ જ રહી કારણ સધિ ટકશે કે કેમ અને તેમાથી કાયમી સુલેહ થશે કે ફરી પાછી લડાઈ જાગશે એ બાબત આખુ વાતાવરણ અનિશ્ચિત હતુ. એટલે વિદ્યાપીઠમા પણ અમે કેવળ ૭ મહિનાનો અભ્યાસક્રમ બનાવી એક વર્ગ ચલાવ્યો હતો અને તેને સ્વરાજ વિદ્યાલય એવું નામ આપ્યુ હતુ તે જ પ્રમાણે વિલેપારલેની છાવણીમાં ગાધી વિદ્યાલય નામથી એક વર્ગ શરૂ કરવામા આવ્યો હતો તેમા વિદ્યાર્થીઓને ગાંધી વિચારનો પરિચય કરાવવાનુ કામ કિશોરલાલભાઈને સોંપવામા આવ્યુ હતુ તેને અંગે કરવાની તૈયારીમાથી 'ગાધીવિચારદોહન' એ પુસ્તકનો જન્મ થયો

સિવિલ સર્વિસના અગ્રેજ અમલદારોને વાઈસરૉય લૉર્ડ અર્વિન (અત્યારે લૉર્ડ હેલિફેક્સ) એમણે ગાધીજી સાથે જે સધિ કરી તે પહેલેથી જ ગમતી નહોતી તેમા વળી લૉર્ડ અર્વિનની બદલી થઈ અને લૉર્ડ વિલિંગ્ડન વાઈસરૉય તરીકે આવ્યા તેમના તરફથી અમલદારોને ટેકો મળ્યો એટલે તેમણે સધિ તોડી પાડવાને માટે અનેક કૃત્યો કર્યા તેથી ગાધીજીએ ગોળમેજી પરિષદમા જવાનો વિચાર માડી વાળ્યો છતા છેવટે કેવી રીતે તેઓ ગોળમેજી પરિષદમા ગયા અને ત્યાથી નિરાશ થઈને પાછા આવ્યા એ બધી હકીકત અહીં પ્રસ્તુત નથી ગાધીજી પાછા આવ્યા પછી તા ૪-૧-'૩૨ના રોજ તેમને પકડવામા આવ્યા અને ૫-૧-'૩૨ના રોજ આખા દેશમાથી મુખ્ય મુખ્ય આગેવાનો તથા કાર્યકર્તાઓની સામટી ધરપકડો થઈ તેમા કિશોરલાલભાઈ પણ પકડાયા તેમને સજા થઈ તે વખતે તેમણે અદાલત સમક્ષ કરેલી નીચે આપેલી કેફિયત તેમના સ્વભાવની દ્યોતક છે

જીવનનો એક અતિશય કરુણ પ્રસગ હવે હિંદુસ્તાનમા આવશે એમ આ બધી નિશાનીઓથી અનુમાન કરવાને હરકત નથી

' મને એમ લાગે છે કે જે કોઈ થોડા હિંદીઓ દેશમા એવા હશે કે જેઓ બ્રિટિશ પ્રજાનુયે ભલુ ઇચ્છે છે, જેઓ એમને હાથે મરણ આવે ત્યારે પણ એમને માટે ઈશ્વરના આશીર્વાદની પ્રાર્થના કરવા ચાહે છે તેમાનો હુ એક છુ

' આવી મારી માન્યતાઓને લીધે મને લાગે છે કે માનવ સમાજની સેવા પ્રીત્યર્થે મારુ પોતાનુ જે બલિદાન આપી શકાય તેટલુ આપવુ એ સિવાય બીઈ બીજો માર્ગ જ રહેતો નથી ગૂઢમાર્ગી પરમાત્મા માનવ પ્રજાને પ્રગતિને પથે ચડવા દીધા પહેલા આવા બલિદાનો લે જ છે એમ ઇતિહાસ બતાવે છે

"આ વિચારોનો સાર એ પણ નીકળે છે કે જે ઉદ્દેશ સિદ્ધ કરવાના છે તેને માટે માત્ર કેદમા જવુ એ પૂરતુ બલિદાન નથી એથી વધારે કષ્ટ ભોગવવાનુ મારુ ભાગ્ય હોય એમ ઇચ્છુ છુ પણ એ પસદગી કરવાનુ મારા હાથમા ન હોવાથી, મારે એવી શ્રદ્ધા જ રાખવાની રહી કે મારે માટે પરમાત્માએ અમુક જ ભાગ્ય યોજવામા, એ જે કરતા હશે તે વધારે સમજીને જ કરતા હશે

"હિંદુસ્તાનને કચરી નાખવાના પ્રયત્નો છતા મારા મનમા ઉમેદ રહેલી છે કે હિંદુસ્તાનનો ઉદ્ધાર જ થવાનો છે જોકે દેશને ભારે મૂલ્ય આપવુ પડશે, છતા આ કલહને પરિણામે હિંદુસ્તાનનો વિનાશ નથી થવાનો પણ જો બ્રિટનની ભાગ્યવિધાતા આજની જ નીતિએ કામ કરે તો મારા મનમા એટલી જ ભારે દહેશત છે કે બ્રિટનની ભાવિ પ્રજા એવો વિનાશ વહોરી લેશે કે જેવો જગતમા આજ પૂર્વે કોઈ પ્રજાનો થયો નથી મારી આહુતિ એ ભયકર પરિણામ અટકાવનારી થાય તો હુ પોતાને ભાગ્યશાળી સમજુ પણ ઈશ્વરની ઇચ્છાઓમા આપણી ઇચ્છાઓ સમાઈ જાય એ જ સમાધાનનો ઉપાય છે

એમને બે વર્ષની સજા કરવામા આવી આ સજા પણ શરૂઆતનો કેટલોક વખત થાણામા અને પછીથી મોટો ભાગ તેમણે નાસિકમા ભોગવી

૧૯૩૦મા જ્યારે સજા થઈ ત્યારે તેમણે શુદ્ધ ખાદીના પોશાકની માગણી કરેલી અને તે મજૂર કરવામા ન આવી તેથી તેમણે સાજનુ

ખાવાનુ છોડી દીધેલુ સુપરિટેન્ડેન્ટે અમને કહેલુ કે તમે બધા કાંતીને મને જલદી સૂતર આપો તો હુ તે જલદી વણાવીને કિશોરલાલ ભાઈને તેના કપડા કરાવી આપીશ એટલે અમે તો પદરેક દિવસમા જ સૂતર કાતી આપ્યુ અને તેના કપડા મળ્યા એટલે કિશોરલાલભાઈ સાજે પણ ખાઈ શક્યા જેની પાસે કેદીઓના કપડાનો ચાર્જ રહે છે તે ડેપ્યુટી જેલર ભલો હશે એટલે એ ખાદીના કપડા તેણે અલગ રાખી મૂકેલા તેથી બીજી વાર જ્યારે કિશોરલાલભાઈ નાસિક જેલમા ગયા ત્યારે કશી તકલીફ ઊભી ન થઈ અને એ જ કપડા મળ્યા

૩૦ની જેલમા પણ તેઓ ઘણો વખત માદા રહેતા અને ઇસ્પિતાલમા તેમને દિવસો ગાળવા પડતા આ બીજી વારની જેલમા તો મોટો ભાગ તેમણે ઇસ્પિતાલમાં જ ગાળ્યો ગાધીવિચારદોહન ઉપરાત ગાધી વિદ્યાલયને અગે તેમણે ગીતાના સરળ અભ્યાસ માટે 'ગીતામથન' એ નામનુ પુસ્તક તૈયાર કરવા માડેલુ તે આ વખતની જેલમા પૂરુ કર્યું

સને ૧૯૩૨ના સપ્ટેમ્બરમા ઇગ્લડના વડા પ્રધાન રેમ્સે મૅકડોનલ્ડનો કોમી ચુકાદો બહાર પડ્યો તેમા તેણે હરિજનોના અલગ મતદારમડળની યોજના કરીને ઇતર હિદુ કોમથી તેમને અળગા પાડ્યા હતા ચુકાદાનો તેટલો ભાગ રદ કરાવવા ગાધીજીએ ઉપવાસ આદર્યા હતા એ વાત મશહૂર છે તે વખતે ગાધીજીએ કિશોરલાલભાઈને લખેલો કાગળ અને તેનો તેમણે આપેલો જવાબ નીચે આપ્યા છે

યરવડા જેલ
પૂના
તા. ૨૧–૯–૩૨

ચિ કિશોરલાલ

તમને મારુ પગલુ નીતિમય લાગ્યુ કે નહી તે જાણવાની ઇચ્છા તો રહે જ નાથને શકા છે તેને મે ઉત્તર વાળ્યો છે તમે વિચાર્યુ હોય તો લખજો પગલુ ધર્મને અનુસરતુ જણાયુ હોય તો તે આપણે સારુ આનદોત્સવ છે એ તો સમજાયુ જ હશે

વલ્લભભાઈના સસ્કૃત વિષે તમને જે ભય છે તેને સારૂ કારણ નથી વલ્લભભાઈની ઐહતી ગુજરાતી તેની પાસેથી કોઈ હરી ન જ શકે એ પ્રવાહને સસ્કૃત વધારે મજબૂત કરશે અને આ વયે ભગીરથ પ્રયત્ન કરે છે તે જ આપણે તો વધાવી લેવાની વસ્તુ છે એની અસર વિદ્યાથી વગ ઉપર પડયા વિના નહી રહે સસ્કૃત આપણી ભાષાને સારૂ ગગા નદી છે એ સુકાય તો ભાષાઓ નિર્માલ્ય થઈ જાય એમ મને લાગ્યા જ કરે છે એનુ સામાન્ય જ્ઞાન આવશ્યક છે એમ ભારો છે મને તુરત લખી શકો એવી ઇચ્છા મની છે

બિ

બાપુના આશીર્વાદ

સેન્ટ્રલ જેલ
નાસિક
તા ૨૪- -૩૨

પૂજ્ય બાપુજીની સેવામા

આ પ્રસગે આપને કેવી રીતે લખી જણાવવુ એ વિષે અમે મૂઝવણમા પડયા હતા અને આજે ઇચ્છા કરતો હતો કે જો કોઈ આ મહિને મળવા ન આવે તો વધારેના હકનો ઉપયોગ કરી લઉ પણ એની જરૂર હવે રહી નથી

આપનો ઉપવાસનો સકલ્પ જાહેર થતા ચાર બાદ બે ત્રણ દિવસ આપના હૃદય અને વિચારશ્રેણીનો તાલ હુ ન શોધી શકયો તેથી અસ્વસ્થ રહ્યો, પણ પછી એક રાત્રે એકાએક જાણે સમજાઈ ગયા જેવુ સીધુ પગલુ ભાસ્યુ તેથી શાન્ત થયા પણ પગલુ ભયરહિત નથી એમ હજુ ભાસે છે અમદાવાદના મિલમજૂરોની હડતાલ વખતે આપ જે ઉપવાસ કર્યા હતા તેમા મિલમાલિકો પર વે એ ઉપવાસમા જેટલા દોષ ગણી શકાય તેટલા દોષથી આ ઉપવાસ મક્ત છે એમ મને નથી લાગતુ જો ઉપવાસથી આપના શરીરને જોખમ આવી પડે તો ડા આબેડકરે જે ખુનામરકી થવાની અને અસ્પૃશ્યોસ્પૃશ્યો વચ્ચે દ્વેષ ઊભરાવાની ધાસ્તી પ્રકટ કરી છે તે ધાસ્તી મને પણ છે આપના ઉપવાસથી એમની સ્થિતિ એ કહે છે તેમ કફોડી (*Unenviable*) થાય છે એ પણ ખરુ આ પગલુ લીધા વિના આપને જેલમાથી બીજો કોઈ ઉપાય રહ્યો જ નહોતો વિલાયતથી આવતાની સાથે આપની સ્વતત્રતા હરી

લઈ સરકારે આપને નિરુપાય કરી દીધા એને લીધે આ પગલાની ધર્મમયતા વિષેની શંકા નીકળી ગઈ અને એક વાર પગલું ધર્મરૂપ ઠર્યું પછી એનાં કેટલાંક અનિષ્ટ ફળો પણ થઈ શકે તે વિચારથી એ પગલું થોડું જ અટકાવી શકાય? सर्वारंभा हि दोषेण धूमेनाग्निरिवावृताः। એ વચન પછી લાગુ પડે જ છે

"આ બધી મારા મનની ગડમથલ હતી તે જણાવી. પછી તો કવિવર રવીન્દ્રનાથે આપને જે સંદેશો મોકલ્યો છે તે બહુ બંધબેસતો લાગ્યો અને તેની જ મારા મનની ભાવના રહી છે

* * *

આ પ્રસંગે આપની પાસે દોડી આવવાની ઇચ્છા થાય છે એ આપ ક્ષમ્ય માનશો જ. આપની પાસે થોડા માસ પણ નિકટમાં રહેવાની ઇચ્છા મનમાં જ રહી જશે કે શું એ વિચારથી કોઈ વાર નિરાશ થાઉં છું. અને આપની આવી તપશ્ચર્યાના કાળમાં તો મારે હમેશાં દૂર જ રહેવું પડ્યું છે, એમ બન્યું છે આપના ઉપવાસ દરમિયાન રોજ હજારેક વાર કાંતવાનો વિચાર રાખ્યો હતો અને બે દિવસ તે મુજબ કાંત્યું, પણ ગઈ કાલથી તો ડાબો હાથ ખેંચી જ શકતો નથી એટલે મનમાની મનમાં રહી ગઈ

"સરદારના સંસ્કૃતના અભ્યાસ માટે મારું માન ઓછું નથી મેં લખેલું તે કેટલેક અંશે વિનોદમાં જ

"અહીંથી ભાઈઓએ આપને અત્યંત વિનયપૂર્વક પ્રણામ લખાવ્યા છે જુદા જુદા પણ પોતપોતાની રીતે કાંઈક કાંઈક વ્રતો સંકલ્પો કરે છે અને ઉપવાસ મંગળપણે પૂરા થાઓ એમ પ્રાર્થના કરે છે

"મારા મનની સ્થિતિ તો શું કહું? ઘણી વાર તો લાગે છે કે બધું સહીસલામત પાર ઊતરશે પણ કોઈક વાર મનમાં ધાસ્તી બેસી જાય છે અને એ કલ્પના અસહ્ય થાય છે પણ મારા મનનું બંધારણ જ સામાન્ય રીતે ગભરાટમાં પડનારું નથી એટલે દેખીતી રીતે હું કાંઈ અશાંતિ ભોગવતો નથી અને અહિંસા એટલે દ્વેષ છતાં ન મારવું તે, કે પ્રેમથી પ્રેમીને મારવા તે, એવો વિનોદ પણ કરી લઉં છું

"न त्वहं कामये-ઇત્યાદિ એ મંત્ર આપે હમેશાં જપ્યો છે એના ગુજરાતી અનુવાદમાં એની બીજી લીટી મેં થોડી ફેરવી છે તે આ પ્રસંગે આપના જીવનને વધારે બંધબેસતી થઈ છે

ના હું ઇચ્છું સ્વર્ગ વા ઇહ ઋદ્ધિ
ના હું ઇચ્છુ જન્મ મૃત્યુથી મુક્તિ;
હું તો ઇચ્છુ સર્વ મારુ સદાયે,
કે પ્રાણીના દુઃખનાશાર્થ થાયે.

"कामये जीवितं मे स्यादार्तिनाशाय प्राणिनाम्। પહેલી પ્રાર્થના (कामये दुःखतप्तानां, प्राणिनामार्तिनाशनं) એ તો કેવળ આ દુનિયામાં એક ઇચ્છા જ રહી શકે. આ પ્રાર્થના અમારા જેવા નહી, તો આપના જેવા ખરી કરીને બતાવી શકે. વધારે લખી આપના ઉપર બોજો નહીં લાદું.

આપનો સદૈવ કૃપાંકિત
કિશોરલાલના દંડવત્ પ્રણામ"

તા. ૫–૧૦–'૩૩ના રોજ બે વર્ષની જેલ પૂરી કરીને તેઓ છૂટયા જેલમાંથી જ માંદગી લઈને તેઓ બહાર આવ્યા તેને અંગે લગભગ બારેક મહિના મુંબઈ, દેવલાલી તથા આકોલામાં ગાળવા પડ્યા કંઈક સાજા થયા પછી ૧૯૩૪ના ઑગસ્ટમાં તેઓ વર્ધા ગયા અને નવેમ્બર માસમાં ગાંધી સેવા સંઘના પ્રમુખ નિમાયા

## ૨૦

# ગાંધી સેવા સંઘના પ્રમુખ

અને ૧૯૩૪ના ઉત્તરાર્ધમાં માંદગીમાંથી કાંઈક સાજા થયા પછી કિશોરલાલભાઈ આગળ એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે હવે કયાં નિવાસ કરવો તથા શી પ્રવૃત્તિ કરવી જમનાલાલજી એમને વર્ધા ખેંચી રહ્યા હતા બાપુજીએ હરિજન યાત્રા પૂરી કરીને વર્ધાને કાયમી નિવાસસ્થાન બનાવ્યું હતુ કાકાસાહેબ પણ વર્ધાની પાસેના કોઈ ગામડામાં રહેવાનો વિચાર કરતા હતા કિશોરલાલભાઈ '૩૪ના ઑગસ્ટમાં વર્ધા ગયા તે વખતે ગાંધી સેવા સંઘની પુનર્રચના કરવાના વિચારો ત્યાં ચાલી રહ્યા હતા. જમનાલાલજી એ સંઘના પ્રમુખ હતા પણ તેમને લાગતુ હતુ કે ગાંધી સેવા સંઘ જેવા ગાંધીજીના આદર્શોને વરેલા સંઘના પ્રમુખ

થવાની પોતાની યોગ્યતા નથી અત્યાર સુધી ગાંધી સેવા સઘ માત્ર તેના સેવકોનો જ સઘ હતો, પણ એના મેમ્બર ઉપરાંત હિંદુસ્તાનમાં ઘણા માણસો એવા હતા કે જેઓ ગાંધી વિચારને અનુસરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા એટલે જમનાલાલજીનો વિચાર આ સઘમાં આ વિચારના સઘળા ભાઈબહેનોને સગઠિત કરવાનો હતો તેથી એમને એમ લાગતુ હતુ કે કોઈ ત્યાગી અને વિવેકી પુરુષ જ આ સઘના પ્રમુખસ્થાને શોભે જુદા જુદા પ્રાંતમાંથી ઘણાના નામો વિચારાઈ ગયા છેવટે પસદગી કિશોરલાલભાઈ ઉપર ઊતરી

કિશોરલાલભાઈને પોતાને પ્રમુખપદ સ્વીકારવામાં કેટલી મુશ્કેલીઓ લાગતી હતી એક તો પોતે કાયમ માંદા રહેતા હતા અને રોગી વ્યક્તિના વિચાર ઉપર તેના રોગની કાંઈ ને કાંઈ અસર તો પડે જ એમ માનીને તેમને સકોચ થતો હતો બીજી મુશ્કેલી એ હતી કે બાપુજીના વિચારો અને એમના વિચારોમાં ક્યાંક ક્યાંક ભિન્નતા રહેતી હતી એ વાત બાપુજી જાણતા હતા તેમ બીજા મિત્રોને પણ તેની ખબર હતી એટલે બાપુજીના આદર્શો તથા કાર્યક્રમને વરેલી સસ્થાના પ્રમુખ થવુ એ એમને વાજબી લાગતુ નહોતુ છતા તેઓએ પ્રમુખપદ સ્વીકાર્યું એનો ખુલાસો કરતા તેમણે લખ્યુ છે કે

> માણસે ક્યારેક પણ દૃઢપણે જે સકલ્પ કરી રાખ્યા હોય છે તેની સિદ્ધિમાંથી તે છટકી શકતો નથી આદર્શ સસ્થા કેવા પ્રકારની હોવી જોઈએ અને સત્યાગ્રહી સમાજનુ સ્વરૂપ કેવુ હોય તેને લગતા વિચારો સને ૧૯૨૮ કે તેનીયે પહેલાંથી મારા મનમાં ગાઠવાતા જતા હતા ગયા (૧૯૩૪ના) જુલાઈ અને ઑગસ્ટમાં એ વિચારોમાં કેટલોક વિકાસ થયો હતો '

સઘના સભાસદો પાસેથી બાપુજીએ પ્રમુખ માટેના નામની સૂચનાઓ માગી ઘણા નામોની ચર્ચા થઈ છેવટે બીજા કોઈ વધારે યોગ્ય માણસને અભાવે કિશોરલાલભાઈનું નામ મજૂર થયુ એ વિષે તેઓ લખે છે કે

"રાત્રે આઠ સાડાઆઠ વાગ્યે હું થાકીને પડ્યો હતો અને આંખ ઘેરાતી હતી ત્યાં મહાદેવભાઈ આવ્યા અને કહ્યું કે 'બાપુજીએ મારું જ નામ પસંદ કર્યું છે અને મારે ના ન પાડવી એવો સંદેશો આપ્યો છે.' તેમણે ઉમેર્યું કે 'મતગણતરીની વિગતો નહીં કહું, પણ તમારું નામ ઘણાઓએ સૂચવ્યું છે એટલું કહું છું.' મેં મારી દલીલો તેમને જણાવી અને કહ્યું કે, 'પણ જો બીજો ઉપાય જ ન હોય તો મે મનને તૈયાર કરી રાખ્યું છે.' મહાદેવભાઈના ગયા પછી જમનાલાલજી આવ્યા અને એમને મેં મારો ઉત્તર જણાવ્યો. એમને સંતોષ હતો એ હું જોઈ શક્યો અર્થાત્ ત્રીજા નંબરનો માણસ મળવાથી જેટલો થઈ શકે તેટલો જ હશે.

"બાપુજીને મળ્યો ત્યારે મારી નબળી બાજુઓ જણાવી. પહેલાં પણ કહ્યું હતું કે મારા નિરાગ્રહની પાછળ મારા આગ્રહો પણ રહ્યા છે."

બીજે દિવસે એટલે તા. ૨૯-૧૧-૧૯૩૪ના રોજ બાપુજીએ સભામાં કિશોરલાલભાઈનું નામ પ્રમુખ તરીકે જાહેર કર્યું. સવળાએ તેનો સ્વીકાર કર્યો. પછી બાપુજીએ પોતાને હાથે કિશોરલાલભાઈને સૂતરનો હાર પહેરાવી તેમને જવાબદારી સોંપી અને કિશોરલાલભાઈએ પ્રમુખ તરીકેના કામનો આરંભ કર્યો.

પછી ગાંધી સેવા સંઘનું બંધારણ વિચારવા અને ઘડવામાં કેટલાક દિવસો ગયા.

ત્યાર પછી થોડા જ વખતમાં ગાંધી સેવા સંઘનું પહેલું અધિવેશન વર્ધામાં જ થયું. એમાં માત્ર સંઘના સેવકોને જ બોલાવવામાં આવ્યા હતા. પણ ત્યાર પછી તો બીજા માણસોને પણ સંઘના સભ્યો બનાવવામાં આવ્યા અને સંઘનું વાર્ષિક અધિવેશન જ્યાં રચનાત્મક કામ સારી રીતે ચાલતું હોય એવા સ્થળે ભરવાનું ઠરાવવામાં આવ્યું. એ પ્રમાણે મહારાષ્ટ્ર ચરખા સંઘના એક મુખ્ય કેન્દ્ર એવા સાવલી ગામે ૧૯૩૬ના ફેબ્રુઆરી-માર્ચમાં સંઘનું બીજું અધિવેશન થયું. તેમાં સંઘના સેવકો ઉપરાંત બીજા ઘણા નવા સભ્યોએ પણ હાજરી આપી હતી. એટલે એ જાતનું તો એ પહેલું જ અધિવેશન ગણાય.

પ્રમુખ તરીકેના ભાષણમાં રચનાત્મક કાર્ય કરનારા ગ્રામસેવકોને ડેરી ડેરી મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે એ કિશોરલાલભાઈએ

વિગતવાર બતાવ્યું અને તેને કેવી રીતે પહોંચી વળવું એની પણ ચર્ચા કરી. અધિવેશન લગભગ છ દિવસ ચાલ્યું. તેમાં કાર્યકર્તાઓએ પણ પોતાની મુશ્કેલીઓ અને શંકાઓ રજૂ કરી. સંઘના કાર્યક્રમને જીવનની અમુક નિશ્ચિત ફિલસૂફીનો દૃઢ પાયો હોવો જોઈએ તે વિષે કિશોરલાલભાઈએ પોતાના ભાષણમાં જણાવ્યું કે:

"ખરી વાત એ છે કે આપણા દેશમાં આપણા પુરાણા કિલ્લાની જગ્યાએ આપણે નવો કિલ્લો બનાવવાનો છે. પણ આપણે રહીએ છીએ એ જ પુરાણા કિલ્લાને નવું રૂપ આપવું પડશે. તેને બિલકુલ જમીનદોસ્ત કરી નાખી આપણે નવો કિલ્લો બનાવી શકીએ એમ નથી. તેથી આપણને પહેલી પ્રેરણા એ થાય છે કે અહીંતહીં થોડી મરામત કરી લઈ કામ ચલાવી લેવું. પણ અનુભવથી એમ માલૂમ પડે છે કે ઘણી વધારે મરામત કરવાની જરૂર છે. કેટલોક ભાગ તો બિલકુલ જ તોડી નાખવો પડશે. એટલે આપણે બીજો રચનાત્મક કાર્યક્રમ બનાવીએ છીએ. પણ તે પૂરો થાય ન થાય ત્યાં તો આપણું ધ્યાન બીજા વધારે મોટા અને વધારે ઊંડા બગાડ તરફ જાય છે. એટલે આપણે ત્રીજો કાર્યક્રમ બનાવીએ છીએ. આપણો પ્રગતિનો માર્ગ આ જાતનો છે. મને લાગે છે કે એમ કરતાં કરતાં આખરે આપણે માનવજીવનના છેક મૂળ સુધી જવું પડશે. માનવજીવનનું ખરું મૂળ તેની આધ્યાત્મિક અથવા ધાર્મિક દૃષ્ટિમાં રહેલું છે. એ ધર્મદૃષ્ટિમાં સંશોધન કર્યા વિના એટલે કે એના મૂળમાં સુધારો કર્યા વિના જનતાની નવરચના કે નવસંગઠન નહીં થઈ શકે. આપણી, ખાસ કરીને હિંદુ જનતાની આધ્યાત્મિક દૃષ્ટિ મૂળમાંથી જ રોગિષ્ઠ બની ગઈ છે. આપણા ધર્મ, અર્થ, કામ અને મોક્ષના વ્યવહારો ભલે શ્રદ્ધાપૂર્વક ચાલતા હોય, પણ તેમાં રહેલી દૃષ્ટિ રોગિષ્ઠ હોવાથી આપણી પ્રવૃત્તિ આડીઅવળી, ભ્રમિત જેવી ચાલે છે. જેમ આપણો નિશ્ચય થયો છે કે અસ્પૃશ્યતાનિવારણ, કોમી એકતા, સ્ત્રી જાતિનો ઉત્કર્ષ, ખાદી, ગ્રામઉદ્યોગ વગેરેમાં સ્વરાજ રહેલું છે; તે જ પ્રમાણે એક દિવસ આપણે એ નિશ્ચય પણ કરવો પડશે કે અસ્પૃશ્યતા, કોમી વિરોધ, સ્ત્રીઓની અવનતિ, ઔદ્યોગિક વિનાશ વગેરેના મૂળમાં આપણી અણઘડ ધર્મદૃષ્ટિ છે. તેને આપણે જડમાંથી જ સુધારવી પડશે એટલે કે ધર્મનું સંશોધન કરવું પડશે. તે માટે આપણે તપશ્ચર્યા કરવી પડશે. અને

તેમ કરીને આધ્યાત્મિકતાની અથવા ધર્મની નવી દૃષ્ટિ પ્રાપ્ત કરવી પડશે અને એ નવી દૃષ્ટિથી આપણા વર્તમાન હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સઘળા ધર્મોને શુદ્ધ કરવા પડશે અથવા તેને સ્થાને નવા ધર્મનુ નિર્માણ કરવુ પડશે આપણો રચનાત્મક કાર્યક્રમ હજી એટલે સુધી પહોચ્યો નથી હજી આપણે જનતાના ધાર્મિક વિચાર, તેની સારી યા તો બૂરી શ્રદ્ધા અશ્રદ્ધા અથવા તો અધશ્રદ્ધાના મૂળને સ્પર્શ કર્યો નથી

એક છોડ, જે ભૂમિમા ઊગે છે તેના ગુણદોષને તે જાણતો નથી તો પણ તે ભૂમિની અસર તે છોડના વિકાસ ઉપર પડ્યા વિના રહેતી નથી ભૂમિના ગુણદોષ એ છોડની શાખાઓ, ફુલ તથા પાદડા વગેરેમા દેખાય જ છે તે જ પ્રમાણે મનુષ્યરૂપી છોડનુ પણ છે તેના જીવનનુ દરેક કાર્ય પોતાની ભૂમિના ગુણદોષોનો પરિચય કરાવે છે એ ભૂમિમાથી ઉપાડી બીજી ભૂમિમા લગાડતા જ તે એક નવો માણસ બની જાય છે રોમન કેથલિક ચર્ચની જે કઈ આધ્યાત્મિક દૃષ્ટિ હતી તેના ફળરૂપે જ યુરોપના સમાજનુ બધારણ થયુ માર્ટિન લ્યૂથરે એ દૃષ્ટિમા જે પરિવર્તન કર્યું તેના ફળરૂપે પ્રૉટેસ્ટટ દેશોમા સમાજના અગપ્રત્યગની નવરચના થઈ ઇસ્લામને એક નવી આધ્યાત્મિક દૃષ્ટિ પ્રાપ્ત થઈ ત્યારે જ્યા જ્યા ઇસ્લામનો પ્રચાર થયો ત્યા ત્યાની સમાજરચના મૂળની સમાજરચનાથી અનેક પ્રકારની થઈ ગઈ આપણા દેશમા પણ આધ્યાત્મિક દૃષ્ટિમા અનેક વાર પરિવર્તન થયા છે અને તેથી સમાજનુ સ્વરૂપ આમૂલાત બદલાઈ ગયુ છે એમ આપણે ઇતિહાસ પરથી જોઈએ છીએ બૌદ્ધ ધર્મ દૃષ્ટિને પરિણામે વૈદિક સમાજનુ સ્વરૂપ બિલકુલ બદલાઈ ગયુ ભાગવત સપ્રદાયોની આધ્યાત્મિક દૃષ્ટિએ મીમાસાવાદી તથા સ્માર્ત સમાજ રચનામા ફેરફાર કરી નાખ્યો પજાબને નવી દૃષ્ટિ પ્રાપ્ત થઈ ત્યારે ત્યા શીખ સમાજની ઉત્પત્તિ થઈ એ જ પ્રમાણે આપણી ભારતવર્ષની જનતાનો નવજન્મ, આપણી આધ્યાત્મિક દૃષ્ટિના સશોધનથી જ થશે જ્યા સુધી આપણને રચનાત્મક કાર્યક્રમની આ દૃષ્ટિ પ્રાપ્ત નથી થઈ ત્યા સુધી રચનાત્મક તેમ જ રાજનૈતિક કાર્યક્રમની શાખાઓને જ આપણે સભાળવી પડશે

સઘનુ ત્રીજુ અધિવેશન ૧૯૩૭ની ૧૯ મી એપ્રિલથી ૨૦ મી એપ્રિલ સુધી બેલગાર જિલ્લાના હૂદલી ગામે ભરાયુ તે વખતે ધારાસભાઓની ચૂટણી થઈ ગઈ હતી કોગ્રેસે તેમા પૂરેપૂરો જાજ

ત્યાર બાદ તેમણે જણાવ્યું કે :

"ગાંધી સેવા સંઘની કાર્યવાહક સમિતિએ ગાંધીજીની હાજરીમાં ૨૮મી ઑગસ્ટ, ૧૯૩૬ ના રોજ પૂરતી ચર્ચા કર્યા પછી નિર્ણય કર્યો હતો કે સંઘના સેવક તથા સહયોગી સભ્ય ધારાસભા માટે ઉમેદવારી કરી શકે નહી. પરંતુ સહાયક સભ્યને ઉમેદવારી કરવામાં હરકત નથી."

તેમણે આગળ જણાવ્યું કે :

"પરંતુ આ નિર્ણયની પાછળ જે વિચાર હતો તે કેટલાક સભ્યોના સમજવામાં બરાબર આવ્યો નથી. અને મને ઘણી વાર પ્રશ્નો પૂછવામાં આવ્યા છે. આવી શંકાને માટે કાંઈક કારણ પણ છે. ધારાસભાની ચૂંટણીઓના કાર્યક્રમને સફળ બનાવવા માટે જેમણે તનતોડ મહેનત કરી છે અને જેઓ કેન્દ્રીય અથવા તો સ્થાનિક પાર્લમેન્ટરી બોર્ડના સૂત્રધાર છે, એમાંના છ તો આપણી કાર્યવાહક સમિતિના સભ્યો છે. તેમના ઉપરાંત બીજા પણ અનેક મોટા સેવકોએ આ પ્રવૃત્તિ કરી છે. જે કાર્યક્રમને સફળ કરવા માટે સરદાર વલ્લભભાઈ, રાજેન્દ્રબાબુ, પ્રફુલ્લબાબુ, ગંગાધરરાવજી, જમનાલાલજી, શંકરરાવ દેવ વગેરેએ પોતાની તબિયત તથા જાનને પણ જોખમમાં નાખી પરિશ્રમ કર્યો છે અને અનેક સત્પુરુષોને ઊભા રહેવા માટે, મત આપવા માટે, ફંડ આપવા માટે પ્રેરણા કરી છે, તે કામ માટે આપણા સેવકો અથવા સહયોગી સભ્યો ઊભા રહે તો તેમણે સભ્યપદનું રાજીનામું આપી દેવું જોઈએ, એ વાત ઘણા લોકોની સમજમાં આવતી નથી. માટે આ બાબત વધુ સ્પષ્ટતા કરવી ઠીક થશે

". . . મારો અભિપ્રાય તો એવો છે કે આવા ચારિત્રવાન અને કૉંગ્રેસનિષ્ઠ સત્પુરુષો દરેક તાલુકામાં ઘણી સંખ્યામાં હોવા જોઈએ, જેમને ધારાસભા, મ્યુનિસિપાલિટી વગેરેના કામો માટે બહુ ખુશીથી મોકલી શકાય. જીવનનિર્વાહ માટે પોતાના ભિન્નભિન્ન વ્યવસાય કરતા રહીને પણ સાર્વજનિક સંસ્થાઓમાં કોઈ પણ જાતના સ્વાર્થની ઇચ્છા રાખ્યા વિના ઉત્સાહ તથા નિષ્ઠાપૂર્વક સેવા કરવાવાળા અનેક કૉંગ્રેસ ભક્તોની અતૂટ પરંપરા કાયમ રહેવી જોઈએ. એવી પરિસ્થિતિ ઉત્પન્ન જ ન થવી જોઈએ જેથી કરીને એવા સ્થાનો માટે એવા આજન્મ સેવકોને પસંદ કરવા પડે જેમણે લગભગ પોતાનો ધંધો તથા પરિગ્રહ,

તેમ જ ધારાસભા વગેરેના પદાધિકારથી પ્રાપ્ત થનારી પ્રતિષ્ઠાની લાલસા છોડી દઈને જનતાના પ્રત્યક્ષ સંપર્કમાં આવી સેવા કરવાની દીક્ષા લીધી હોય. આમ કરવું પડે એમાં કંઈક અંશે હું આપણી હાર જોઉં છું.'

સંઘની બેઠકમાં આ પ્રશ્ન ઉપર જુદા જુદા સભ્યોએ પોતાના અભિપ્રાય આપ્યા. રાજેન્દ્રબાબુએ કહ્યું કે

'અમારા કહેવાથી જેઓ ધારાસભામાં ગયા તેમની પાસેથી રાજીનામાં તો લીધાં પણ તેમને મોકલવાવાળા અને એ કામ કરવાવાળા અમે અમારા સ્થાન પર ચીટકી રહ્યા છીએ. જો એ વસ્તુ સાચી હોય તો કામ કરવાવાળાની મારફત જવાવાળાને પણ રજા આપવી જોઈએ. જો જવાવાળાને મના કરવામાં આવે તો મદદ કરવાવાળાઓને પણ મના કરવી જોઈએ. જમનાલાલજીએ કાર્યવાહક સમિતિમાં કહ્યું હતું કે ધારાસભામાં જવાવાળા સત્ય અને અહિંસાનું પાલન નથી કરી શકે. હું પણ માનું છું કે એ ભય છે ખરો. પરંતુ એવા મોહમાં ફસાવાના ભયને આપણે છોડી દેવો જોઈએ. એવા મોહને આપણે જીતવો જોઈએ. મારો અભિપ્રાય તો એવો છે કે આપણા સભ્યોને ધારાસભામાં જવાની પરવાનગી આપવી જોઈએ.'

સરદાર વલ્લભભાઈએ કહ્યું કે

"ત્રણ કરોડ પ્રજાજનોને મત આપવાનો અધિકાર મળ્યો છે. એ વાતોને એમ જ છોડી દેવી એ ઠીક નથી. એમ કરવાથી નુકસાન છે. ધારાસભાઓનો કાર્યક્રમ પણ દેશનું જ કામ છે. માટે ગાંધી સેવા સંઘના જે સભ્યોની તેમાં જવાની ઇચ્છા હોય તેમને તેમાં જવા દેવા જોઈએ. જેમને પોતાનો પ્રાન્ત પણ ત્યાં મોકલવા ઇચ્છતો હોય તેમને પરવાનગી આપવામાં કશું નુકસાન નથી."

જમનાલાલજીએ કહ્યું કે

"મારો અભિપ્રાય એવો છે કે ગાંધી સેવા સંઘ અહીં [illegible] જોઈએ કે દેશની સામે એક ખાસ કાર્યક્રમ મૂકે અને તે પર પોતાની પ્રતિજ્ઞા લે. તેમાં કોઈ ફેરફાર કરવો પડે તો તે આપણા સિદ્ધાંતોને અનુરૂપ હોવો જોઈએ. આપણે ગાંધી સેવા સંઘના એક નિષ્ઠા લઈએ કે સંઘમાં રહીએ અને ધારાસભામાં રહીએ, તેમાં મારા જેવા સીધાસાદા આદમીનો કશો મેળ બેસવાનો નથી.

સઘમાં સત્ય અને અહિંસાની પ્રતિજ્ઞા લઈએ, કોંગ્રેસને કહીએ કે તમારો જે કાર્યક્રમ હોય તે પાર પાડવાની પ્રતિજ્ઞા લઉં છુ અને ધારાસભામાં જઈને રાજનિષ્ઠ રહેવાની પ્રતિજ્ઞા લઈએ. એ બધુ જો સત્ય અને અહિંસામાં આવી શકતુ હોય તો આખી દુનિયાની વસ્તુઓ તેમાં આવી શકે."

પછી ઘણા સભ્યોએ બન્ને તરફના પોતાના જુદા જુદા અભિપ્રાયો આપ્યા. એ બધા અભિપ્રાય સાંભળીને કિશોરલાલભાઈએ જે ભાષણ કર્યું તેમાંથી મહત્ત્વનો ભાગ નીચે આપ્યો છે

"પરંતુ, ધારાસભાપ્રવેશની બાબતમાં મારા મનમાંથી એક શંકા જતી જ નથી, તે એ છે કે આપણે ધારાસભા પ્રત્યે કેવા પ્રકારની વૃત્તિ અથવા તો ભક્તિ રાખીએ છીએ. હુ સત્ય અને અહિંસાનો વિચાર કરુ છુ ત્યારે મને એ આવશ્યક લાગે છે કે આપણે જે સસ્થામાં પ્રવેશ કરીએ તે સસ્થાનુ આપણને અભિમાન હોવું જોઈએ આપણે તેનુ ગૌરવ વધારીએ, તેમાં બૂરાઈઓ હોય તો આપણને એવો વિશ્વાસ હોવો જોઈએ કે આપણે તે બૂરાઈઓને દૂર કરીને એ સસ્થાને ઉજ્જ્વળ બનાવીશુ. એ સસ્થાનો નાશ કરવાની ઇચ્છાથી અથવા તો એના ઉપર શાપ વરસાવતા વરસાવતા એમાં આપણે પ્રવેશ ન કરવો જોઈએ. . . આપણે તો એમ કહેવુ જોઈએ કે ધારાસભાને સફળ કરતા બધારણ પણ સુધરાવી લઈશુ અને બંધારણમાં જેમ જેમ સુધારા કરાવતા જઈશુ તેમ તેમ સ્વરાજનુ બધારણ નિર્માણ થતુ જશે. આપણે એમ કહેવુ કે ૧૯૩૫નો બધારણનો કાયદો તોડી નાખવો છે, નકામો કરી નાખવો છે, મડાગાંઠો ઊભી કરવાનુ અમારુ ધ્યેય છે, જુઓ આ બધારણ તૂટ્યુ, આપણે પ્રધાનપદાનો અસ્વીકાર કર્યો એટલે આપણને એક વિજય મળ્યો, એવી રાગદ્વેષાત્મક ભાષા આપણા મોમાથી ન નીકળી શકે આપણે તો એટલુ જ કહી શકીએ કે સરકાર આપણને કામ કરવાની પૂરેપૂરી તક આપે, આપણા રાષ્ટ્રવિધાનના કામમાં મુશ્કેલી ન નાખવાનુ આપણને વચન આપે તો ધારાસભાઓ દ્વારા જનતાની સઘળા પ્રકારની સેવા કરવાની આપણે ઉમેદ રાખીએ છીએ રાજનિષ્ઠાની પ્રતિજ્ઞાની બાબતમાં જમનાલાલજીની જે શકા છે તે ધ્યાન આપવા લાયક છે. જો આપણે ધારાસભાઓનો સ્વીકાર કરી લઈએ તો તો પ્રતિજ્ઞા લેવામાં અસત્ય લાગતુ નથી. પણ એક તરફથી તેના અસ્વીકારનો પોકાર કરીએ અને બીજી તરફથી પ્રતિજ્ઞા

લઈએ તેમાં મને જરૂર દોષ દેખાય છે. હું અત્યારે કોંગ્રેસના કોઈ પણ મંત્રીમંડળમાં ભાગ લેતો નથી એટલે મારા વિચારોનું મહત્ત્વ ન હોઈ શકે પરંતુ મારા આમ વિચાર તો બંધાયેલા છે જ. હાલની ધારાસભાઓમાં મારો પોતાનો વિશ્વાસ નથી. હું નથી માનતો કે રાજાજી જેવા પ્રધાન પણ ધારાસભા દ્વારા લોકોને બહુ મદદ કરી શકે. જે પ્રકારની લોકશક્તિ ઉત્પન્ન થવાના હું સ્વપ્ના સેવું છું તેવી શક્તિ ધારાસભા દ્વારા ઉત્પન્ન થશે એવો મને વિશ્વાસ નથી.

પછી બાપુજીએ પોતાના ભાષણમાં આ બધી શંકાઓના રદિયા આપ્યા. તેમણે કહ્યું કે

જમનાલાલજી કહે છે કે આપણે ધારાસભામાં જઈશું તો સત્ય અને અહિંસાનું પાલન નહીં કરી શકીએ. આ એમણે બહુ ભારે વાત કહી દીધી છે. પણ હું એ બિલકુલ માનતો નથી. જો આપણે સત્ય અને અહિંસાનું પાલન ન કરી શકીએ તો લોકશાસન (ડેમોક્રસી) પણ ન ચલાવી શકીએ. કારણ એવી સ્થિતિમાં એ પાછું સત્ય અને અહિંસાની વિરુદ્ધ હોય. પરંતુ આપણે ડેમોક્રસીમાં માનતા હોઈએ તો કરોડો લોકોનું સાચું હિત આપણે કરવું જોઈશે. એ હિતનો વિચાર કરવાને માટે આપણે સઘળા એક જગ્યાએ એકઠા નહીં થઈ શકીએ. તે માટે થોડા પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા પડશે. જો તેઓ જનતાના સાચા સેવક હશે, સાચા ડેમોક્રેટ હશે તો શુદ્ધ હૃદયથી તેઓ જનતાની માગ સમજવાની કોશિશ કરશે અને તેને પ્રગટ પણ કરશે. સંઘના મુખ્ય સભ્યના પૂછ્યું છે જેને ગાંધી સેવા સંઘનો હુકમ મળશે તે ત્યાં જશે. આ સવાલ કોઈ વ્યક્તિનો નથી. એ દૃષ્ટિએ આમાં પ્રલોભન કે સ્વાર્થની વાત નથી આવતી. જે પ્રલોભન કે સ્વાર્થને વશ થઈને ત્યાં જવા ઇચ્છશે તે તો ગાંધી સેવા સંઘનો તેમ જ સંઘનો પણ દ્રોહ કરશે. જેને ગામડાંના ગરીબોનું ખાસ ધ્યાન કરવું છે તે તો ધારાસભામાં બેસીને પણ તેમ કરી શકશે. આપણે તો દરિદ્રનારાયણના સેવક છીએ. સેવક થઈને જ ત્યાં જવું છે અને કોંગ્રેસ મોકલે તો જવું છે. જો આપણી શરતે આપણે પ્રધાનપદાં લઈશું તો આપણને સત્તા ગવર્નરનો ... નડી જાય છે એમ માનવું અને એવા લોકો ત્યાં જશે તો અગિયાર પ્રાંતોમાંથી એકમાં પણ આપણી હાર થવાની નથી. ... આપણને ન ફાવે તો તો આપણે અહીં બેઠા જ છીએ



રાજેન્દ્રબાબુ તથા વિનોબા સાથે, મે ૧૯૫૨

એમા એંધ-કનિષ્ઠનો સવાલ જ નથી આપણે માટે રચનાત્મક કાર્યક્રમ તથા આ કાર્યક્રમ બન્ને સમાન છે '

પછી રાજનિષ્ઠાની પ્રતિજ્ઞાનો સવાલ હાથ ધરવામા આવ્યો શ્રી કે ટી શાહના પુસ્તકમાથી બાપુજીએ પ્રતિજ્ઞા વાચી સભળાવી

રાજેન્દ્રબાબુ બધારણમા પરિવર્તન કરવાનુ તો આમા સોળે સોળ આના આવે છે

બાપુ મે ઇગ્લડના બધારણનો થોડોઘણો અભ્યાસ કર્યો છે એ લોકોની રાજનિષ્ઠાની પ્રતિજ્ઞામા તો રાજાને પદભ્રષ્ટ કરવાની વાત પણ આવી શકે છે તો શુ આપણે પૂર્ણ સ્વરાજ્યનો ભાવ મનમા રાખીને આ પ્રતિજ્ઞા ન લઈ શકીએ ?

કિશોરલાલભાઈ આપણે જો રાજાને ન ચાહતા હોઈએ, તેને માટે આપણા દિલમા કશો પ્રેમભાવ ન હોય તો આપણે કેવી રીતે પ્રતિજ્ઞા લઈ શકીએ ?

સરદાર આપણે આપણો પ્રોગ્રામ લઈને ત્યા જઈએ છીએ સરકારના દિલમા આપણા ઉદ્દેશો વિષે કોઈ જાતની ગેરસમજ નથી

જમનાલાલજી આપણે જો બીજાઓની પ્રતિજ્ઞાનો આપણને ઠીક લાગે એ અર્થ કરી શકીએ તો બીજાઓ પણ આપણી પ્રતિજ્ઞાઓનો પોતાને ઠીક લાગે એ અર્થ કરીને આપણી સસ્થાઓમા આવશે

બાપુ મારો અભિપ્રાય તો એવો છે કે એમના જ કોઈ વિધાન શાસ્ત્રી (કૉન્સ્ટિટ્યુશનલ લૉયર)નો અભિપ્રાય લેવો જોઈએ જેમ કે પ્રીયનો રાજા આઠમા એડવર્ડ જો રાજ્યત્યાગ ન કર્યો હોત તો પાર્લમેન્ટ એને પદભ્રષ્ટ કરત અને તે રાજનિષ્ઠાની પ્રતિજ્ઞાથી વિરુદ્ધ ન થાત એમની પ્રતિજ્ઞામા તો આવુ બધુ આવી શકે છે વસાહતોનો દાખલો લો તેઓ ઇગ્લડ સાથેનો સબધ તોડી શકે છે એટલે આપણે વિધાનશાસ્ત્રી ઓને એટલુ પૂછવાનુ છે કે જેનો ઉદ્દેશ પૂર્ણ સ્વાધીનતાનો છે તે આવી પ્રતિજ્ઞા લઈ શકે કે નહી ? આ પ્રશ્નને નૈતિક નથી માનતો આપણે કોઈ વિધાનશાસ્ત્રીને નૈતિક તાત્પર્ય નથી પૂછી શકતા આપણે જો કાયદા પ્રમાણે આવી પ્રતિજ્ઞા લઈ શકીએ તો નૈતિક દૃષ્ટિએ પણ આવી પ્રતિજ્ઞા લઈ શકીએ છીએ

રાજેન્દ્રબાબુ શુ આપણે કાનૂની અને નૈતિક ભૂમિકા એવો ભેદ કરી શકીએ ?

બાપુ — અહીં તો નૈતિક ભૂમિકા કાનૂની ભૂમિકામાંથી જ ઉત્પન્ન થાય છે.

કિશોરલાલભાઈ — પ્રતિજ્ઞા લેવી એ શબ્દ જ નૈતિક ભૂમિકાનું સૂચન કરતો નથી શું?

બાપુ — એમાં પ્રતિજ્ઞા લેવી એવો શબ્દ તો છે, પરંતુ બ્રિટિશ બંધારણ એ અજબ વસ્તુ છે. એમાં પરિપાટીઓ (કન્વેન્શન્સ) પણ છે તે ઉપરાંત એક અનોખી વસ્તુ કાનૂની સર્જન (લીગલ ફિક્શન) પણ છે. એમની પરંપરામાં તો રાજાને ગાદીએ માન્યો એ પણ પ્રતિજ્ઞાની સાથે સુસંગત છે. પરંતુ મારી પાસે એ બીજા અને શ્રેષ્ઠ કાયદો નીતિધર્મનો છે. એ કાયદા પ્રમાણે કોઈને ગોળી મારવી વાજબી નથી, પરંતુ પૂર્ણ સ્વરાજ એ કાયદા પ્રમાણે ગેરવાજબી નથી. એટલે જો એ વસ્તુ પણ આ પ્રતિજ્ઞામાં આવી શકતી હોય તો જે તમને આવી પ્રતિજ્ઞા બનાવી તેની બહાદુરીની હું તો કદર કરું. હું એમ કહું કે તમને તો ૮ પરંતુ દાનો છે. જો રાજેન્દ્રબાબુ એવો નિર્ણય આપે કે આમાં કાયદાની કશી અડચણ આવતી નથી તો હું ભારપૂર્વક કહું કે નૈતિક દૃષ્ટિએ પણ આમાં કશી અડચણ નથી.

રાજેન્દ્રબાબુ — મને તો નૈતિક અડચણ જ નડે છે. આમાં કાયદાની અડચણ તો કશી નથી.

કિશોરલાલભાઈ — પણ મારું હૃદય એમ કહે કે મારા દિલમાં રાજનિષ્ઠા નથી. I owe no allegience તો હું આવી પ્રતિજ્ઞા શા માટે લઉં?

બાપુ — શી અડચણ છે? વળી જો તો એવી પ્રતિજ્ઞા લેવી જ પડે છે. હું તો નોંધ (રિઝર્વેશન) રાખીને પણ વફાદારી હું આપું. ધારાસભામાં જઈને કશું ગેરકાયદે કામ તો કરી નથી શકતા. એટલે રાજનિષ્ઠા એ પણ એ કાનૂની સત્તા છે, નૈતિક નથી. એ લોકો જ એને કાનૂની કહે છે તો પછી આપણે નૈતિક શું કામ માનીએ? મારા દિલમાં તો આપણે પ્રતિજ્ઞા લઈ શકીએ એ વિષે કોઈ જાતની શંકા નથી.

પછી ધારાસભાપ્રવેશના ઠરાવ ઉપર મત લેવામાં આવ્યા. જમનાલાલજી અને કિશોરલાલભાઈ વિરુદ્ધ રહ્યા. બીજા સૌએ ઠરાવની તરફેણમાં મત આપ્યા. પછી કિશોરલાલભાઈએ કહ્યું

' ઠરાવ તો પાસ થઈ ગયો પણ તેથી સંઘના ઇતિહાસમા એક નવુ પ્રકરણ શરૂ થાય છે તેમ કરવાનો આપને પૂરેપૂરો અધિકાર છે પરતુ આ નવી નીતિનો અમલ કરવાને માટે આપે એવા માણસની યોજના કરવી જોઈએ, જે એ નીતિને માનતો હોય અને તેનો અમલ કરવાનો ઉત્સાહ ધરાવતો હોય મને લાગે છે કે હુ આ કામને માટે અસમર્થ છુ એટલે આપે બીજો કોઈ પ્રમુખ ગાંધી સેવા જોઈએ '

છેલ્લે દિવસે બાપુજીએ પોતાના ભાષણમા કિશોરલાલભાઈના પ્રમુખપદના ત્યાગ વિષે એમની સાથે થયેલી બધી ચર્ચા કહી સભાગારી કિશોરલાલભાઈની મુશ્કેલીઓ નીચે પ્રમાણે હતી

૧ ધારાસભાપ્રવેશ કરીને આપણે સત્ય અને અહિંસાને છોડીશુ ધારાસભાનો કાર્યક્રમ એવો છે કે તેમા બ_ જોશ આવી જાય છે આપણે માની લઈએ છીએ કે તેથી સ્વરાજ જલદી મળી જશે એટલે આપણે સાધનનો વિવેક નથી રાખી શકતા મનુષ્યમા રહેલી પશુતા એમા જાગ્રત થઈ જાય છે

૨ ધારાસભાનો કાર્યક્રમ મહા પ્રલોભનવાળો છે આજ સુધી એ પ્રલોભનોથી આપણે વેગળા રહ્યા છીએ આજ પણ એના પ્રતિ આપણે શકાની નજરે જોઈએ છીએ બીજા કેટલાયે મહત્ત્વના કામ કરવાના બાકી છે એવી સ્થિતિમા આ આફત આપણે શુ કામ વહોરીએ ?

૩ આજ સુધી આપણે પાણીનો પ્રવાહ રોકી રાખ્યો હતો હવે એ બધને તોડી નાખીએ છીએ આજ સુધી આપણે કાઉન્સિલ, સ્કૂલ કોર્ટ વગેરેના બહિષ્કારની વાત કરી અને તેનો નાશ ઇચ્છ્યો પરતુ આજે આપણે બીજી જ ભાષાનો પ્રયોગ કરી રહ્યા છીએ

બાપુજીના આ બધી શકાઓના જવાબનો સાર એ હતો કે સત્ય અને અહિંસા એ કોઈ ગુફામા બેસીને સેવવા જેવી વસ્તુ નથી આપણા બધા વ્યવહારોમા તેનુ પાલન આપણે ન કરી શકીએ અને તેની અસર ન પાડી શકીએ તો એ વસ્તુ કશા કામની નથી જો આપણા કાર્યક્ષેત્રોમાથી કોઈ પણ ક્ષેત્રને આપણે એટલા માટે છોડી દઈએ કે એ ક્ષેત્રમા અહિંસા ચાલી નહી શકે તો પછી અહિંસા

કશો જ મમની નથી હુ કયા ક્ષેત્રને છોડુ ? મારુ શરીર તો કામ કરતુ જ રહેશે ઇન્દ્રિયો પણ જરૂર એની પ્રવૃત્તિઓ કરશે હુ આત્મહત્યા તો કરવા ઇચ્છતો નથી હુ મારા કાન અથવા નાક બંધ કરવાનો નથી તો મારે શુ કરવુ ? મારે માટે એક જ રસ્તો છે કે મારી સઘળી ઇન્દ્રિયોને અહિંસાની દાસી બનાવવી

બીજો ઉપાય કિશોરલાલને અજમાવેલો છે વાત બહુ જૂની છે સાધનાને માટે તેમણે એકાતવાસ સ્વીકાર્યો હતો આગગાડીની સીટીના અવાજથી એની શાન્તિમા ભંગ પડતો હતો એક દિવસ રોજની માફક જ્યારે હુ મળવા ગયો ત્યારે મને કહેવા લાગ્યા કે મને આ સીટીથી બહુ કષ્ટ થાય છે મનમા રૂ અથવા રબર ખોસવાનો વિચાર કરુ છુ મે કહ્યુ એ ઉપાય પણ અજમાવી લો પરંતુ એ તો સાધ્ય વસ્તુ હતી ઈશ્વરમા ધ્યાન નહોતુ લાગતુ એટલે સીટીનો અવાજ સભળાતો હતો કિશોરલાલને પણ આ વાત પોતાની મેળે જ સમજાઈ ગઈ બીજે દિવસે મે તેમને કાનમા રાખવા માટે રૂ તથા રબર આપવા માંડ્યા ત્યારે એમણે જવાબ આપ્યો કે હવે એની કશી જરૂર નથી આપણા મન ક્રોધ પણ ને વ્યભિચારને માટે નથી એ જ વસ્તુ બીજી સઘળી ઇન્દ્રિયોને લાગુ પડે છે આપણી સઘળી ઇન્દ્રિયો શરીરને સુરક્ષિત રાખવા માટે છે

ધારાસભાનો કાર્યક્રમ સ્વીકારીને આપણે અહિંસાથી જરાયે વેગળા નથી જતા તમારી પાસે આ વસ્તુ રાખીને અહિંસાની દિશામા તમને બે ડગલા આગળ ધપાવુ છુ મારી આ વાત સમજી લો, અને એ પ્રમાણે ચાલો તો આ સાન જ આપણે એવી પ્રગતિ કરીશુ જેટલી આજ સુધીમા નથી કરી મને એમ લાગે છે કે પ્રસન આ પ્રશ્ને તમે મારાથી બધે જુદી રીતે રહી શકતા નથી આખા રાષ્ટ્રની દૃષ્ટિએ આપણે સૌ અને અહિંસાની દિશામા આગળ વધી રહ્યા છીએ કે નહી તે આપણે સિદ્ધ કરી બતાવવાનુ છે જણુ કરો. મન દાસને ભૂલી જઈને તમે એક બાજુએ ખસી જશો તો એમા કાયરપણુ

જ આવશે. જો આપણે મિથ્યાચારી નહીં હોઈએ તો ધારાસભાઓમાં પણ આપણે સત્ય અને અહિંસાનું બળ લઈને જઈશું. આપણે મિથ્યાચારી સાબિત થઈશું તોપણ મને કશો ક્ષોભ થવાનો નથી. મિથ્યાચાર ઉઘાડો પડવાથી આપણું હિત જ થશે. સત્ય અને અહિંસા એ સંઘનો આત્મા છે. એ જ્યારે નીકળી જાય ત્યારે કિશોરલાલની ફરજ છે કે સંઘને અગ્નિસંસ્કાર કરે. જો એ આત્મા રહેશે તો સંઘમાં તેજ આવશે. જો એ આત્મા આજે પણ નથી તો આપણે કેવળ મિથ્યાચારી છીએ, તો પછી સંઘને ચાલુ રાખવો વ્યર્થ છે.

બાપુની આ વાતથી કિશોરલાલભાઈના મનનું સમાધાન થયું નહીં. એટલે બાપુએ નાથજીને બોલાવ્યા, અને તેમની સાથે વાત કરી. બાપુજીએ જોયું કે નાથજીની વૃત્તિ પોતાની તરફ હતી, પણ નાથજીએ કહ્યું કે આ વખતે હું કાંઈ કહી શકતો નથી આપ કિશોરલાલભાઈને શું કરવું એનો હુકમ જ આપો. એમ તો બાપુજીની વૃત્તિ નાના બાળકોને પણ હુકમ આપવાની નહોતી પરંતુ એમને લાગ્યું કે કિશોરલાલભાઈ આવે વખતે પ્રમુખપદનો ત્યાગ કરશે તો એ અધર્મ થશે. એટલે તેમણે એમને આજ્ઞા જ કરી અને કહ્યું કે સંઘના સભ્યો આ માર્ગે જતાં પ્રલોભનમાં પડી જશે એ ડરથી સંઘનો ત્યાગ કરવો એ તમારે માટે ધર્મ નથી. તમને એમ લાગે કે સંઘના સભ્યો પોતાના સિદ્ધાન્તમાં દૃઢ નથી રહી શકતા તો તમારી ફરજ તો સંઘને તોડી નાખવાની અને તેને સારી પેઠે દફનાવી દેવાની છે. તમારે સાફ સાફ કહેવું જોઈશે કે આવા સંઘને હું નથી ચલાવી શકતો, એટલું જ નહીં પણ બીજો કોઈ પણ એને ચલાવી શકે નહીં કિશોરલાલભાઈ બાપુજીની આજ્ઞાને શિરસાવંદ્ય ગણી પ્રમુખ તરીકે ચાલુ રહ્યા.

પણ આખી પરિસ્થિતિનુ અને પોતાના સ્વભાવનુ પૃથક્કરણ કરતાં તેમણે જે કહ્યું તે બહુ મહત્ત્વનું હોઈ ખાસ નોંધવા જેવું છે :

"મેં કાલે મારી સ્થિતિ આપની સમક્ષ રજૂ કરી હતી. એ પણ સમજાવ્યું હતું કે શાથી મેં લેખી રાજીનામું નથી આપ્યું. ‡ બાપુજીએ

મને લાચાર બનાવ્યો છે મે એમના નિર્ણયને લાચારીથી સ્વીકારી લીધા છે પરંતુ બાપુજીએ જે રીતે એ વાત રજૂ કરી છે તે રીતે હું તે માનતો નથી હુ એમ નથી માનતો કે મારા દિલમા ધર્માધર્મ સબધમા કઈ શકા હતી મારી પત્નીએ કહ્યુ કે હુ ખિન્ન હતો આ તેની ભૂલ છે હું થાકેલો જરૂર હતો પરંતુ ખિન્ન નહોતો આજે ખિન્ન છું એ દિવસોમા તો બેચેન પણ નહોતો પ્રસન્ન હતો બાપુજીની આ આવા આનના મને દુખ થાય છે, ખેદ નથી થતો હુ કબૂલ કરુ છુ કે આ નવી પરિસ્થિતિમા હું બધબેસતો નથી, misfit છુ બાપુજીએ કેટલીય વાર કહ્યુ છે અને તે સાચુ છે કે મારી વિચારસરણી બાપુજીને અનુસરનારી નહી, પરંતુ સમાનાન્તર હોય છે હું બહુ નાનો પણ સત્યનો સ્વતત્ર પૂજારી રહ્યો છુ અને એમા બાપુજી પાસેથી તેમ જ બીજાઓ પાસેથી માર્ગદર્શન મળ્યુ છે બાપુજીએ કહ્યુ છે કે તેઓ જન્મથી જ સત્યોપાસક છે અહિંસક નથી મારુ આથી ઊલટુ છે હું સ્વભાવથી અહિંસાનો પૂજારી છું સત્યનો ઉપાસક પાછળથી બન્યો છુ બાપુજીને સત્યની શોધમાથી અહિંસા મળી અને મને અહિંસામાથી સત્યની ઝાખી થઈ આથી મારી દૃઢ શ્રદ્ધા હોય કે અમુક વસ્તુ સત્ય છે તોપણ તેનો અમલ કરવામા જ્યા સુધી શક્ય બને ત્યા સુધી અવિરોધ સાધવા ઇચ્છુ છુ જે એકાન્તવાસનો ઉલ્લેખ પૂ બાપુજીએ દગાબાજીવાળા અનુસધાનમા કર્યો તેમા પણ મારી વૃત્તિ એવી જ હતી મારી પત્નીને ખૂબ દુખ થતુ હતુ તે રાતના બાર વાગ્યા સુધી ઊંઘતી નહોતી એવા ડરથી કે હું ક્યાક ભાગી ન જાઉં જૂના જમાનામા વિરક્ત માણસો આવુ જ કરતા પરંતુ હું ભાગ્યો નહી મે વિચાર્યું કે જો હું સયમ આચરતો રહીશ તો કોઈ દિવસ તો મારી પત્ની પણ જરૂર એ સ્વીકારશે મારી વૃત્તિ એવી હતી કે જો હું એની અનુમતિ મેળવીને જઈ શકુ તો શા માટે તે પ્રાપ્ત કરવાની કોશિશ કેમ ન કરવી? તે દિવસથી હું એ જ કોશિશ કરી રહ્યો છુ કે હું આપની સમતિ મેળવીને છૂટો થાઉં મારી અહિંસાની ઉપાસનાને લીધે મારો એ સ્વભાવ પડી ગયો છે મારો સ્વભાવ જ એવો બની ગયો છે કે હું કદાચ પાછા હઠતો હોઉં તો તેમા પણ સમતિ મેળવુ સયમધર્મ પાળનારની તપરનાની દૃષ્ટિએ એમા સયમનો ત્યાગ કર્યો એમ પણ માની શકાય તેમ છતા એ મારો સ્વભાવ છે હું એક ગામમા જઈને બેસી ગયો હતો વલ્લભભાઈ મને ફરી

પાછા લઈ આવ્યા અને હું માની ગયો, તથા ગુજરાત વિદ્યાપીઠનું કામ કરતો રહ્યો. એવી રીતે આજ પણ હું અધ્યક્ષ રહીશ, પણ નિષ્પ્રાણ થઈને રહીશ. મેં પૂજ્ય બાપુજીને કહ્યું છે તે પ્રમાણે કાર્યવાહક સમિતિ જે ઇચ્છશે અને જેવી રીતે ઇચ્છશે તેનો અમલ કરીશ. કાર્યવાહક સમિતિ જ્યાં ઇચ્છે ત્યાં બાપુજીનો અભિપ્રાય લઈ શકે છે. તે જ એનો ભાર ઉઠાવશે અને હું માત્ર અમલ કરીશ."

સંઘની બેઠક વખતે રાજનિષ્ઠાની પ્રતિજ્ઞા વિષે ગાંધીજીએ જે વિવેચન કર્યું તેથી કિશોરલાલભાઈને સંતોષ થયો નહોતો. પણ એકાદ મહિના પછી તેમને પોતાને જ વિચાર કરતાં આ પ્રતિજ્ઞાનું રહસ્ય સમજાયું એટલે 'ધારાસભાનો શપથ' એ નામનો એક લેખ તેમણે લખ્યો તેમાં તેમણે જણાવ્યું કે,

"મને લાગે છે કે ધારાસભામાં લેવાના શપથની બાબતમાં ગાંધીજીનું કહેવું લોકોને બરાબર સમજાયું નથી. . . .

"કાયદાનો શપથ નૈતિક અથવા ધાર્મિક શપથથી ભિન્ન છે. કાયદાનો શપથ એ ગણાય જે માણસે પોતે ન ઘડ્યો હોય પણ જે ધારાસભાને તે વ્યવહારમાં વશ વર્તતો હોય તેણે ઘડેલો હોય. એ ધારાસભાએ એ શપથમાં જે અર્થનું આરોપણ કરવાનો નિશ્ચય કર્યો હોય તેટલો જ એનો અર્થ ગણાય. તેથી વધારે નહીં. . . .

"ધારાસભાનો શપથ ઘડનારાઓએ કે એના પ્રમાણભૂત અર્થ કરવાવાળાઓએ નહીં, પણ સામાન્ય જનોએ કરેલો અર્થ એ શપથમાં દાખલ કરવાથી ઘણો ગોટાળો ઉત્પન્ન થયેલો દેખાય છે. સામાન્ય માણસના અર્થની પાછળ પણ એનો ઇતિહાસ નથી એમ નહીં. છતાં એ અર્થ પ્રમાણ ગણીને સ્વીકારી શકાય નહીં. ધારાસભામાં લેવાના વફાદારીના શપથનો સામાન્ય માણસો એવો અર્થ કરતા લાગે છે કે એ શપથ લેનાર રાજા તરફ અંગત રીતે એટલી બધી ભક્તિપૂર્વક નિષ્ઠા રાખવા બંધાય છે કે રાજાને માટે મરવા પણ તૈયાર થાય. સામાન્ય માણસો એમ પણ માને છે કે આ શપથ એક વાર લીધો એટલે તેનું બંધન આખી જિંદગી લગી રહે છે. મેં સાંભળ્યું છે કે રાજ્યબંધારણમાં નિષ્ણાત એવા વિખ્યાત ધારાશાસ્ત્રીઓના મત પ્રમાણે આ બન્ને માન્યતાઓ ખોટી છે. તેમના મત પ્રમાણે વફાદારીના શપથનો અર્થ એટલો જ છે કે જ્યાં

લઈ એ પ્રતિજ્ઞા લેનાર શપથથી બંધાયેલો હોય (એટલે કે એ શપથ ઘડનાર સંસ્થાનો તે સભ્ય હોય) ત્યાં સુધી તે રાજાની સામે શસ્ત્ર ઉગામે નહીં એવો અર્થ થાય. એ જ પ્રમાણે કાનૂની મર્યાદાઓની બહાર રહીને રાજાનું મરણ નિપજાવવામાં સામેલ ન થાય. બંધારણ મારફતે અને બંધારણને અનુકૂળ એવી રીતે તો એ પણ કરવાની છૂટ છે. બંધારણમાં બતાવેલા પગલાં લઈને અધિકારવાળી ધારાસભાને આ શપથમાં સુધારો કરવાનો કે તેને સમૂળગો રદ કરવાનો અધિકાર છે. રાજાને પદભ્રષ્ટ કરવાનું એટલું જ નહીં પણ તેના શિરચ્છેદનો હુકમ કરવાનું પણ તેને માટે શક્ય છે. પણ જો ધારાસભા સંમત ન થાય તો એ ધારાસભાનો કોઈ પણ સભ્ય એ સંસ્થાનો સભ્ય મટી ગયા વિના રાજાની સામે હિંસાનો પ્રયોગ કરી શકે નહીં.

"ગાંધી સેવા સંઘના સભ્યની બાબતમાં જે માણસ સત્ય અને અહિંસાને વરેલો હોય તે તો કોઈ પણ સંજોગોમાં રાજાની સામે હિંસા કરવાનો ઇરાદો નહીં રાખે એમ માની શકાય. એટલે એને તો ઉપરના અર્થ પ્રમાણે વફાદારીના શપથ લેતાં કશો ધર્મસંકટ આવે એમ નથી. પૂર્ણ સ્વરાજ જો એ — ધારાસભામાં હોય ત્યાં સુધી — બંધારણને અનુકૂળ એવે માર્ગે પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય અથવા જો તે બીજાં સાધન વાપરવા ઇચ્છે તો પોતાની મેમ્બરીનું રાજીનામું આપ્યા પછી તે વાપરવાની ઇચ્છા રાખતો હોય તો પૂર્ણ સ્વરાજનું ધ્યેય રાખતાં એને કશી અડચણ આવી શકે એમ નથી . . . આમ આ વિષયના કાયદેસર અને નૈતિક અંગની વચ્ચે જેવો વિરોધ માનવામાં આવે છે એવો જરાયે નથી."

ગાંધીજીએ આ લેખની નીચે લખ્યું કે "ધારાસભાના અને ધાર્મિક શપથની વચ્ચે જે ભેદ મેં બતાવ્યો છે તેમાં રહેલા માર્ગ અર્થના આ વિવરણને હું હર્ષપૂર્વક સંમતિ આપું છું." રાજેન્દ્રબાબુ જેમને શપથની નૈતિક બાજુ વિષે શંકા હતી તેમણે પણ જણાવ્યું કે, કિશોરલાલભાઈના આ વિવરણથી મારી શંકા ટળી ગઈ છે.

ગાંધી સેવા સંઘનું ચોથું વાર્ષિક અધિવેશન ઓરિસ્સા પ્રાંતમાં આવેલા ડેલાંગ ગામે ૧૯૩૮ના માર્ચની આખરમાં થયું. તે વખતે

આપણા દેશના કેટલાક પ્રાંતોમાં હિંદુ-મુસલમાન દંગા થયા હતા એટલે સંમેલનમાં એ જ ચર્ચાનો મુખ્ય વિષય બની ગયો અને તેના ઉપર સારી પેઠે ચર્ચા તથા વિચારસફાઈ થઈ

કિશોરલાલભાઈએ પોતાના ઉપસંહારના ભાષણમાં અહિંસાની પાછળ ભાવરૂપ વૃત્તિ કઈ હોવી જોઈએ તે સમજાવતાં કહ્યું કે :

"કેવળ અહિંસા અને ક્રોધ ન કરવો એટલું બસ નથી. એ તો અભાવરૂપ ધર્મ થયો. બાપુનું જીવન ભાવરૂપ કરુણાથી ભરેલું છે. દરિદ્ર નારાયણને દેખતા એમની કરુણા ઊભરાઈ જાય છે. આશ્રમમાં જેમ પોતાના સાથીઓ આગળ પોતાની વેદના તેઓ પ્રગટ કરતા હતા તેવી રીતે આપણાં સંમેલનોમાં પણ કરે છે. તે વખતે આખું વાયુમંડળ કરુણાથી ભરાઈ જાય છે. એક વાર મે મારા ગુરુને પૂછ્યું કે ઈશ્વરની ઉપાસના કયા સગુણ રૂપમા હું કરું ? તેમણે જવાબ આપ્યો સત્ય, પ્રેમ આદિ ગુણોથી યુક્ત રૂપોને છોડ અને તેની કરુણા ગુણયુક્ત રૂપની પૂજા કર. બુદ્ધ, ઈશુ તથા બાપુ એ સૌ શ્રેષ્ઠ પુરુષોમા મુખ્ય ગુણ કરુણા છે. એ કરુણાને આપણે સમજી જઈએ તો સઘળા પ્રશ્નોનો ઉત્તર મળી જશે. હિન્દુ-મુસલમાન દગાને પણ એ જ ન્યાય લાગુ પડે છે દંગો કરવાવાળા બહુ બહુ તો ડબલિયા કેદીઓથી ખરાબ હોતા નથી. એમની પાછળ જેઓ દોરીસંચાર કરનારા હોય છે તેઓ ખરા ગુંડા તો છે. તોફાન કરનારા ગુંડા તો એમના હાથા હોય છે. તેઓ પોતાની ઇચ્છાથી અથવા પોતાને કશું વેર હોય છે તેથી મારામારી કરતા નથી. એમને એવી આદત પડી ગઈ હોય છે અને પૈસાની લાલચથી તેઓ આવા કામ કરે છે. એવા માણસોને વિષે પણ આપણા હૃદયમા કરુણાનો ભાવ પેદા થાય ત્યારે એમને સુધારવાનો ઉપાય આપણને મળી રહે."

પાંચમું અધિવેશન ૧૯૩૯ના મે માસમા બિહાર પ્રાન્તના ચંપારણ જિલ્લાના વૃંદાવન ગામે થયું તે વખતે રાજકોટમાં બાપુજીની અહિંસાની આકરી તાવણી થઈ ચૂકી હતી -હિન્દુ-મુસલમાન દંગા તો હતા જ. તે ઉપરાંત ત્રિપુરી કૉંગ્રેસમા પેદા થયેલા કલુષિત વાતાવરણની પણ અસર હતી કૉંગ્રેસીઓમાં અંદર અંદર જે ઝઘડા ચાલતા હતા તેનાથી સંઘના સભ્યો પણ અલિપ્ત રહી શકયા નહોતા એટલે

સાંભળ્યું છે કે બ્રાહ્મણ પત્રોમાં સંઘની વિરુદ્ધ લેખો આવે છે કર્ણાટકમાં પણ સંઘની વિરુદ્ધ આવી જ કાંઈક હવા ફેલાઈ છે બહારના વિરોધ ઉપરાંત આ કોંગ્રેસી કામથી સભ્યોની અંદર આંતરિક કલહ પણ પેદા થયો છે તેથી આ સભ્યોનો એવો અભિપ્રાય છે કે આ આફતમાંથી સંઘને બચાવી લેવો જોઈએ

"વિરોધીઓની ટીકાઓથી મને કશું દુઃખ થતું નથી પરંતુ આ બે ત્રણ વર્ષમાં આપણા સભ્યોમાં જ જે આંતરિક વિખવાદ પેદા થવા માંડયો છે, તેથી મને બહુ દુઃખ થાય છે આપણે અંદર અંદર એક બીજા પ્રત્યે સદ્ભાવપૂર્વક મિત્રતા ન રાખી શકીએ તો મને જરાયે આશા નથી કે સંઘની મારફત આપણે ભિન્ન ભિન્ન કોમોના અથવા પ્રાન્તોના લોકોમાં સદ્ભાવ પેદા કરી શકીએ સંઘમાં આવું મનોમાલિન્ય દેખાય છે એટલે નવા કોઈને સભ્ય બનાવવાનો ઉત્સાહ મારા દિલમાં થતો નથી"

કિશોરલાલભાઈએ સંઘની આંતરિક સ્થિતિનું આ પ્રમાણે જે પૃથક્કરણ કર્યું તેના ઉપર સભ્યોમાં સારી પેઠે ચર્ચા થઈ સંઘના સભ્યો કેટલીક વાર ચૂંટણીઓમાં અંદર અંદર પણ હરીફાઈ કરતા હતા એટલે એક ઠરાવ કરી તેમને ચેતવણી આપવી પડી કે,

'સંઘના સભ્યોએ પોતે સત્ય અને અહિંસાનું સૂક્ષ્મતાપૂર્વક પાલન કરવું જોઈએ, એટલું જ નહીં પણ પોતાની સાથે કામ કરવાવાળા બીજા કાર્યકર્તાઓના સત્ય અને અહિંસાથી વિરુદ્ધ હોય એવા કાર્યોનો કોઈ પણ પ્રકારે લાભ નહીં ઉઠાવવો જોઈએ બની શકે ત્યાં સુધી તો તેમની પાસે પણ સત્ય ને અહિંસાનું પાલન કરાવવું જોઈએ વળી રાજકીય સંસ્થાઓની ચૂંટણીઓમાં સંઘના સભ્યોએ અંદર અંદર હરીફાઈ કે પરસ્પર વિરોધ પણ ન કરવો જોઈએ

સંઘનું છઠ્ઠું અધિવેશન ૧૯૪૦ના ફેબ્રુઆરીમાં બંગાળના ઢાકા જિલ્લાના મલિકંદા ગામે થયું વૃંદાવનમાં સંઘના સભ્યોને સારી પેઠે સૂચનાઓ તથા ચેતવણીઓ આપવામાં આવી હતી છતાં તેની ખાસ અસર થઈ જણાતી નહોતી વળી ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં વિશ્વયુદ્ધ શરૂ થઈ ગયું હતું એ યુદ્ધમાં કોંગ્રેસે ભાગ લેવો કે કેમ એ એક પ્રશ્ન હતો કોંગ્રેસને લાગતું હતું કે કેવળ અહિંસાને માર્ગે આપણે ભાગ ન

ગઈએ ને તો આપણાથી બની શકે એમ નથી પણ બ્રિટિશ સરકાર પોતાના યુદ્ધના હેતુઓ જાહેર કરે અને તેથી હિંદુસ્તાનને ફાયદો થાય એમ હોય તો કૉંગ્રેસને યુદ્ધમાં મદદ કરવાનો વાંધો ન હોવો જોઈએ કિશોરલાલભાઈએ પોતાના અધ્યક્ષ તરીકેના ભાષણમાં આ બાબતની સ્પષ્ટતાથી ચર્ચા કરી તેમણે જણાવ્યું કે

જ્યાં સુધી પ્રાંતીય સરકારો ચલાવવાનો ભાર કૉંગ્રેસ ઉપર નહોતો આવ્યો ત્યાં સુધી હિંસા તથા અહિંસાના પ્રશ્નો ઉપર જુદા જુદા પક્ષોમાં તાત્ત્વિક ચર્ચા જેટલી વાતની હતી તાત્કાલિક બેમાંથી એકને પસંદગી આપવાનો પ્રસંગ કૉંગ્રેસ આગળ ઊભો થતો નહોતો પ્રાંતીય કારોબારમાં કાંઈક અધિકાર મળ્યા પછી એવા પ્રસંગ પ્રાપ્ત થવા લાગ્યા છે વળી વર્તમાન યુદ્ધ શરૂ થયા પછી તો આપની રુચિ અથવા શ્રદ્ધા કઈ તરફ છે તેની પરીક્ષાનો બહુ ભારે પ્રસંગ ઊભો થયો છે કૉંગ્રેસના નેતાઓ તથા અનેક પ્રાંતોના પ્રધાનોના મુખેથી એવા વચનો નીકળ્યાં છે કે અંગ્રેજ સરકાર હિંદુસ્તાનને પૂર્ણ સ્વરાજ આપી દે તો કૉંગ્રેસ અંગ્રેજ સરકારને આ લડાઈમાં પૈસા તથા સિપાહીઓની પૂરી મદદ કરશે અને દેશના લાખો જવાનોને જર્મની સામે લડવાને મોકલશે. મને ખબર છે ત્યાં સુધી ગાંધી સેવા સંઘના સભ્ય એવા કોઈ પણ કૉંગ્રેસી નેતાએ અથવા ધારાસભાના સભ્યે આ વિચાર અથવા સૂચનાનો વિરોધ નથી કર્યો બલ્કે અનુમાન તો એમ નીકળે છે કે એમની પણ વિચારસરણી એવી જ છે એટલે કે પશુબળનો આશ્રય લીધા વિના રાજ્યકારભાર ચલાવવો અને દેશની સ્વતંત્રતા ટકાવી રાખવી એ સાધારણ મનુષ્યસમાજના ગજા ઉપરવટની વાત છે એવી સાધારણ લોકની જે માન્યતા છે તેમાં ગાંધી સેવા સંઘના કોમતી કાર્યકર્તાઓ અપવાદરૂપ નથી. પરંતુ પૂ. બાપુજીએ તો આપણી આગળ એવો વિચાર મૂક્યો છે કે સાધારણ મનુષ્ય પણ અમુક હદ સુધી અહિંસાનું પાલન કરી શકે છે આ વાત જો સાચી હોય તો ગાંધી સેવા સંઘની નીતિ કેવી હોવી જોઈએ? આવા બારીક પ્રસંગે આપણે કશું વિશેષ આચરણ ન બતાવી શકીએ તો સંઘને ચાલુ રાખવામાં શો હેતુ રહ્યો?

એક તરફથી જોઈએ તો ગાંધી સેવા સંઘના સભ્યોએ રાજનૈતિક કામોમાં એટલે કે કૉંગ્રેસ તથા ધારાસભા વગેરેમાં કેટલો અને

કેવા પ્રકારનો ભાગ લેવો જોઈએ એ સવાલમાંથી જ આ બીજો સવાલ ઊભો થાય છે કે સંઘને બંધ કરવો જોઈએ કે ચાલુ રાખવો જોઈએ? કારણ આમ કરવામાં અહિંસાના સિદ્ધાન્તની અને સરકારના કારોબારની વચ્ચે વિરોધ આવે છે અને ધર્મસંકટ પેદા થાય છે. એક તરફથી અહિંસાનો ભંગ થવાના ડરથી આપણામાં શક્તિ હોય તોપણ આ કામોથી દૂર રહીએ તો આપણી અહિંસા એક તુચ્છ ગુણ બની જાય છે. બીજી તરફથી જો આપણે આ કામોમાં પડીએ તો અહિંસાની મર્યાદા પાળવાની જેટલી કૉંગ્રેસની શક્તિ હોય તે હદમાં આપણે પણ રહેવું પડે છે અને હિંસક ઉપાય અજમાવવાની ફરજ પડે છે. સરદાર વલ્લભભાઈને આ ધર્મસંકટનો અનુભવ થયો છે. છેવટે એમણે એ નિર્ણય કર્યો છે કે જોકે પોતાની શ્રદ્ધા અહિંસા ઉપર છે તોપણ એ સિદ્ધાન્તને દૃઢતાપૂર્વક પકડી રાખવા જતાં પાર્લમેન્ટરી બોર્ડનું કામ તેઓ ચલાવી શકે નહીં. સિદ્ધાન્તવાદી હોવાનો દાવો કરીને નિષ્ક્રિય રહેવું પડે એ એમના જેવા કર્મમાર્ગીને માટે મુશ્કેલ છે. મારો ખ્યાલ એવો છે કે માનવસમાજની આજની હાલતમાં કેવળ સરદાર વલ્લભભાઈને માટે નહીં પણ આપણે સૌને માટે રાજદ્વારી હોદ્દાનો સ્વીકાર કરીને તેની સાથે શુદ્ધ અહિંસાનું પાલન કરવું એ લગભગ અસંભવિત છે. કેવળ જેઓ સ્વભાવે હિંસા તરફ રુચિ ધરાવે છે તેઓ જ નહીં પરંતુ સ્વભાવ અને બુદ્ધિથી અહિંસામાં શ્રદ્ધા રાખનારા પણ સમાજના કેટલાક કામો માટે થોડીઘણી હિંસા જરૂરની છે એમ માને છે. તેમને એવો અંદેશો રહે છે કે એટલી હિંસાનો અવકાશ ન રાખવામાં આવે તો સમાજમાં અરાજકતા અને અરક્ષિતતા ફેલાવાનો ડર છે.

મારી કલ્પના એવી છે કે આપણે એવો સંસ્થાગત સમાજ નિર્માણ કરી શકીએ જે સમાજના હિંસાભિમુખ પ્રવાહને એકદમ ભલે બદલી ન શકે પણ તેમાં તણાઈ તો ન જ જાય. કોઈ કોઈ વાર એ પ્રવાહનો તેઓ સફળતાપૂર્વક વિરોધ પણ કરે. આ ધ્યેય રાખી આવો સમાજ રાજકીય સામાજિક આર્થિક વગેરે સઘળા પ્રકારના કામોમાં ભાગ લેતો રહે, પોતાને સારાં લાગે એવાં કામોમાં સહકાર આપે પરંતુ જેમાં હિંસાનો આશ્રય કરવો અનિવાર્ય હોય એવી કોઈ સંસ્થામાં અધિકારનો સ્વીકાર ન કરે. આવા સમાજનો એવો નિશ્ચય હોવો જોઈએ કે ભલે ગમે તેટલું નુકસાન થઈ જાય તોપણ પોતાની

મોટા ભાગના અને મહત્ત્વના સભ્યો તો આવી સંસ્થાઓમાં હતા જ. એટલે છેવટે નક્કી કરવામાં આવ્યું કે તેના વર્તમાન સ્વરૂપમાં સંઘનું વિસર્જન કરવું. સંઘના વિસર્જનનો ઠરાવ નીચે પ્રમાણે છે :

'છેલ્લા કેટલાક વખતના અનુભવ ઉપરથી એવું જણાય છે કે સંઘના સભ્યોએ રાજદ્વારી સંસ્થાઓના ભાગ લેવા એ ઇચ્છવા જેવું નથી. તેથી વર્તમાન પરિસ્થિતિમાં આ સંઘનો એવો અભિપ્રાય છે કે અત્યારે જેઓ રાજદ્વારી સંસ્થાઓના છે અને તેમાં રહેવા ઇચ્છે છે તેઓ સંઘના સભ્ય ન રહે.

આ નિર્ણયનો એવો અર્થ હરગિજ નથી કે જે વ્યક્તિઓ રાજદ્વારી સંસ્થાઓના સભ્ય છે તેઓ સંઘના સભ્ય રહેવાને લાયક નથી અથવા તો રાજદ્વારી કામ એ બીજાં કામોને મુકાબલે ઊતરતા દરજ્જાનું કામ છે. આ નિર્ણય ઉપર આવવાનું એક ખાસ કારણ તો એ થયું છે કે સંઘના કેટલાક સભ્યોના રાજદ્વારી સંસ્થાઓમાં ભાગ લેવાથી સંઘમાં વૈમનસ્ય પેદા થાય છે. એ ઉપરથી એ સાબિત થાય છે કે આપણું અહિંસાનું આચરણ અપૂર્ણ તથા દૂષિત છે. અહિંસાનું સ્વરૂપ જ એવું છે કે તેણે હિંસાની વૃદ્ધિનું નિમિત્ત કદી ન બનવું જોઈએ.

સંઘની હંમેશાં એવી માન્યતા રહેલી છે કે હિન્દુસ્તાનના કરોડો લોકોની ઉન્નતિ રચનાત્મક કામથી જ થઈ શકે એમ છે. રચનાત્મક કાર્ય એ એક એવું કાર્ય છે કે જેમાં આમજનતા નિઃસંકોચ ભાગ લઈ શકે છે. એટલા માટે સંઘની પ્રવૃત્તિ રચનાત્મક કામ પૂરતી જ મર્યાદિત રહેશે. જે રચનાત્મક કાર્યો ચરખા સંઘ વગેરે રચનાત્મક સંઘમાં નથી આવતાં તે કાર્યો સંઘના ક્ષેત્રમાં આવશે. જેવાં કે રચનાત્મક કાર્યની સાથે અહિંસાનો શો સંબંધ છે તેનું અવલોકન, અધ્યયન તથા સંશોધન કરવું તથા રચનાત્મક કામની આપણા પોતાના તથા સમાજના જીવન પર શી અસર પડે છે તેનું નિરીક્ષણ કરવું.

સંઘનો એ પણ અભિપ્રાય છે કે રચનાત્મક કાર્યનો એ વિભાગ જે રચનાત્મક સંસ્થાઓથી અલગ છે તેનું સારી રીતે અધ્યયન તથા સંશોધન કરવા માટે પૂરતા માણસો અને નાણાં સેવા સંઘ પાસે નથી. તેથી જ્યાં સુધી આ પ્રકારના અધ્યયન તથા સંશોધન માટે પૂરતાં સાધન ન મળે ત્યાં સુધી સંઘનો આર્થિક વ્યવહાર તથા 'સર્વોદય' માસિક

પ્રવૃત્તિઓમા હિંસાત્મક ઉપાયોનો આશ્રય તે હરગિજ નહી લે જ્યારે કોઈ અનિષ્ટને દૂર કરવા માટે અહિંસાત્મક ઉપાય તે બતાવી શકે ત્યારે એનો પ્રયોગ કરવાને માટે તે આગળ આવે તે વખતે કોઈ સમાજ અથવા કોઈ સસ્થામા તેને અધિકાર સ્વીકારવાની જરૂર પડે તો એટલા કામ પૂરતો તે અધિકાર પણ સ્વીકારે પણ કામ પૂરુ થતા જ આમ લોકોના પ્રતિનિધિઓને તે પાછા સોપી દે મારી એવી ખાતરી છે કે ઉચ્ચ ચારિત્ર્ય, બુદ્ધિ, વ્યવહારકુશળતા અને પોતાના ક્ષેત્રમા સારુ જ્ઞાન ધરાવનારા સત્યાગ્રહીઓનો આવો એક સમાજ હોઈ શકે છે જે અધિકાર લીધા વિના પણ પોતાની નૈતિક પ્રતિભા જમાવી શકે એ તો વિવિધ ક્ષેત્રોમા કેવળ સેવા જ કર્યા કરે છતા એની એટલી પ્રતિષ્ઠા હોય કે જ્યારે કોઈ પણ વિષય ઉપર તે પોતાના વિચાર પ્રગટ કરે ત્યારે લોકોને તેમ જ રાજ્યને આદરપૂર્વક તે સાભળવા પડે અથવા એના સત્યાગ્રહી ઉપાયનો સામનો કરવો પડે '

પછી પોતાની શારીરિક અસ્વસ્થતાને કારણે પોતે જેટલો પ્રવાસ કરવો જોઈએ તેટલો કરી શકતા નથી સભાઓ સમારભો વગેરેમા ભાગ લેવો જોઈએ તેટલો લઈ શકતા નથી વગેરે કારણોને લીધે પ્રમુખપદ ઉપરથી પોતાને મુક્ત કરવાની તેમણે માગણી કરી પૂ બાપુજીને તથા કાર્યવાહક સમિતિના સભ્યોને પોતે વાત કરી લીધી છે એ પણ જણાવ્યુ બાપુજીએ એમને કહેલુ કે "આ વખતે હુ તમને આગ્રહ નહી કરુ સ્વતત્ર રીતે તમને અધ્યક્ષ રહેવાનો ધર્મ સૂઝી જાય તો ઉત્તમ છે પરતુ તમને એથી ઊલટુ જ લાગે તો મારે તમને અનુકૂળતા કરી આપવી જોઈએ

*કિશોરલાલભાઈએ પોતાના ભાષણમા જે વિચારો જણાવ્યા હતા* તે ઉપર ઘણી ચર્ચા થઈ

બાપુજીએ અહિંસાના મહત્ત્વ વિષે બહુ વિગતવાર અને વિશદ વિવેચન કર્યું વર્તમાન પરિસ્થિતિમા સઘની નીતિ કેવી હોઈ શકે તે પણ સમજાવ્યુ તેના સારરૂપ મુદ્દા નીચે પ્રમાણે આપી શકાય

૧ સઘમા કેટલાક સભ્યો એવા છે જેઓ સઘને પ્રતિષ્ઠા આપે છે, જ્યારે કેટલાક એવા છે જેઓને સઘ તરફથી પ્રતિષ્ઠા મળે છે, અને

એ પ્રતિષ્ઠાનો ઉપયોગ તેઓ રાજકારણમાં કરે છે. તેનો એ જ ઉપાય છે કે સંઘે એવાઓને પ્રતિષ્ઠા ન આપવી જોઈએ એ સભ્યે પણ બીજાની પાસેથી માગીને મેળવેલી પ્રતિષ્ઠા છોડી દેવી જોઈએ જો આપણે આપણા સભ્યોને એવી પ્રતિષ્ઠા આપીએ અને તેઓ તે લે તો આપણે કોંગ્રેસ સમાજવાદી અથવા તો સામ્યવાદીના હરીફ બનવાને પાત્ર થઈએ

૨. આવુ સત્તાનુ રાજકારણ સંઘમાથી દૂર કરવુ જોઈએ આત્મશુદ્ધિને માટે એમ કરવાની જરૂર છે હુ રાજકારણ-માત્રનો નિષેધ નથી કરતો હુ તો જાણું છુ કે આપણા દેશમા સઘળા પ્રકારનુ રચનાત્મક કામ એ રાજનીતિનુ જ એક અગ છે. મારી દૃષ્ટિએ તો એ જ સાચું રાજકારણ છે પરતુ સત્તાના રાજકારણ સાથે અહિંસાને કશો સંબધ હોઈ શકે નહી

૩. જો આપણી અદર અહિંસક પુરુષાર્થના સાચા લક્ષણ હોત તો આજ આપણી જે દશા છે તે ન હોત આપણામા એક જુદી જ શક્તિ પેદા થઈ હોત તે વખતે તમારે ન મારી સલાહની જરૂર પડત કે ન આ સઘની જરૂર પડત

સરદારે કહ્યુ કે

"કેટલાક લોકો એમ માને છે કે ગાધી સેવા સઘ વાસ્તવિક રીતે તો એક રાજદ્વારી પક્ષ જ છે પરતુ એ લોકો એ વસ્તુને છુપાવવા માટે રચનાત્મક કાર્યનો આશરો લે છે. કાગ્રેસની તમામ સત્તા પોતાના હાથમા લેવાની તેમની આ ચાલ છે. પરતુ જ્યા સુધી કોઈ જવાબદાર વ્યક્તિએ આવી વાત નહોતી કહી ત્યા સુધી મે એને મહત્ત્વ નહોતુ આપ્યુ પરતુ જ્યારે પ. જવાહરલાલજીને પણ લાગ્યુ કે આ એક રાજકીય પક્ષ છે અને કાગ્રેસનો કબજો લેવા માગે છે ત્યારે મને બહુ ખરાબ લાગ્યુ."

પછી સઘના જે સભ્યો સત્તાના રાજકારણમા એટલે કે ધારાસભાઓ, મ્યુનિસિપાલિટીઓ, લોકલબોર્ડો વગેરે સસ્થાના સભ્યો હતા તેમની યાદી બનાવવામાં આવી તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સંઘના



બાપુજીના મંત્રી તરીકે સને ૧૯૪૨

સિવાયની ગાંધી સેવા સંઘની બીજી બધી પ્રવૃત્તિઓ સ્થગિત કરવામા આવે અને નીચે લખેલા સજ્જનો ઉપરાંત સંઘના બીજા કોઈ સભ્ય ન રહે તથા કાર્યવાહક સમિતિ નીચે લખેલા સજ્જનોની રહે"

પછી નવ માણસોની કાર્યવાહક સમિતિ નીમવામાં આવી અને તેના અધ્યક્ષ શ્રી જાજૂજીને નીમવામા આવ્યા

ગાંધી સેવા સંઘનુ વિસર્જન થવાથી કિશોરલાલભાઈ ઉપરથી જવાબદારીનો એક બહુ મોટો બોજો ઊતરી ગયો તેમની તબિયત સારી ન હોવા છતા કર્તવ્યવશ થઈ સંઘના સભ્યોને મળવા તથા તેમની પ્રવૃત્તિઓનુ નિરીક્ષણ કરવા આખા હિન્દુસ્તાનમા તેમણે ભ્રમણ કર્યું હતુ ગાંધી સેવા સંઘના પ્રમુખ થવાથી તેઓ સારા હિન્દુસ્તાનના નાનામોટા રચનાત્મક કાર્યકર્તાઓના સંપર્કમા આવ્યા આ કાર્યને અંગે તેઓ જુદા જુદા પ્રાન્તના દેશના નેતાઓના પરિચયમા પણ આવ્યા અને પોતાના નમ્ર તથા પ્રેમળ સ્વભાવને લીધે સૌનો સદ્ભાવ સંપાદન કર્યો

## ૨૧
## ૧૯૪૨ની લડત

કિશોરલાલભાઈ ગાંધી સેવા સંઘના કામમાથી છૂટા થયા તે વખતે કોમી હુલ્લડોને અંગે મહાદેવભાઈને બહાર ફરવાનુ ઘણું થતુ ૧૯૪૧મા તેમને લાંબો વખત અમદાવાદ રહેવુ પડેલુ ત્યાર પછી ગુજરાતના કેટલાક ભાગમા રેલસંકટ આવ્યુ તે માટે ફાળો ઉઘરાવવા તેમને લાંબો વખત મુંબઈ રહેવુ પડેલુ તે વખતે કિશોરલાલભાઈ બાપુજીને તેમના પત્રવ્યવહાર વગેરેના કામમા મદદ કરતા શરૂઆતમા તો તેઓ રોજ વર્ધાથી સેવાગ્રામ જતા પણ પછીથી તેમણે સેવાગ્રામમા જ રહેવાનું રાખ્યુ

સને ૧૯૪૨ની ૯મી તારીખે સરકારે કોંગ્રેસ ઉપર હુમલો કર્યો ને, પહેલા દુનિયામા ચાલી રહેલી વ્યાપક હિંસા તથા આપણા દેશમા

ચાલી રહેલી કામદેસર અરાજકતાના પ્રતિકાર તરીકે બાપુજી ઉપવાસ કરવાનો વિચાર કરી રહ્યા હતા કૉંગ્રેસની કારોબારી સમિતિના લગભગ બધા જ સભ્યો તેમના આ પગલાને પસંદ કરતા નહોતા. તે ઉપરથી બાપુજીએ તા. ૨૦–૭–'૪૨ ના રોજ 'અહિંસાની પદ્ધતિમાં ઉપવાસને સ્થાન' એ નામનો લેખ લખ્યો (જુઓ 'હરિજનબંધુ', તા. ૨૬–૭–'૪૨) તેમાં તેમણે પોતાના પહેલાંના ઉપવાસોનો ઉલ્લેખ કરીને લખ્યુ હતુ કે,

"મારા આ બધા ઉપવાસો છતા સત્યાગ્રહના એક શસ્ત્ર તરીકે ઉપવાસ માન્ય થયો નથી રાજકારણી લોકોએ તેને સ્વીકારી લીધો છે એટલુ જ. તેમ છતા મારે એવા નિર્ણય ઉપર આવવું પડયુ છે કે આમરણ ઉપવાસ એ સત્યાગ્રહના કાર્યક્રમનુ એક અત્યત મહત્ત્વનુ અગ છે, અને અમુક ચોક્કસ સજોગોમા તે સત્યાગ્રહનું સૌથી મહાન અને રામબાણ શસ્ત્ર છે. યોગ્ય તાલીમ પામ્યા વિના આવી જાતનો ઉપવાસ આદરવાને માટે દરેક જણ પાત્ર નથી . . . રચનાત્મક અર્થમા અહિંસા સૌથી સમર્થ શક્તિ છે. કારણ કે ખોટુ કરનારાઓને કોઈ પણ જાતનુ શારીરિક અથવા ભૌતિક નુકસાન કર્યા વિના, કે કરવાનો ઇરાદો પણ રાખ્યા વિના કષ્ટસહનને માટે તેમા પૂરતો અવકાશ મળી રહે છે સત્યાગ્રહનો આશય હમેશા ખોટુ કરનારમા રહેલા સદ્ભાવને જાગ્રત કરવાનો છે કષ્ટસહન તેની દૈવી પ્રકૃતિને સ્પર્શે છે અને પ્રતિકાર તેની આસુરી પ્રકૃતિને છછેડે છે યોગ્ય સજોગોમા ઉપવાસ આ પ્રકારની ઉત્તમ કોટિની અપીલ છે રાજદ્વારી કાર્યકર્તાઓને રાજકીય બાબતોમા તેનુ ઔચિત્ય દેખાતુ નથી તેનુ કારણ એ છે કે આ ઉત્તમ શસ્ત્રનો એ એક નવીન ઉપયોગ છે. અહિંસાનો ઐહિક બાબતોમા ઉપયોગ કરીએ તો જ તેનો ઉપયોગ છે."

કિશોરલાલભાઈએ તા. ૨૫–૭–'૪૨ ના રોજ 'સત્યનુ રચનાત્મક બળ' એ નામનો લેખ (જુઓ 'હરિજનબંધુ', તા. ૨–૮–'૪૨) લખીને બાપુજીના વિચારોને અનુમોદન આપ્યુ એમની દલીલ સક્ષેપમા નીચે પ્રમાણે મૂકી શકાય:

"અહિંસાત્મક પ્રતિકારના એક સાધનરૂપે ઉપવાસ રજૂ કરવામા આવે છે. એ માર્ગ નવો તો નથી જ. બહુ પ્રાચીન કાળથી આપણા દેશમા તે લેવાતો આવ્યો છે. એક રીતે તે આપઘાતથી મૃત્યુ લાવવાને

એક પ્રકાર કહી શકાય. આથી મરણનું જીવન ઘડવામાં શું સ્થાન છે એ સવાલ ઊભો થાય છે. . . . મનુષ્ય બહુ ઊંડે ઊંડે એમ અનુભવે છે કે એના શરીરને કેવળ ધારી રાખનારી જે સત્તા છે તે કરતાં જીવનનું સ્વરૂપ વધારે સૂક્ષ્મ, વધારે વ્યાપક અને વધારે ચિરતન છે. . . . પોતાના વ્યક્તિત્વથી પર અને વધારે વ્યાપક જીવન વિષે તેની પ્રતીતિ અને તે વિષેનો રસ પોતાના દેહ માટેના રસ કરતાંયે વધારે છે. પોતાની પાછળ રહેનાર અને હજુ પેદા પણ ન થયેલા સંસાર માટે તે કાંઈ મૂકી જવા ઝંખતો હોય છે. અને વધારામાં તેને કાંઈક સારું મૂકી જવાની ઝંખના હોય છે, ખરાબ નહીં. . . . જેટલે અંશે પોતે સમજી શકે તેટલે અંશે વ્યાપક જીવન વધારે ઉન્નત અને પ્રગતિશીલ બને એવો સામાન્ય રીતે દરેક દેહધારીનો અણશીખવ્યો પ્રયત્ન હોય છે . . . એ વ્યાપક જીવન સર્વ દેહો દ્વારા પ્રગટ થાય છે, અને સર્વ મરણોમાં એ દેખાય છે, અને મરણ છતાં એ કાયમ રહે છે. વાસ્તવિક રીતે દરેક જણ પોતાના વ્યક્તિગત જીવન મારફતે વ્યાપક જીવનને ઘડવા અને વિકસાવવા મથે છે. આ વ્યાપક જીવન જ જીવનનું સાચું રૂપ છે અને તે જેમ શરીર ધારણ દ્વારા તેમ જ તેના નાશ દ્વારાયે ઘડાય છે. . . . કેટલીક એવા પણ પ્રસંગો હોય કે જ્યારે જીવતા પ્રાણીઓની અતિ બુદ્ધિભરી અને તીવ્ર પ્રવૃત્તિ કરતાંયે મરણનું બળ વધારે અસરકારક થાય એવે પ્રસંગે મરણ કોઈ જાતની ગુપ્ત શક્તિને જાણે મુક્ત કરતું હોય એમ જણાય છે. એ શક્તિ દેહધારણ દરમ્યાન બધા પ્રયત્નો છતાં પૂરતી યશસ્વી થઈ શકતી નહોતી, પણ દેહ છૂટયા પછી થોડા વખતમાં જીવનની પ્રગતિને અટકાવનારી અડચણ ખસેડી દે છે . તટસ્થપણે વિચારતાં મરણ જીવતી દશાના જેવું જ જીવનને ઘડનારું માલૂમ પડે છે. . . . સંભવ છે કે પ્રાણની શક્તિ જે કામ કરાવી શકતી નથી તેને માટે દેશના કેટલાક સારામાં સારા સંતાનોના સ્વેચ્છા મરણની શક્તિની જ જરૂર હોય. અલબત્ત એ શક્તિરૂપ બને તે માટે તેનો નિશ્ચય સ્થિરપણે કરેલા બુદ્ધિપ્રયોગથી અથવા પરિભાષામાં કહે છે તેમ અહિંસાની એક યોજનારૂપે થવો જોઈએ આવેશથી કરેલી કે નિરાશાથી થતી આત્મહત્યાના રૂપે તેમ ન થવું જોઈએ."

અમુક પ્રસંગે પ્રાણત્યાગ કરવાનો પણ ધર્મ થઈ પડે એવું તો આશ્રમમાં સૌ સ્વીકારતાં હતાં પણ તેની સાથે પ્રસ્તુત પ્રસંગ અને

સમય આમરણ ઉપવાસ કરવા જેવો નહોતો એવું સૌને લાગતું હતું તેના કારણો જણાવીને આ પગલું ન લેવા બાપુજીને મહાદેવભાઈ વગેરે એ વીનવેલા વ્યક્તિગત સત્યાગ્રહ વખતે પણ બાપુજી ઉપવાસનો વિચાર કરતા હતા ત્યારે મહાદેવભાઈની એક દલીલની બાપુજી ઉપર અસર પડેલી, અને તેમણે ઉપવાસનો વિચાર છોડી દીધેલો તેમની દલીલ એ હતી કે 'આપ ઉપવાસ કરો એનો અર્થ એ થાય કે કાર્યકર્તાઓ અને પ્રજા ઉપર આપને વિશ્વાસ નથી તેઓ સરકારને લડત આપવા તૈયાર છે અને તેને અંગે ગમે તેવા કષ્ટો આવી પડે તે સહન કરવા પણ તૈયાર છે પણ આપના ઉપવાસથી આપ તેમની પાસેથી એ તક ખૂચવી લો છો અને તેમને અન્યાય કરો છો' આ વખતે બાપુજીએ ઉપવાસની વાત કાઢી ત્યારે આ અને બીજી દલીલો કરનારા કાગળો બાપુજીને સાથીઓએ લખેલા તેમાથી કિશોરલાલભાઈનો કાગળ તેમના સ્વભાવનો અને વિચારપદ્ધતિનો દ્યોતક હોઈ નીચે આપ્યો છે

'તા ૨૮-૭-'૪૨

' પૂ બાપુજીની સેવામા

આપની ઉપર ઉપવાસનો અને પ્રાયોપવેશનનો બાળપણથી સંસ્કાર છે અને તેના પ્રયોગો કરી આપે તેની તાલીમ પણ લીધેલી છે વળી આપનો આખો જન્મારો મોટી ચળવળો કરવામા જ ગયેલો છે એટલે આપના જીવનનો અંત સામાન્ય વૃદ્ધ માણસની જેમ માદા પડીને આવે એ આપને માટે નિર્માયું હોવાનો સંભવ નથી એમ હું સમજી ગયો છું આથી અંગત લાગણીઓને દૂર કરી તેનો હું તાટસ્થ્યપણે વિચાર કરી શકું છું અને પોતાને વ્યાકુળ થવા દેતો નથી

પણ મરણ દ્વારા શક્તિ પ્રગટ કરવી હોય તો તે તક પૂર્ણ નહી, પણ વિચારપૂર્વક એટલે દર્શનપૂર્વક હોવી જોઈએ દર્શન વિનાની શ્રદ્ધાને હું શ્રદ્ધા જ નથી સમજતો આ હું અનુયાયીઓ માટે નથી કહેતો ગુરુ માટે કહું છું અનુયાયીને ગુરુની આના પૂરતી થઈ શકે છે કારણ કે તેમણે આલબન વિના ચડવાનું ધ્યેય જ રાખેલુ હોતુ નથી ગુરુને દેખાય એ શ્રદ્ધા એ જ તેમનુ દર્શન

."આનો અર્થ એ કે મરણને નોતરવાનો પ્રકાર અને પ્રસંગ બન્નેનું સ્પષ્ટ દર્શન હોવું જોઈએ. અને તે પોતાના જીવનભરના આદર્શને અનુરૂપ હોવું જોઈએ. ખૂનની જેમ આત્મહત્યા પણ હિંસક તેમ જ અહિંસક બન્ને પ્રકારની શક્તિને નિર્માણ કરી શકે.

"આપ કયા ભાવના પ્રધાનપણે પેગંબર છો? અંગ્રેજી સલ્તનતના વિનાશના? હિંદની સ્વતંત્રતાના? અન્યાયનિવારણના? અહિંસાના? સત્યના? અંગ્રેજો પ્રત્યે મિત્રભાવના? શુદ્ધ વિરોધના? કોમી એકતાના? અસ્પૃશ્યતાનિવારણના? જે પ્રધાન પેગામ હોય તે જ મરણમાંયે પ્રધાન દેખાવો જોઈએ. જો અંગ્રેજી સલ્તનતનો નાશ કરવા મરણને આમંત્રણ આપો તો તે જ શક્તિ આપનું મરણ પેદા કરશે. અહિંસા વગેરે ગૌણ થઈ જશે અંગ્રેજો પ્રત્યે અશત્રુત્વ અને જપાનીઓ પ્રત્યે વિરોધ ગૌણ થઈ જશે.

"ઉપરનો દરેક ભાવ જુદા જુદા માણસનું મુખ્ય ધ્યેય બની શકે છે. તે તે ધ્યેય માટે તે તે માણસને જીવવા તેમ જ મરવાની તક મળે તો તેને કૃતાર્થતા લાગે, અને તેનું મરણ જીવનનું રચનાત્મક બળ થઈ શકે. તેવી તક આપ સેનાપતિ તરીકે દરેકને દેખાડી શકો છો. એમાંથી આપ કયા એકને આપનો પ્રધાન ભાવ માનો છો તે ઉપરથી પોતાનું મરણ શોધવામાં આપની સ્થિરપણે દૃષ્ટિ હોવી જોઈએ

* यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥*

આ શ્લોકનો આ જ યોગ્ય અર્થ છે એમાં સ્મરન્ શબ્દ હાય અધૂરો પણ કહેવાય. સમાચરન્ વધારે બંધબેસતો થાય.

"જે પગલું વિહ્વળતા અને નાસીપાસી પેદા કરે તેમાથી જે શક્તિ પેદા થાય તે અહિંસક ન રહી શકે. તેમ જ તે શુદ્ધ અને પૂરો સંતોષ કારક નિવેડો ન લાવી શકે એ નિશ્ચિત સમજવું જોઈએ. આપ કોંગ્રેસને સાથે રાખીને ઉપવાસનું પગલું ભરશો તો કોંગ્રેસના મુખીઓની જેટલી ફ્લાગ ભરવાની શક્તિ હશે અને દુર્જનતોષતુને ન્યાયે જે ઓછામાં ઓછું છોડવે સરકારને ચાલી શકશે તેટલા પર સમાધાન થઈ જ જવાનું છે

* અથવા તો, હે કૌન્તેય, મનુષ્ય જે જે સ્વરૂપનું ધ્યાન ધરે છે તે તે સ્વરૂપનું અન્તકાળે પણ સ્મરણ કરતો તે દેહ છોડે છે, અને તે ભાવથી સદા ભાવિત થવાથી તે તે સ્વરૂપને જ પામે છે

કોંગ્રેસના મુખીઓની સમાધાન કરી લેવાની વૃત્તિ છાની નથી. તેઓ કહી દેશે કે આટલાથી અમને સંતોષ થઈ ગયો છે એટલે આપે સંતોષ માનવો જ રહ્યો, અને આપની પાછળ મૂકપણે બલિદાન દેનારાઓએ પણ. તેથી તેમને સંતોષ ન લાગે તો તેઓ નેતાઓના દ્રોહી બને છે એમાંથી જ ફૉરવર્ડ બ્લૉક જેવી સંસ્થાઓ ફૂટે છે અને એટલું સમાધાન તો આપના ઉપવાસની કિંમત વિનાયે થઈ શકે ક્રિપ્સ યોજનામાં થોડોઘણો સુધારો કરાવવો અશક્ય નથી. તેટલેથી કોંગ્રેસના નેતાઓ રાજી થશે જેને અસંતોષ છે તે સૌ કોંગ્રેસની બહાર મૂગા કાર્યકર્તાઓ છે અને મૂગી જનતા છે. આજે તેમનો સમય નથી, અથવા તેમનામાં પોતાના ધ્યેયને પોતાના બળ પર રજૂ કરવાની શક્તિ નથી એટલે તેઓ જીવ બાળીને રહે છે અધૂરા સમાધાનો તેમને કૃતાર્થતાનો સંતોષ નથી આપતા છતાં આપ તેટલું જ ધ્યેય તાત્કાલિક પગથા તરીકે રજૂ કરીને તેમની પાસે રાજીખુશીથી બલિદાન અપાવી શકશો. તે માટે આપના ઉપવાસની કિંમત આપવાની જરૂર નથી આપના ઉપવાસ અનુયાયીઓનું બળ વધારનારા થવાના નથી કારણ કે કોંગ્રેસના મુખીઓનું લક્ષ્ય નાનું છે

"મરણની શક્તિનો આપ ઉપયોગ કરો તેમાં હું દોષ જોતો નથી પણ હાલ તો તે સેનાપતિ તરીકે જ આપને બલિદાન કરવાની ક્ષણ ઊભી થશે ત્યારે તે એવી સચોટ હશે કે નાનું બાળક પણ તેની અનિવાર્યતા સમજી શકશે કોમી ચુકાદો એવા ઉપવાસ હતા

લિ

આજ્ઞાંકિત કિશોરલાલના

દંડવત્"

બીજા સાથીઓના કાગળોમાં મુખ્ય દલીલ એ હતી કે 'આજે આકળા થઈને આપ જાનનું બલિદાન આપવા નીકળો એમાં અંગ્રેજો પ્રત્યેની આખી જિંદગીભરની ઉદારતા આપ હારી બેસો છો'. 'આપને પ્રાણ આપવા પડે તો અંગ્રેજો અને હિંદુસ્તાનીઓ વચ્ચે હંમેશને માટે એક કાયમની દુશ્મનાવટની દીવાલ ઊભી થશે'

બધા સાથીઓની દલીલોને પરિણામે કહો, અથવા તો બાપુને તે વખતે ઉપવાસ અનિવાર્ય ન લાગ્યા, ઈશ્વરી પ્રેરણા ન થઈ એમ કહો, પણ ઉપવાસની વાત બંધ રહી

૨

'૪૨ ની લડતમાં કિશોરલાલભાઈ ઉપર એક બીજી મોટી જવાબદારી એ આવેલી કે ૯મી ઑગસ્ટે ઘણાખરા નેતાઓ પકડાઈ ગયા અને 'હરિજન' પત્રોનું સંચાલન તેમના હાથમાં આવ્યું, તે વખતે ઘણા લોકો ભાંગફોડની પ્રવૃત્તિ કરવા ઇચ્છતા હતા, તેમને એ બાબતમાં શી દોરવણી આપવી એ મુખ્ય પ્રશ્ન હતો. કિશોરલાલભાઈની જવાબદારી તળે 'હરિજન' પત્રના બે જ અંક બહાર પડ્યા હતા. તા. ૨૨મીએ મળસકે તો એમને પકડી લેવામાં આવ્યા. પરંતુ તા. ૧૪મીએ અહિંસાની મર્યાદામાં રહીને સરકારને તોડી પાડવા માટે શું શું થઈ શકે એ પ્રશ્નનો જે જવાબ તેમણે આપેલો તે ભાંગફોડ કરવા ઇચ્છનારાઓને બહુ અનુકૂળ આવી ગયો. એ જવાબની લાખો નકલો દેશભરમાં વહેંચાઈ. તેમનો જવાબ એ હતો કે,:

"હું મારો અંગત અભિપ્રાય આપી શકું. મારે મને ઑફિસો, બૅન્કો, કોઠારો વગેરે બાળવાનું અથવા લૂંટવાનું ન થઈ શકે. પરંતુ અહિંસક રીતે, એટલે કે કોઈના જાનને જોખમમાં નાખ્યા સિવાય વાહનવ્યવહાર અને સંદેશાવ્યવહાર બંધ પાડવાનું થઈ શકે. હડતાલોની વ્યવસ્થા કરવી એ સૌથી સારામાં સારું સાધન છે. અને જો તે બરાબર સાધી શકાય તો તે પોતે જ અસરકારક અને પૂરતું નીવડે. એને જરા પણ વાંધા વિનાની અહિંસા કહી શકાય. તારનાં દોરડાં કાપી નાખવાં, પાટા ઉખેડી નાખવા વગેરે બાબતોનો આખરી ફેંસલાની આવી લડતમાં વાંધો ન કાઢી શકાય. એ શરતે કે જીવહિંસા ન થાય તેની પૂરતી કાળજી રાખી હોય. જાપાનીઓ જો આપણા ઉપર ચડી આવ્યા હોય તો અહિંસક બચાવની દૃષ્ટિએ પણ આ બધું આપણે કરવું જોઈએ એમાં શંકા નથી. એટલે અહિંસક ક્રાંતિકારીઓ પરી રાજ્યો પ્રત્યે જેવી રીતે વર્તે તેવી જ રીતે અંગ્રેજ સરકાર પ્રત્યે પણ વર્તે અને એવાં જ પગલાં એની સામે અખત્યાર કરે."

તેની સાથે એમણે એવી પણ ચેતવણી આપી હતી કે,

"ગાંધીજીને મન સત્ય ને અહિંસા એ એક જ સિક્કાની બે બાજુઓની જેમ એકઠાં જ રહે છે. એકને બીજાથી જુદું પાડી શકાય નહીં

પરંતુ તે દિવસોમાં કિશોરલાલભાઈની મનોવૃત્તિ એવી હતી કે અંગ્રેજ સરકારને માટે રાજ્ય ચલાવવાનું અશક્ય કરી મૂકવું જે વખતે દિલમાં એવી લાગણી મગજાન હોય તે વખતે અહિંસાને ખૂબ સૂક્ષ્મ રીતે જાળવવાની વૃત્તિ રાખવી બહુ મુશ્કેલ પડે અને અહિંસાની વ્યાખ્યાને ઢીલી કરવા તરફ જ વલણ રહે એ સ્વાભાવિક છે

ત્યાર પછી સરકાર તરફથી '૧૯૪૨–૪૩ના રમખાણો બાબત કોંગ્રેસની જવાબદારી' એ નામનું એક પુસ્તક બહાર પડ્યું જેમાં કિશોરલાલભાઈના લેખો વિષે નીચે પ્રમાણે ટીકા કરવામાં આવી હતી

'ત્યાર પછીના 'હરિજન'ના બે અંકો જેનું સંપાદન ગાંધીના મુખરૂપ (Mouthpiece) કે જી મશરૂવાળાએ કર્યું હતું તેમાં લડતની વિવિધ બાજુઓને ચલાવવા માટેની વિગતવાર સૂચનાઓ કરવામાં આવી હતી (જુઓ કોંગ્રેસની જવાબદારી પા ૧૮)

"હરિજન'ની જુદી જુદી (તાજાની) આવૃત્તિઓના તંત્રીઓ મિ ગાંધીના વિચારોથી ધરમૂળ જુદા વિચારો દર્શાવવાની ભાગ્યે જ હિંમત કરી શક્યા હોત છતાં તારો કાપવા, પાટાઓ ઉખેડવા, પુલો તોડવા અને પેટ્રોલની ટાંકીઓ સળગાવી દેવી એવાં કામોને અહિંસાની મર્યાદામાં આવી શકે એવાં બતાવવામાં આવ્યાં છે" (જુઓ એજન, પા ૩૭)

આ સરકારી પુસ્તકનો ગાંધીજીએ તા ૧૫–૭–'૪૩ના રોજ વિગતવાર જવાબ આપ્યો છે (જુઓ ગાંધી સરકાર પત્રવ્યવહાર ૧૯૪૨–૪૪*) તેમાંથી પ્રસ્તુત ભાગ નીચે ઊતાર્યો છે

"૫૯ બીજે દાખલો ૨૩ ઑગસ્ટ ૧૯૪૨ના 'હરિજન'માં શ્રી કિ ઘ મશરૂવાળાના લેખમાંથી ઉતારો કરીને લેખકે આપ્યો છે શ્રી મશરૂવાળા એક આદરણીય સાથી છે એ અહિંસાને એની હદ સુધી લઈ જાય છે કે જેને એનો અંગત પરિચય છે તે હારી જાય છે છતાં ઉતારેલા ફકરાનો મારે બચાવ કરવો નથી તેમણે એમ કહીને ગેરસમજૂતી થતી રોકવાનો પ્રયત્ન કર્યો છે કે આ તો માત્ર પોતાનો અંગત અભિપ્રાય છે પુલ, પાટા કે એવું બીજું તોડવું એ અહિંસક ગણાય કે નહીં એ

* નવજીવન પ્રકાશન મંદિર કિં ૨–૮–૦ ટપાલખર્ચ ૦–૧૦–૦

પ્રશ્નોની ચર્ચા કરતા મને એવું સાંભળ્યો હોવો જોઈએ* આવી ભાગફોડ અહિંસક રહી શકે એમ મને હંમેશા શંકાસ્પદ લાગ્યું હતું એવી ભાગફોડ અહિંસક રહી શકે એમ કલ્પી શકાય—અને હું માનું છું કે રહી શકે—તોપણ આમપ્રજા એવા કામ અહિંસક રીતે કરે એવી ઉમેદ ન રાખી શકાય અને તેની આગળ એવી વસ્તુ મૂકવામા જોખમ છે વળી લશ્કરના સંબંધમા બ્રિટિશ સત્તાને જાપાનની પંક્તિમા મુકાય એવી ધારણા હું ન કરું

"૬૦ એક સંભાવિત સાથીના અભિપ્રાયનું પરીક્ષણ કરી લીધા પછી હું કહેવા ઇચ્છું છું કે શ્રી મશરૂવાળાનો અભિપ્રાય હિંસક ઇરાદાના પુરાવારૂપ નથી બહુ તો એમા નિર્ણય કરતા ભૂલ થયેલી છે જે જનતાએ બધા ક્ષેત્રમા આચરવાની અહિંસાની યોગ્યતા જેવા નવીન વિષયમા થઈ જાય એ ઘણું સંભવિત છે મોટા સેનાપતિઓ અને રાજદ્વારી પુરુષોને આજ પહેલા નિર્ણય કરતા ભૂલ ખાતા જાણ્યા છે પણ તેથી તેમને કોઈએ નીચી પંક્તિમા બેસાડ્યા નથી અથવા તો એમના ઉપર દુષ્ટ ઇરાદાનું આરોપણ કર્યું નથી'

જે દિવસે ગાંધીજીએ પોતાનો જવાબ સરકારને મોકલ્યો તે જ દિવસે એક વિચિત્ર યોગાનુયોગથી નાગપુર સેન્ટ્રલ જેલમા કિશોરલાલભાઈ મધ્ય પ્રાંતના ચીફ સેક્રેટરીને આ જ વિષય ઉપર એક કાગળ ઘડી રહ્યા હતા એ કાગળ ૧૬મી જુલાઈએ તેમણે જેલના અધિકારીઓને સોંપ્યો એ કાગળ નીચે પ્રમાણે છે

'રાગ—

ચીફ સેક્રેટરી

મધ્ય પ્રાંત તથા બિરારની સરકાર

નાગપુર

'સાહેબ

'હકીકત માટે ઉપર જણાવેલા ચોપાનિયા તથા કાગળો પ્રત્યે હું આપનું ધ્યાન ખેંચું છું એમા કરેલી સાદી વિનતી નામંજૂર થયા બાદ

* ગાંધીજીના મન પર રહેલી છાપ કે મુકેલ તો વગેરેની બાબત પર મે એમને ચર્ચા કરતા સાંભળ્યા હશે તે વિષે મારે આદરપૂર્વક કહેવાનું કે મને એવું કાંઈ સાંભળ્યાનું સ્મરણ નથી —કિ૦ ઘ૦ મ૦

ઈશ્વરેચ્છાએ હુ પાછો મુક્ત ન થાઉં ત્યાં સુધી, આ બાબત ફરીથી ન ખોલવાનો મે નિર્ણય કર્યો હતો. જો અંતઃકરણની પ્રેરણાએ મને તાબડતોબ જ લખવા ફરમાવ્યુ ન હોત તો એ જ નિર્ણય ઉપર કાયમ રહેવા મારી ઇચ્છા હતી.

"અહિંસામા કઈ કઈ બાબતોનો સમાવેશ થઈ શકે તે વિષે મે જે જાહેર કર્યું હતુ તે બાબતમા આ મારો કાગળ છે. જો મારે કોઈ માનવી અદાલત સામે આનો જવાબ આપવાનો હોત તો બચાવમા હુ અનેક બાબતો રજૂ કરી શકત. દા. ત. મને ભૂલ પર ચડાવનાર ખુદ મિ. એમરી હતા. ૯મી ઑગસ્ટ, ૧૯૪૨ને દિવસે નેતાઓને ગિરફતાર કર્યા બાદ તેમણે જે ભાષણ કર્યું હતુ તેમાથી યોજી શકાય એવી કાર્યક્રમની વિગતોની મને પ્રથમ જાણ થઈ* મને પાછળથી માલૂમ પડ્યુ કે મારી જેમ ઘણાક બીજાની પણ આ જ સ્થિતિ હતી મિ એમરીએ એમ પણ ખાસ ઉમેર્યું હતુ કે કહેવાતા ચળવળિયાઓ આ કાર્યક્રમ અહિંસક રીતે જ પાર પાડવા ઇચ્છતા હતા. આથી એ કાર્યક્રમને તપાસવા મને વિનતી કરવામા આવી એમાની કેટલીક બાબતોનો મે ચોખ્ખા શબ્દોમા નિષેધ કર્યો. દા. ત ઑફિસો, બૅન્કો વગેરેને લૂટવા-બાળવાનો એ વિગતો (તારવ્યવહાર અને

---

*મિ૦ એમરીના ભાષણનો લડનનો ૯મી ઑગસ્ટનો તાર ૧૧મી ઑગસ્ટ, ૧૯૪૨ના 'ટાઇમ્સ ઑફ ઇન્ડિયા'મા પ્રસિદ્ધ થયો છે તેમા પ્રસ્તુત મજકૂર નીચે પ્રમાણે છે

"ખરી ચિન્તા કોગ્રેસની માગણી વિષે નથી એ તો ગભીર ન લેખી શકાય એવી છે પણ કોગ્રેસે જે પગલુ ભરવાનો નિશ્ચય કર્યો છે અને જેને માટે તેમણે કેટલાક વખતથી તૈયારીઓ કરી રાખી છે તે ચિન્તાજનક છે. આ પગલામા ઉદ્યોગ, વેપાર, રાજવહીવટ, અદાલતો, નિશાળો તથા કોલેજોમા હડતાળોને ઉત્તેજન આપવાનુ, વાહનવહેવાર તથા લોકોપયોગી કામગીરીઓને અટકાવી દેવાનુ, તાર તથા ટેલિફોનના દોરડા કાપી નાખવાનુ તથા લશ્કર અને ભરતીના મથકોએ પિકેટિંગ કરવાનુ આવે છે

"આ બધુ અહિંસક રીતે કરવાનુ છે પરતુ કડવા અનુભવે બતાવી આપ્યું છે કે ઉશ્કેરાયલા ટોળાની અહિંસક પ્રવૃત્તિઓ કેટલી સહેલાઈથી ત્રાસવાદી પ્રવૃત્તિમા, દગાઓમા અને ખુનામરકીમા વળી જાય છે"

વાહનવ્યવહાર તોડવાની) વિષે મારો જવાબ નમગો હતો. મને યાદ છે ત્યાં સુધી મારા જવાબના પાછલા પૅરેગ્રાફો (જે સરકારે પ્રસિદ્ધ કર્યા નથી) પહેલા પૅરેગ્રાફમાં મેં જે બાબતો મંજૂર રાખી શકાય એવી કહી છે તે મંજૂરીને પણ મોળી કરી નાખે છે, અને તે પ્રત્યે પણ મારી નાપસંદગી દર્શાવે છે.

"પણ મારો બચાવ કરવા માટે હું આ લખતો નથી. હું તો મારું દિલ સાફ કરવા ઇચ્છું છું (એ દૃષ્ટિએ) હું આજે ચોખ્ખું જોઉં છું કે આ બે વિગતોની બાબતમાં મારી નાપસંદગી બહુ ઢીલી હતી. અને દૃઢપણે મારો અભિપ્રાય જાહેર ન કરવામાં મેં નબળાઈ બતાવી હતી. મને લાગે છે કે એમણે પ્રસિદ્ધ કરેલા કાર્યક્રમની કસોટી માટે તાર્કિક પૃથક્કરણનો આધાર લેવાને બદલે મારે મારા હૃદયના જલતી રહેલી જ્યોતિની જ મદદ લેવી જોઈતી હતી. મને એમ લાગ્યું છે કે મારા હૃદયની જ્યોતિને અજવાળે ન વર્તવાનો મેં પ્રમાદ કર્યો, એટલું જ નહીં પણ કેટલાક સાથીઓ જે તે વખતે હાજર હતા તેમના પણ અભિપ્રાયની પૂરતી પરવા કરી નહીં. આજે મને ભાસે છે કે જેમ મેં લૂંટવા અને આગ લગાડવાના કાર્યક્રમોનો નિષેધ કર્યો તેમ જ તારો તોડવા, પાટા ઉખાડવા, પુલો ભાંગવા અને વાહન તથા તારવ્યવહારને બગાડવાની બીજી રીતોનો મારે ચોખ્ખા શબ્દોમાં નિષેધ કરવો જોઈતો હતો.

'હું જાણું છું કે આ કબૂલાત બહુ મોડી થાય છે. હું એટલું જ કહી શકું કે મને એનું ભાન થયા પછી તે કરવામાં હું વિલંબ કરતો નથી. ગઈ અષાઢી એકાદશી (એટલે ૧૪મી જુલાઈ)ની રાત્રે મને આ જાગૃતિ થઈ તેમ જ તમને જણાવી દેવાની પ્રેરણા થઈ.'

ઉપરના કાગળનો સરકાર તરફથી કિશોરલાલભાઈને કશો જવાબ મળ્યો નહીં. જેલમાંથી છૂટ્યા પછી તા. ૨૬–૧૦–૧૯૪૪ના રોજ એક જાહેર નિવેદન કરીને તેમણે એ કાગળ પ્રસિદ્ધ કર્યો.

આ આખા પ્રકરણની સમાલોચના કરતાં કિશોરલાલભાઈ તા. ૨૧–૧–'૪૮ના રોજ લખે છે કે,

'મારા મનમાં જે પ્રધાન વિચાર હતો તે એ કે 'હરિજન'ની જવાબદારી મારા પર આવી જ પડી છે તો તેમાં સત્ય અને અહિંસાની મર્યાદા રાખ્યા છતાં મારે કશું મોળું, પાછળ રહેલા કામ કરનારાઓને

મુક્ત કે દીક્ષા કરનાર કે અગમ્યમાં નાખી દેનાર ન લખવુ. ખરી કે ખોટી પણ ચોખ્ખી સૂચના આપવાની હિંમત કરવી આજે એ લેખોમા મે રજૂ કરેલા અભિપ્રાય વિષે હુ શુ માનુ છુ તે કહેવુ અસ્થાને નહી થાય.

"૧. મને લાગે છે કે મારે હિંસાઅહિંસાની ચર્ચા જ કરવી જોઈતી નહોતી કારણ કે એને અહિંસાત્મક ઠરાવીનેય વ્યાવહારિક દૃષ્ટિએ એ કાર્યક્રમ કરવા જેવો નથી એમ મે અભિપ્રાય આપ્યો છે મે તાત્ત્વિક ચર્ચા ન કરતા કેવળ વ્યવહારનો નિર્ણય જ આપ્યો હોત તો ઠીક થાત. હવે ભલે હું ભગવાન ઉપર દોષ ઢોળીને એક આશ્વાસન લઉ કે ભગવાનને એ નાટકને આ રીતે ચલાવવી હતી, અને તેમા પ્રેરક રૂપે મને વાપરવો હતો, તેથી સ્પષ્ટ નિર્ણય આપવો એવો મે નિશ્ચય કર્યો હોવા છતા મારી પાસે દ્વિમુખી નિર્ણય અપાવ્યો પણ ભગવાન પર બોજો ન નાખવા ઇચ્છું તો મારી વિવેકબુદ્ધિ ઝાંખી પડી હતી એમ મારે કબૂલ કરવુ જોઈએ

"૨. તત્ત્વત આવા કામ અહિંસક રીતે થઈ શકે એવો ગાંધીજીએ પણ મત આપ્યો છે અને મે પણ આપ્યો છે એ બતાવે છે કે અમે બંને તે વખતે સરખા જ વિચારો ધરાવતા હતા પણ આજે (બ્રિ<br>સરકારને મે ૧૬ મી જુલાઈ ૧૯૪૩ નો કાગળ લખ્યો ત્યારથી) મને વિચાર કરતા લાગે છે—અને કદાચ ગાંધીજી પણ આજે એમ જ કહેશે—કે તાત્ત્વિક દૃષ્ટિએ પણ એ અહિંસાનો કાર્યક્રમ નહોતો જ એ વિરોધીને હંફાવવાનો કાર્યક્રમ હતો તેમા વિરોધી પ્રત્યે અહિંસક ભાવના—મૈત્રી કે કરુણા—નહોતી, ઉપેક્ષાયે નહોતી પણ તેને તોડી પાડવાની આકાંક્ષા હતી તેને અહિંસક કાર્યક્રમ કહી શકાય નહી'

## ૩

કિશોરલાલભાઈ ૧૯૪૨ના સપ્ટેમ્બરમા જબલપુરની સેન્ટ્રલ જેલમા હતા ત્યારે ક વર્ગના રાજદ્વારી કેદીઓ પ્રત્યે જેલના સત્તાવાળાઓ તરફથી અમાનુષી વર્તન ચલાવવાની વાત બહાર આવી હતી જેલના બીજા કેદીઓ તેમ જ બહારના લોકોની શંકાઓ તથા ભયો નિવારવાને માટે જેલના સત્તાવાળાઓ તરફથી કશી હકીકત આપવામાં આવતી નહોતી એટલે સુધી કે જેલની મુલાકાત માટે નિમાયેલી કમિટીમાથી

બિનઅમલદાર સભ્યોને જેલમાં મુલાકાતે આવવાનું બંધ કરવામાં આવ્યું હતું. કેદીઓએ તેના વિરોધમાં પોતપોતાની બરાકોમાં બંધ થવાની ના પાડી, ત્યારે હથિયારબંધ પોલીસ બોલાવવામાં આવી. તેમણે કેદીઓને ઢસડીને તથા મારીને બરાકોમાં પૂરી દીધા. ત્યાં તેઓએ ખોરાક લેવાની ના પાડી. આ સમાચાર મળતાં કિશોરલાલભાઈ તથા એમના વર્ગના બીજા કેદીઓએ માગણી કરી કે અમને એ કેદીઓના વૉર્ડમાં જવા દો અને એમને મળીને એમની સ્થિતિ વિષે તપાસ કરવા દો. ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે એ માગણી નામંજૂર કરી. એટલે ૨૩-૯-૪૨ના રોજ જબલપુર સેન્ટ્રલ જેલના સુપરિન્ટેન્ડન્ટને તેમણે નીચે પ્રમાણે કાગળ લખ્યો:

"પ્રિય મિત્ર,

"મેં અને મારા સાથી નજરકેદીઓએ ગઈ કાલે એક અરજી કરી હતી જે નામંજૂર કરવામાં આવી છે. મને લાગે છે કે આ સંજોગોમાં હું મારી માનસિક શાંતિ વધુ વખત જાળવી શકીશ નહીં. તેથી જ્યાં સુધી મને દાદ આપવામાં આવે નહીં અથવા તો મને જેલમુક્ત કરવામાં આવે નહીં ત્યાં સુધી ખોરાક તથા પાણી નહીં લેવાનો મેં નિશ્ચય કર્યો છે. મારી તમને એટલી જ વિનવણી છે કે મને શાંતિથી પડ્યો રહેવા દેવામાં આવે અને મારે શારીરિક કે માનસિક ત્રાસ ભોગવવો પડે એવી જાતનો કોઈ પણ પ્રયત્ન કરવામાં આવે નહીં. જ્યારે સત્તાવાળાઓને એમ ખબર પડે કે મારું જીવન કેવળ બોજારૂપ અને પીડારૂપ થઈ પડ્યું છે ત્યારે હું આ ઉપરથી જેલના અધિકારીઓને પરવાનગી આપું છું કે મને જરૂરી ઝેર આપીને મારા જીવનનો તેઓ અંત આણે. તે માટેની તમામ જવાબદારીમાંથી હું તેમને આથી મુક્તિ આપું છું. તેની સાથે એ પણ જણાવું છું કે તેઓએ મને મોઢેથી અથવા બીજી રીતે દારૂ અથવા પ્રાણિજ વસ્તુઓમાંથી બનાવેલી દવાઓ અથવા ખોરાક જેવા કે, એડ્રિનેલિન, કૉડલિવર, લિવરના સત્ત્વો, લોહી વગેરે આપીને મારા શરીરને અભડાવવું નહીં.

"કોઈ પણ માણસ પ્રત્યે અંતઃકરણના જરા દ્વેષની લાગણી મેં સેવી નથી એમ કહેવું તો મારે માટે મુશ્કેલ છે. પણ મારો પ્રયત્ન

એવી લાગણીને ટાળવાનો રહ્યો છે હું આશા રાખું છું કે હું ભાન ગુમાવી બેસું તે પહેલાં એવી લાગણી મેં સંપૂર્ણપણે ટાળી દીધી હશે મને, તમને અને સરકારને સન્માર્ગે જવાની ભગવાન સદ્‌બુદ્ધિ આપો

મિત્ર ભાવે તમારો
કિ૦ ઘ૦ મશરૂવાળા"

ઉપરનો કાગળ મળ્યા પછી સરકારે કિશોરલાલભાઈને છોડી તો ન દીધા પણ તેમની બીજી જેલમાં બદલી કરી નાખી કહેવાની જરૂર નથી કે પેલા ક વર્ગના કેદીઓની ફરિયાદો પણ તેણે દૂર કરી

## ૨૨

## 'હરિજન' પત્રોના તંત્રીપદે

ગાંધીજીએ જ્યારથી 'નવજીવન' પત્ર કાઢ્યું ત્યારથી અવારનવાર કિશોરલાલભાઈ તેમાં લખતા '૩૨ની આખરમાં તેમણે 'હરિજન' અને પાછળથી 'હરિજનબંધુ' શરૂ કર્યાં તે વખતે તો તેઓ જેલમાં હતા પરંતુ જેલમાંથી છૂટ્યા પછી અસ્પૃશ્યતાનિવારણ વિષે તેમ જ ગ્રામઉદ્યોગો વિષે તેમણે લખવા માંડ્યું બાપુજીએ નઈ તાલીમ શિક્ષણ યોજના પ્રજા અને સરકાર આગળ મૂકી ત્યારે તે વિષે પણ તેમણે મહત્ત્વના લેખો લખ્યા કોઈ પણ વિષયનું ઝીણવટથી પૃથક્કરણ કરવામાં અને તેના હાર્દને પકડવામાં કિશોરલાલભાઈનું મગજ બહુ સારું ચાલતું એટલે બાપુજીની વાતો લોકો આગળ વધારે સ્પષ્ટ કરવામાં કિશોરલાલ ભાઈનું વિવરણ ઘણી વાર મદદરૂપ થતું 'ગાંધીવિચારદોહન' વિષે બાપુજીએ લખ્યું છે કે "મારા વિચારોનો ભાઈ કિશોરલાલનો પરિચય અસાધારણ છે" કેટલીક બાબતમાં કિશોરલાલભાઈના વિચારો ને માન્યતાઓ બાપુજીથી જુદી પડતી ખરી પણ એકંદરે જોતાં એમ કહી શકાય કે ઘણા વિષયોમાં એમનું બાપુજીના વિચારો સાથે ઐક્ય હતું

૧૯૪૨માં ૯મી ઑગસ્ટ પછી બે આવાડિયાં બહુ કટોકટીનાં અને ચિત્ત ક્ષુબ્ધ થઈ જાય એવા વખતમાં 'હરિજન' પત્રોનું સંપાદન કરવાનું તેમને માથે આવ્યુ હતુ.

તે વખતે લોકોને દોરવણી આપવામાં પોતે નબળાઈ બતાવી હતી એવો એકરાર તેમણે પાછળથી કર્યો હતો. એની વિગતો જરની લડતવાળા પ્રકરણમાં આવી જાય છે.

ત્યાર પછી ૧૯૪૬માં બાપુજીએ જ્યારે નોઆખાલીમાં પગપાળા યાત્રા શરૂ કરી ત્યારે તેમને લાગ્યું કે તેઓ 'હરિજન' પત્રોના તંત્રી તરીકેનું કામ તેમ જ પોતાના વિશાળ પત્રવ્યવહારને પહોંચી શકશે નહીં એટલે એ કામ તેમણે અમારા ચાર ઉપર નાખ્યું હતું: કાકાસાહેબ, કિશોરલાલભાઈ, વિનોબા તથા હું. અમારા ચારમાંથી એ કામનો મુખ્ય ભાર તો કિશોરલાલભાઈએ જ ઉઠાવ્યો હતો અને તે માટે તેઓ મારી સાથે સાબરમતી આશ્રમમાં આવીને રહ્યા હતા. ત્યાં તેમની તબિયત સારી ન રહેતી હોવા છતાં લગભગ ચાર મહિના સુધી તેમણે 'હરિજન' પત્રોના સંપાદનમાં મહત્ત્વનો ફાળો આપ્યો હતો.

બાપુજીના દેહાંત પછી ચાર અંક પ્યારેલાલજીએ કાઢ્યા. પછી તેમણે જણાવ્યુ કે "ગયે અઠવાડિયે રાજાજીએ જણાવ્યુ હતુ તેમ બાપુ જતાં 'હરિજન' તેના આજના સ્વરૂપમાં હવે ચલાવી ન શકાય એ સ્પષ્ટ છે. એટલે મિત્રો અને પૂ. મુરબ્બીઓની સલાહ લઈને તેને અંગે છેવટનો નિર્ણય કરવામા આવે ત્યાં સુધી તેના આજના સ્વરૂપમાં 'હરિજન'નુ પ્રકાશન બંધ કરવાનો મેં નિર્ણય કર્યો છે." એ ઉપરથી 'હરિજન' પત્રોના વ્યવસ્થાપક ભાઈ જીવણજી દેસાઈએ લખ્યું કે મજકૂર પત્રોને ફરીથી ચાલુ કરવા ન કરવા વિષેનો નિર્ણય આવતે મહિને વર્ધામાં કરવામાં આવશે. તા. ૨૨મી ફેબ્રુઆરીથી ૪થી એપ્રિલ સુધી પત્રોનું પ્રકાશન બંધ રહ્યા પછી ફરીથી એ પત્રો કિશોરલાલભાઈના તંત્રીપદે શરૂ કરવામાં આવ્યાં. તે વખતે સરદાર વલ્લભભાઈએ લખ્યુ કે,

"ગાંધીજીની સાથે અને તેમના આદર્શોની સાથે સહાનુભૂતિ રાખનારા અને તેમના તેમ જ તેમના આદર્શોના દુનિયાભરમાં ફેલાયલા અનેક પ્રશંસકો તરફથી હિંદમાં તેમની પ્રવૃત્તિઓ કેમ ચાલે છે તે વિષે પોતાને જાણ રહે અને તેની સાથે પોતાનો સંપર્ક ચાલુ રહે તે માટે કંઈક સાધન ઊભું કરવાની અનેક વિનંતીઓ થઈ છે તેમની આ સ્વાભાવિક આકાંક્ષાને પૂરી ન કરવામાં આવે તો ખોટું થાય"

કિશોરલાલભાઈએ આ પત્રોનું તંત્રીપદ સ્વીકાર્યું, એ વિષે તેઓ લખે છે કે :

"શ્રી કિશોરલાલ મશરૂવાળાએ પોતાની તબિયતની મોટી મર્યાદાને ન ગણકારતાં 'હરિજન'ના કાર્યમાં ઝંપલાવવાનો હિંમતભર્યો નિર્ણય કર્યો તેથી જ 'હરિજન' પત્રોનું ફરીથી પ્રકાશન શરૂ કરવાનું બની શક્યું છે. જીવનભર ગાંધીજીના આદર્શોનો અભ્યાસ કરનારા, એટલું જ નહીં, પોતાના જીવનમાં એ આદર્શોને ઉતારવાની એકધારી કોશિશ કરનારા શ્રી વિનોબા ભાવે જેવા તેઓ આપણી પાસે એક નિષ્ઠાવાન સત્યશોધક છે. પોતાની મર્યાદાઓને તેઓ પૂરેપૂરી ઓળખવાવાળા છે"

'હરિજન' પત્રોના સંપાદનનો ભાર માથે લેતાં શ્રી કિશોરલાલભાઈએ 'ભગવાન ભરોસે' એ નામના લેખમાં જણાવ્યું

"'હરિજન' પત્રોના તંત્રીપણાનો ભાર હું ભગવાન ભરોસે ઉઠાવું છું આમ કહેવામાં હું માત્ર નમ્રતાનો શિષ્ટાચાર કરતો નથી વ્યવહાર બુદ્ધિથી જોતાં આ એક સાહસ હું આજે કરી રહ્યો છું મારી શક્તિ અનુસાર લેખો લખવા અને તંત્રીપણાની જવાબદારી ઉઠાવવી એ બે વચ્ચે બહુ મોટો ફરક છે

"એક વાતની પહેલેથી ચોખવટ કરી લેવી ઘટે છે થોડા દિવસ પર શ્રી વિનોબાએ પોતાને વિષે કહ્યું હતું તે હું મને પણ લાગુ પાડું છું ઘણી વાતો મેં ગાંધીજી પાસેથી લીધી છે ઘણી વાતો બીજાઓ પાસેથી પણ લીધી છે અંતઃકરણમાં એ બધી સેળભેળ થઈ ગઈ છે, અને મારા પોતાના માનસમાં ફેરવાઈ ગઈ છે આથી જે વિચારો હું રજૂ કરું તે હમેશાં ગાંધીજીને અનુસરનારા ન હોઈ શકે તે મારા પોતાના જ વિચારો છે એમ સમજવું. હું કદાચ એમ પણ લખું કે 'ગાંધીજીનો આવો મત હતો,' તો ગાંધીજીના જ લખાણનો તે ભાગ ન હોય તો એમ માનવું

કે મારી માન્યતા પ્રમાણે એવો ગાંધીજીનો મત હતો એટલું જ. જે મારે વિષે તે બીજા લેખકો વિષે પણ સમજવું."

તા. ૧૧-૪-૧૯૪૮ના એટલે પોતાના તંત્રીપણા નીચેના બીજા જ અંકમાં તેમણે લખ્યું :

"મને પોતાને કોઈ પણ પત્રના તંત્રી થઈને તે ચલાવવાની હોંશ નથી . . . પણ ગાંધીજીએ મારા પર જે વિશ્વાસ મૂકેલો, જે પ્રેમ મારા પર વરસાવેલો, તેનું ઋણ મારી સેવાથી તેમના છતાં હું પૂરેપૂરું અદા કરી શક્યો નહીં એ મારું દુર્ભાગ્ય મને દૂભવે છે, અને તેણે મને આ ભાર ઉઠાવવાનો ઇન્કાર કરતાં અટકાવ્યો છે. હું ના પાડું અને નવજીવન કાર્યાલયને પત્રોના તંત્રી માટે બીજી કોઈ સંતોષકારક વ્યવસ્થા તેઓ કરી શકે નહીં માટે જ ગાંધીજીનું પત્ર બંધ કરવાનો નિર્ણય લેવો પડે તો એ મને શરમાવનારું લાગે."

કિશોરલાલભાઈએ 'હરિજન' પત્રોનું સંપાદન લગભગ સાડાચાર વર્ષ કર્યું. તે દરમ્યાન ગાંધીજીના વિચારો, ભાવનાઓ અને આદર્શોનું વિવરણ તેમણે એટલી સચોટ અને સબળ રીતે કર્યું કે કેટલાક વાચકો તો એમ કહેતા કે જાણે ગાંધીજી જ એમના હૃદયમાં બેસીને આ બધું લખાવે છે. વાચકો તરફનો આટલો સંતોષ હોવા છતાં કિશોરલાલભાઈને એક વસ્તુ બહુ કઠતી હતી. તે એ કે ગાંધીજી કંઈ પણ લખતા તેને અમલમાં મૂકવા તેઓ એટલી જબરદસ્ત પ્રવૃત્તિ ઉપાડતા અને એવું વાતાવરણ પેદા કરતા કે પ્રજાના મોટા ભાગને તેમ જ સરકારને પણ લાગતું કે આ વસ્તુ કર્યા વિના ચાલશે નહીં. દાખલા તરીકે તેમણે અનાજ ઉપરના અંકુશો અને માપબંધીની સામે બહુ જબરી હિલચાલ ઉપાડી હતી. એને પરિણામે સરકારને એ અંકુશો લગભગ કાઢી નાખવા પડ્યા. અંકુશો કાઢ્યા પછી પ્રજાનો સાથ મેળવી ગરીબ વર્ગને અનાજની મુશ્કેલી ન પડે એવી વ્યવસ્થા ગાંધીજી વધુ જીવ્યા હોત તો ઊભી કરત. પરંતુ થોડા જ વખતમાં તેમનો દેહાંત થયો અને અંકુશ વિના દેશની વ્યવસ્થા ચાલી જ ન શકે એવું માનનારા અર્થશાસ્ત્રીઓએ તથા અમલદારોએ એટલો બધો પોકાર ઉઠાવ્યો અને

અડચણો દેખાડી કે સરકારને ફરી અંકુશો દાખલ કરવા પડ્યા. કિશોરલાલભાઈએ સરકારની અંકુશ નીતિ વિષે લખવામાં બાકી નથી રાખી. તેમાંથી કાળાં બજાર પેદા થાય છે અને લાંચરુશવતને છૂટો દોર મળે છે એ બધું એમણે લખ્યું. પણ તેનું કશું પરિણામ આવ્યું નહીં. છતાં વિચારનું મૂલ્ય પણ ઓછું નથી. કોઈ પણ સદ્‌વિચાર વહેલોમોડો ઊગી નીકળ્યા વિના અને આચારમાં પરિણમ્યા વિના રહેતો નથી. અંકુશો સરકાર બિલકુલ રાખે જ નહીં એમ તેમના કહેવાનો ભાવ ન હતો. પણ જો અંકુશ મૂકવા હોય તો મોટા માલદારો ઉપર મૂકવાની વધારે જરૂર છે એમ તેઓ કહેતા. 'અંકુશનો વાદ' એ નામના લેખમાં તા. ૨-૧૨-૧૯૫૦ના 'હરિજન'માં તેમણે જે લખ્યું છે તે આજે પણ વિચારવા જેવું છે :

"અંકુશોની જરૂર નથી એમ કહેવાની મારી મતલબ નથી. ખાનગી મિલકત ઉપર અને આવક પર અંકુશ મૂકવાની જરૂર છે જ. કેવડા મોટા પાયા પર કારખાના નાખવા દેવાં અને કેટલી હદ સુધી એક સ્થાનમાં તે બાંધવા દેવાં તે ઉપર પણ અંકુશ જોઈએ. અંકુશ એ માટે પણ જરૂરી છે કે મોટા ધંધા, એવો જ માલ બનાવનારા નાના ઉદ્યોગોને મારી ન નાખે અને હજારો લોકોનો રોટલો ન પડાવી લે. ઉદ્યોગ બે પ્રકારના હોય છે. એક પ્રકાર એવા ઉદ્યોગોનો છે જે વિલાસ, સ્વચ્છંદ, ઉત્તેજના, હલકી વૃત્તિ વધારે છે, અને શહેરમાં (વસ્તીનો તથા ધનનો) ભરાવો કરે છે. બીજો પ્રકાર એવા ધંધાનો છે જે જીવનની મહત્ત્વની જરૂરિયાતની ચીજો ઉત્પન્ન કરે છે, આરોગ્ય, બળ, આત્મસંયમ, જ્ઞાન, ઉદ્યોગપરાયણતા વધારે છે અને દેશની વસ્તીની યોગ્ય રીતે વહેંચણી કરે છે.

"વહેંચણી પર પણ અંકુશની જરૂર છે. પણ આજે જે રીતે એ ચાલે છે તે રીતના અંકુશની નહીં. આપણને ઘણી વાર કહેવામાં આવે છે કે જ્યાં સુધી વહેંચણી માટે પૂરતી સંપત્તિનું ઉત્પાદન થાય નહીં ત્યાં સુધી વહેંચણીનો સવાલ ઊઠતો જ નથી. પહેલાં આપણે આપણું ઉત્પાદન એટલું વધારવું જોઈએ કે જેથી દરેકને વહેંચણીમાં પૂરતું

"આ દલીલ ભુલાવામાં નાખનારી અને મુખ્ય મુદ્દાને ઉડાવી દઈને બુદ્ધિમાં ભ્રમ ઉત્પન્ન કરનારી છે. જો એમ માની લઈએ કે આજે વહેંચણીના સવાલ પર વિચાર કરવાની જરૂર જ નથી તો ભાવોનું નિયંત્રણ, માલની મર્યાદિત વહેંચણી, દુકાનદારોને સરકાર તરફથી લાઇસન્સ આપવાની માથાફોડ, માલની અવરજવરની બંધી, વગેરે અનેક પગલાં માટે કોઈ કારણ જ રહેતું નથી. આ બધાં પગલાં લેવામાં આવે છે કારણ કે એની પાછળ એવી માન્યતા છે કે ઉત્પાદન પૂરતું હોય કે અપૂરતું, પણ ઉત્પન્ન થયેલા માલની ન્યાયી વહેંચણી કરવી હંમેશાં જરૂરી છે જ. ખરી વાત તો એ છે કે ઉત્પાદન જ્યારે પૂરતું હોય તેના કરતાં જ્યારે અપૂરતું હોય ત્યારે ન્યાયી વહેંચણી કરવાની વિશેષ જરૂર છે.

"વહેંચણીના સવાલ પહેલાં ઉત્પાદન પર ભાર મૂકવો જોઈએ એની જે દલીલ કરાય છે તે મોટા ઉદ્યોગના લાભ માટે જ કરાય છે. એની અને ખાસ કરીને અનાજની બાબતમાં જો કોઈ પ્રાન્ત અથવા ખેડૂત એમ કહે કે પોતાના પ્રદેશની જરૂરિયાત પૂરી કર્યા પછી વધશે એટલું જ અનાજ તે આપી શકશે, તો તેમના પર સ્વાર્થ અને સંકુચિતતાનો આરોપ મૂકવામાં આવશે. અનાજની ખાધવાળા પ્રાન્તના લોકોને દરરોજ છ ઔંસ રૅશન મળે ત્યારે કોઈ પુરાંતવાળો પ્રાન્ત કે ખેડૂત પેટ ભરીને ખાવાનો કેમ વિચાર કરી શકે? મતલબ એ છે કે અનાજની ખાધ સૌએ માથાને સરખી ભોગવી લેવી જોઈએ. પરંતુ એ જ સિદ્ધાન્ત ઉદ્યોગોના નફા અને માલની બાબતમાં પણ લાગુ કરવો જોઈએ.

"વાસ્તવમાં વહેંચણી પરના અંકુશો એક ડગલું આગળ જવું જોઈએ. ધારો કે કોઈ મોટો જમીનદાર છે, અને તેની પાસે ગઈ સાલના બચેલા અનાજનો પુષ્કળ જથો છે, અને દેશમાં નવો પાક પૂરતા પ્રમાણમાં થયો નથી. તો તેને નવા પાકમાંથી કાંઈ પણ ભાગ ન મળવો જોઈએ, સિવાય કે તે પોતાનું જૂનું અનાજ બદલીને નવું લઈ શકે. એ જ રીતે જેમણે સારી પેઠે મૂડી જમા કરી છે તેમને ધંધામાંથી નફો કે કમિશન ન મળવું જોઈએ. બલકે તેમને એમ કહેવું જોઈએ કે જ્યાં સુધી ઉત્પાદનમાં આજની ધારણા મુજબ પહોંચીએ નહીં ત્યાં સુધી તેઓ પોતાની સેવાઓ દેશને મફત અર્પણ કરે. જેથી જે લોકો ગરીબ

છે તેમના હિતમાં કિંમત કાઈક નીચે આવી શકે અને તેમની મજૂરીના દરમાં વૃદ્ધિ થઈ શકે આમ કરવુ એ કેવળ ન્યાય કરવા બરોબર છે

"જો આપણે અંકુશોનો પ્રયોગ ઉત્પાદનના સાધનો અને ખાનગી મિલકત તથા આવક પર નિયંત્રણ કરવા માટે નહીં પણ ફક્ત માલના ભાવ અને વહેંચણી કરવાના ક્ષેત્રમાં જ કરીશું તો વહેવારમાં અંકુશ બાદના ઊલટા જ પરિણામો આવશે વહેંચણી પરના આ અંકુશ, જેઓ જીવનપોષણ અને આવકની દૃષ્ટિથી નીચી પાયરીએ છે અને જેમના આજીવિકાના સાધનો અલ્પ છે તેમને મદદરૂપ થવાને બદલે તેમને અવગણે છે, કે તેમના હિતને હાનિ પહોંચાડે છે આવા અંકુશના પરિણામો વધારે ખરાબ આવે છે"

આજકાલ વારંવાર દરેક બાબતમાં ગાંધીજીનું નામ વાપરવામાં આવે છે, અને ગાંધીજીના અનુયાયી ગણાતા માણસો પણ એકબીજા પ્રત્યે ગાંધીજીને બેવફા થવાનો આક્ષેપ મૂકે છે તે વિષે ૧૨-૨-'૫૦ના 'હરિજનબંધુ'માં કિશોરલાલભાઈ લખે છે

"આ વિષયમાં મને લાગેવળગે છે તેટલે અંશે મારે કબૂલ કરવું જોઈએ કે કેટલીય વાર મેં એવા વિચારો જણાવ્યા છે અથવા એવો વર્તાવ કર્યો છે જેથી કેટલાયની નજરે હું ગાંધીજી તરફ બેવફા નીવડ્યો છું એવા આક્ષેપને પાત્ર બન્યો હોઉં ગાંધીજી હયાત હતા ત્યારેયે તેમનો પૂરો અનુયાયી થવાનું મારું સદ્‌ભાગ્ય નહોતું કેટલીક બાબતોમાં મને એમના વિચારો સાથે સંમત થવામાં જરા સરખી પણ વાર લાગતી નહોતી અને તે વિચારને વિકસાવવામાંયે મારા તરફથી હું કાંઈક ફાળો આપી શકતો હતો કેટલીક એવી બાબતો પણ ઊભી થતી જેનો શરૂમાં મેં વિરોધ પણ કર્યો હશે, અથવા જેનો સ્વીકાર કરવામાં મેં બહુ વાર લગાડી હશે અને ત્યાં સુધી તટસ્થ ભાવ રાખ્યો હશે વળી કોઈક બાબતો એવી પણ હતી કે જેમને હું છેવટ સુધી ગાંધીજીના વિચારો સાથે બંધબેસતા થાય એટલે કે વિશ્વાસ નહીં લાવી શકનારો અથવા અસંમત રહ્યો હોઉં ખુદ ગાંધીજી મારી આ સ્થિતિ સારી પેઠે જાણતા હતા અને જેવો હું હતો તેવો જ તેમણે મને સ્વીકાર્યો હતો

"સમાજસેવાની આશરે અર્ધી સદી દરમ્યાન ગાંધીજીના જીવનનો વિકાસ થયો. કોઈ કોઈ વિષયની વિગતોની બાબતમાં તેમના વિચારોમાં ઘણી વાર ફેરફારો થતા ગયા છે. જેનું જીવન હમેશાં વિકાસશીલ હોય છે તેને માટે આવા વિચારોના પલટા અનિવાર્ય છે. તેથી દરેક વિગત પર એમનાં વચનોનું પ્રમાણ હમેશાં શોધવું યોગ્ય નથી જે મહત્ત્વની વાત છે તે વિચાર અને આચરણના અસલ પાયા છે. સત્ય, અહિંસા, દરેક ક્ષેત્રમાં સંયમ અને જ્યાં નૈતિક અને આર્થિક હિત વચ્ચે અથડામણ થતી હોય ત્યાં નૈતિક હિતની પસંદગી, એ એમના આચાર વિચારના પાયા છે.

"ગાંધીજી પ્રત્યે બેવફાઈનો આક્ષેપ કરવાની આજે એક ફૅશન થઈ પડી છે. એનું એક ખાસ કારણ છે. આપણા કેટલાક ભાઈઓને 'ગાંધી', 'સર્વોદય', 'સત્ય' અને 'અહિંસા' વગેરે શબ્દોનો વારંવાર ઉચ્ચાર કરવાની એવી આદત પડી ગઈ છે કે આ શબ્દો અર્થહીન પાદપૂરકો જેવા બની ગયા છે. દરેક નેતા અને પ્રધાનને એમ લાગ્યાં કરે છે કે જ્યાં સુધી પોતે એમ ન કહે કે 'આ આપણા રાષ્ટ્રપિતાનો ઉપદેશ હતો' અથવા 'છેવટે દુનિયાનું કલ્યાણ ગાંધીજીએ બતાવેલે માર્ગે ચાલવામાં રહ્યુ છે,' ત્યાં સુધી એના ભાષણનો પાયો કાચો રહી જશે.

"રાષ્ટ્રપિતાના નામનો વારંવાર આધાર લેવાને બદલે આપણે આપણા હૃદયમાં રહેલા સત્ય અને પ્રેમસ્વરૂપ પરમાત્માનો આધાર લઈએ તો ઘણું સારું. કારણ કે ગાંધીજીએ જે કંઈ કહ્યુ કે કહ્યું તે એમની સત્યની શોધ અને હૃદયમાં વસેલી અહિંસામાંથી પ્રગટતું હતું."

જેમ ગાંધીજીના નામનો ઉપયોગ ન કરવાની તેમ સરકાર ઉપર આધાર ન રાખવાની પણ રચનાત્મક કાર્યકર્તાઓને તેમણે વારંવાર ચેતવણીઓ આપી છે:

"રચનાકાર્ય કરનારા સેવકો અને સુધારકોના મગજ ઉપર હું એક વાત ફરી ફરીને ઠસાવવા માગું છું કે સરકારી તંત્ર પાસેથી ઝાઝી અપેક્ષા ન રાખશો. . . . સારામાં સારી સરકાર પણ બહુ બહુ તો સેવકોના રસ્તામાં આવતા અંતરાયો દૂર કરી શકે. પણ પ્રજાના પુનરુદ્ધારનું, બલ્કે તેનામાં નવો પ્રાણ પૂરવાનું કામ તો પ્રજાસેવાનું કામ સ્વેચ્છાથી ઉપાડી લેનારા સેવકોનું જ હશે. . . .

"સરકારે બધું જ કરવું જોઈએ એવી વૃત્તિ ન હોવી જોઈએ. એથી પ્રજા પંગુ અને કેવળ સરકારાધીન બની જાય.

"રચનાત્મક કાર્યકર્તાઓએ પોતાની જાતને અને પોતાની પ્રવૃત્તિઓને માત્ર સરકારની મદદ પર આધાર રાખનારી ન બનાવી મૂકવી જોઈએ."

ખાદી અને ગ્રામઉદ્યોગો પ્રત્યે સરકારની નીતિ જોકે થોડીઘણી સહાનુભૂતિવાળી હોવા છતાં પૂર્ણ શ્રદ્ધાવાળી નથી એ બરાબર સમજાવીને કાર્યકર્તાઓને તેમણે જે ચેતવણી આપી છે તે બહુ ધ્યાનમાં લેવા જેવી છે.

"આપણે બધા જેઓ ખાદીઘેલા છીએ તેમને આ બાબતમા જે ચિંતા થયાં કરે છે તે હું સમજી શકું છું. પરંતુ મને ડર છે કે આપણે વર્તમાન સરકારનું માનસ સમજવામાં ભૂલ કરી રહ્યા છીએ. . . . તેની લાંબા ગાળાની નીતિ તો સ્પષ્ટ જ છે. દરેક ક્ષેત્રમાં પૂરેપૂરા ઉદ્યોગીકરણની એ નીતિ છે. એ દિશામાં તેની પ્રગતિ આગળ વધતી નથી તેનું કારણ તેની ઇચ્છાનો અભાવ નથી, પણ મોટાં યંત્રો મળતા નથી અથવા તેની ખરીદી માટે કે અહીં બનાવવા માટે પૂરતાં સાધનો નથી, તે છે.

"પરંતુ સંપૂર્ણ ઉદ્યોગીકરણને હજી સમય લાગશે. વળી ઉદ્યોગીકરણની પહેલાંના વચગાળાના સમયમાં લોકોની બહુ મોટી સંખ્યા એકાએક બેકાર થશે. આ રીતે ધંધાભ્રષ્ટ થયેલા લોકોને ઠેકાણે પાડવાનો સવાલ ઊભો થશે. પશ્ચિમની પ્રજાઓ રોજઘર (વર્કહાઉસ) અને સદાવ્રતશાળા મારફત તેમ કરે છે. રોજઘર વાસ્તવમાં તો કામચલાઉ ધંધાના ઓઠા નીચે સદાવ્રત જ છે. . . .

"સરકાર ચરખા સંઘ તરફ ઓછેવત્તે અંશે કાયમના રોજઘરની દૃષ્ટિથી જોશે. ભારત એટલુ વિશાળ છે અને બેકારી, દુકાળ વગેરે પ્રશ્નો એટલા મહાન અને વ્યાપક છે કે આવતાં કેટલાંય વર્ષો સુધી ખાદીકામ ભારતના જુદા જુદા ભાગમા વત્તાઓછા પ્રમાણમા ચલાવવું પડશે. પરંતુ આનો અર્થ એમ કરવાનો નથી કે સરકાર દેશની બધી જનતાને ખાદીધારી બનાવવા ઇચ્છે છે. વળી જે થોડીઘણી ખાદી પેદા થશે તેને વેચવી તો પડશે જ. તેથી આપણા જેવા માણસો જે સ્વેચ્છાથી તેના

પ્રચારક થશે તેમના પ્રત્યે આદર પણ રખાશે, અને જે જાહેર સંસ્થાઓ ખાદીને આશ્રય આપશે તેમના તરફ કૃપાની દૃષ્ટિ પણ રહેશે.

"સરકારની આ દૃષ્ટિ આપણે બરાબર સમજીએ તો તેના કામો અને નિવેદનોથી આપણને આશ્ચર્ય નહીં થાય. આપણી વિચાર કરવાની રીત ભલે જુદી હોય પણ આપણે સમજવું જોઈએ કે આપણી વિચારસરણીને આપણે સરકારી તંત્ર દ્વારા અમલી બનાવવી હોય તો એ માટે પૂરેપૂરી આપણી વિચારસરણીવાળી સરકાર હોવી જોઈએ. પણ જ્યાં સુધી લોકો પણ એ રીતે વિચારતા ન થાય ત્યાં સુધી આમ બનવું શક્ય નથી. સારાંશ એ કે આપણે સરકાર તરફ મીટ ન માંડવી જોઈએ. પણ લોકોના દિલમાં આ વિચારસરણીમાં શ્રદ્ધા ઉપજાવવા મહેનત કરવી જોઈએ." ('હરિજનબંધુ', તા. ૧૭–૬–'૫૦)

ગઈ ચૂંટણી વખતે કોંગ્રેસ તરફથી જે જાહેરનામુ બહાર પાડવામાં આવ્યું હતું તે ઉપર વિવેચન કરતાં આ જ વસ્તુ તેઓ વિશેષ સ્પષ્ટ કરે છે. આ જાહેરનામુ સરકારનું નહીં પણ કોંગ્રેસનું હોવાથી તેમાં શબ્દો થોડા જુદી જાતના છે. છતાં ભાવ તો એક જ છે.

"કોંગ્રેસ માન્ય કરે છે કે જોકે '(ગામડાંઓનાં) કેટલાંક માણસોને મોટા ઉદ્યોગોમાં સમાવી શકાશે, પણ મુખ્યત્વે નાના પાયા પરના તથા ઘરગથ્થુ ઉદ્યોગો જ તેમને સમાવી શકશે.' એ વિશેષમાં સ્વીકારે છે કે,

"'આ ગૃહઉદ્યોગો હિન્દમાં ખાસ કરીને મહત્ત્વના છે અને રાજ્યની મદદથી તેમને ખીલવવા જોઈએ અને રક્ષણ આપવું જોઈએ તથા એવી જાતના બીજા ઉદ્યોગો સાથે તેમનો સમન્વય કરવો જોઈએ.'

"પરંતુ ખાદી અને ગ્રામ ઉદ્યોગોનું કામ કરતી ગાંધીજીની સંસ્થાઓના કાર્યકર્તાઓના દિલમાં રખેને ખોટી આશા ઊભી થાય, તે માટે તે સ્પષ્ટતા કરે છે કે,

"'પરંતુ હમેશાં યાદ રાખવું જોઈએ કે નાના પાયાના અને ઘરગથ્થુ ઉદ્યોગોને વધારે અસરકારક અને આર્થિક રીતે પરવડે એવા બનાવવા માટે તેમાં સારામાં સારી પદ્ધતિઓનો ઉપયોગ કરવો જોઈએ.'

"ગૃહઉદ્યોગોને તે 'સંશોધનને ઉત્તેજન આપીને' અને 'બને ત્યાં ઔદ્યોગિક સહકારી મંડળોની રચના દ્વારા' મદદ કરશે. પરંતુ તેણે ચરખો અને ગ્રામ ઉદ્યોગોનું નામ ટાળ્યું છે. છતાં તે હાથસાળના વણકરોને

સાંત્વન આપવાને આતુર છે. તેથી 'તેમને પૂરતા સૂતરનો જથ્થો આપવાની ખાસગોઠવણો કરવાનું' તે વચન આપે છે. જાહેરનામાએ રેંટિયાને ચોખ્ખા શબ્દોમાં ફેંકી દીધો નથી પણ તેનો ઇશારો તો સ્પષ્ટ જ છે કે રેંટિયો, ઘાણી, ઘંટી, ઢેંકી વગેરેએ ભાવિ કૉંગ્રેસ સરકાર પાસેથી ઉત્તેજનની અપેક્ષા રાખવી નહીં. જાહેરનામા ઉપરથી હું એમ તારવું છું કે ઘરગથ્થુ ઉદ્યોગોમાં રોકાવા ઇચ્છતા માણસોએ એવી જાતના મોટા પાયા પરના ઉદ્યોગોને અનુકૂળ થઈને જ તેમાં પડવું જોઈએ.

"જાહેરનામા વિષે એકંદરે કહું તો એ સર્વોદય આદર્શની અપેક્ષાએ પહોંચતું નથી. રચનાત્મક કાર્યક્રમનાં કેટલાંક મહત્ત્વનાં અંગો, દાખલા તરીકે, દારૂબંધી, ગ્રામઉદ્યોગ, નઈ તાલીમ વગેરે પ્રત્યે તેની દૃષ્ટિ ઢીલી અથવા પ્રત્યાઘાતી પણ છે. વળી તેનાં કેટલાંક લક્ષ્યો છે. દાખલા તરીકે ભાવનિયમન અને અનાજ વહેંચણી દ્વારા ભાવ સ્થિર કરવા કે ઘટાડવા પરંતુ એ અનિષ્ટોનાં મૂળ કારણો પર ધ્યાન નથી અપાયું તેથી એ સફળ થવામાં મને શંકા લાગે છે.

"આપણા દેશની આજની સ્થિતિએ મતદારોને માટે જાહેરનામામા અપાયેલાં વચનો નહીં પણ સરકારી તંત્રોની શુદ્ધિ અને ઉમેદવારોનુ પોતાનું શુદ્ધ ચારિત્ર્ય, પ્રામાણિકતા અને લોકસેવાની નિષ્ઠા, એ વધારે મહત્ત્વની ચીજ છે." ('હરિજનબંધુ', તા. ૨૯–૭–'૫૧ તથા ૪–૯–'૫૧)

ગઈ ચૂંટણીઓ વખતે રચનાત્મક કાર્યકર્તાઓએ કેવા ઉમેદવારોને મત આપવા એ વિષે પણ તેમણે સ્પષ્ટ દોરવણી આપી છે:

"ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમા વિશ્વાસ રાખનારા લોકોએ સમજી લેવું જોઈએ કે આ વખતે એવો એક પણ પક્ષ નથી બની શકવાનો જે સોળ આના ગાંધીજીના કાર્યક્રમને ચલાવે, અને એમ પણ નહીં બની શકે કે તેમના કાર્યક્રમને બિલકુલ ફેંકી પણ દે. આથી તેણે પોતાના મતનો ઉપયોગ કરતાં પહેલાં બે વાત જોવી જોઈશે:

"૧. તે ઉમેદવાર કોમી માનસ ન ધરાવતો હોય; અને

"૨. તે શુદ્ધ ચારિત્રનો અને ઈમાનદાર હોય.

"જો કોઈ પણ પક્ષ પોતાના વિભાગમાં આવો ઉમેદવાર ઊભો ન કરી શકે, તો પછી મત આપવા ન જવું એ જ યોગ્ય છે." ('હરિજનબંધુ', તા. ૨૪–૬–'૫૦)

શ્રી ટંડનજી, આચાર્ય કૃપાલાની અને શ્રી રાજગોપાલાચારી વચ્ચે કોંગ્રેસના પ્રમુખપદ માટે હરીફાઈ થઈ ત્યારે ગાંધીજીની વિચારસરણીને માનનારા એક ભાઈએ તેમને પ્રશ્ન પૂછેલો કે આ ત્રણ ઉમેદવારમાંથી કોને પસંદગી આપવી? તેના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે

'લાંબા વખત પહેલાં મેં મારો અભિપ્રાય ભારપૂર્વક જાહેર કર્યો હતો કે વડા પ્રધાન એટલે કે દેશના વાસ્તવિક નેતા જ તેના પક્ષના પ્રમુખ હોવા જોઈએ. થોડા દિવસ પર શ્રી મોહનલાલ સક્સેનાએ તે જ વિચાર બીજી રીતે રજૂ કર્યો હતો. તેમણે એમ કહ્યું હતું કે કોંગ્રેસનો પ્રમુખ જ હિન્દનો વડો પ્રધાન થવો જોઈએ. રોજબરોજના કામ માટે તેમની પસંદગીનો એક માણસ સભાપતિ તરીકે કામ કરવા માટે નીમી શકાય. પરંતુ જો આ વાત અવહેવારુ ગણાય તો પછી એ જોવું જોઈએ કે કોંગ્રેસનો પ્રમુખ વડાપ્રધાનને બળ, ટેકો અને સલાહ આપે એવી યોગ્ય વ્યક્તિ હોય. બન્ને વચ્ચેના સંબંધો ઘણા મેળવાળા હોવા જોઈએ અને જુદા જુદા પ્રશ્નો અને દૂરગામી સવાલો પ્રત્યેના તેમના વલણ શક્ય તેટલા પ્રમાણમાં એકસરખા હોવા જોઈએ. જો એમ ન બને તો કોંગ્રેસના પ્રમુખ અને વડા પ્રધાન એ બંને સાથે ભાગ્યે જ સરળતાથી કામ કરી શકે અને વહેવારમાં એકાદે છૂટા થવું પડે કે બીજાની નીચે દબાઈને રહેવું પડે.' ('હરિજનબંધુ', તા. ૨૬-૮-૫૦)

કિશોરલાલભાઈનો ઉપરનો જવાબ જ્યારે પ્રગટ થયો ત્યારે ઘણા કોંગ્રેસી નેતાઓને એ જાતનું ખોટું લાગેલું કે કિશોરલાલભાઈ તેમની તબિયતને કારણે બહાર ફરી શક્તા ન હોવાથી રાજકારણની આજની પરિસ્થિતિ જાણતા હોતા નથી, છતાં આવી રીતે પોતાના અભિપ્રાયો બહાર પાડી ગૂંચવાડા ઊભા કરે છે. કિશોરલાલભાઈ બહાર ફરી શક્તા નહોતા એ વાત સાચી પણ તેમનો પત્રવ્યવહાર એટલો બધો મોટો હતો કે તેમને દેશના વાતાવરણની બરાબર જાણ મળી રહેતી. વળી છેવટે તો હકીકતમાં પણ તેમનો અભિપ્રાય જ સાચો પડ્યો છે. શ્રી ટંડનજી પ્રમુખ ચૂંટાયા તોપણ થોડા વખતમાં તેમને રાજીનામું આપી દેવું પડ્યું અને એ પદે પં૦ જવાહરલાલજી આવ્યા ત્યારે કોંગ્રેસનું ગાડું ચાલ્યું.

'હરિજન' પત્રોના તંત્રી તરીકે સરકારના વહીવટ સામે પણ તેમની પાસે ઘણી ફરિયાદો આવતી તે સબધમા તેમણે એવી નીતિ રાખી હતી કે ફરિયાદ તે તે ખાતાવાળાને મોકલી આપી એ વિષે તેમનુ શુ કહેવું છે એ પહેલાં જાણી લેવું આ પદ્ધતિથી ફરિયાદ જૂઠી હોય તો તેની ખબર પડી જતી અને સાચી હોય તો ઘણુખરુ બારોબાર જ ફરિયાદીને રાહત મળી જતી આને અગે તેમને હમેશાં લાંબા પત્રવ્યવહાર ચલાવવા પડતા લેખો લખવા કરતા આ પત્રવ્યવહારનો બોજો તેમના પર વધારે રહેતો પણ આવો પત્રવ્યવહાર ચલાવવો એ તંત્રી તરીકેની તેઓ પોતાની મુખ્ય ફરજ ગણતા

આવા પત્રવહેવારમાથી એક ખેદજનક બેદરકારીનો કિસ્સો બહાર આવ્યો તે નોધવા જેવો છે પશ્ચિમ ખાનદેશના તળોદા નામના એક ગામે એક દીવાની કોર્ટ સ્થાપવાનો હુકમ ૧૯૫૦ના નવેમ્બરમા નીકળ્યો તે માટે એક મકાન પણ રાખી લેવામા આવ્યુ અને જજ સિવાયના કોર્ટના કારકુનો વગેરેની માસિક રૂપિયા એક હજારના ખર્ચથી નિમણૂકો પણ થઈ ગઈ પણ છ માસ જેટલો વખત વીતી ગયા છતા જજની નિમણૂક ન થઈ એટલે એક નાના વેપારીએ કિશોરલાલભાઈને આ વાત લખી જણાવી એ વેપારી મિત્ર સાથે પત્રવહેવારમા કેટલાક મહિના નીકળી ગયા ૨૬–૨–૧૯૫૨ના રોજ કિશોરલાલભાઈએ મુબઈ હાઈકોર્ટના અપીલ ખાતાના રજિસ્ટ્રાર સાથે પત્રવ્યવહાર શરૂ કર્યો તેનો જવાબ ન મળ્યો એટલે ૧૦મી માર્ચે હાઈકોર્ટના વડા જજને તેમણે કાગળ લખ્યો તેને પરિણામે ૧૭–૩–૧૯૫૨ના રોજ ત્યા એક મુનસફને મૂકવામા આવ્યા જોકે આ ઢીલ થવાનો દોષ હાઈકોર્ટે મુબઈ સરકાર ઉપર ઢોળ્યો એટલે કિશોરલાલભાઈએ મુબઈ સરકારને કાગળ લખ્યો તેનો એક મહિને તેમને જવાબ મળ્યો તેમા સરકારે હાઈકોર્ટ ઉપર દોષ ઢોળ્યો ખરી વાત એ હતી કે ન્યાયખાતાની તેમ જ વહીવટી ખાતાની બંનેની આમા બેદરકારી હતી તેને પરિણામે લગભગ ૧૬ માસ સુધી દર માસે રૂપિયા એક હજારનો ખર્ચ નિરર્થક ગયો

સરકારી નોકરો વિષે પણ તેમની પાસે ઘણી ફરિયાદો આવતી. તે ઉપરથી સરકારી નોકરોને ઉદ્દેશીને તા. ૨૧–૮–૧૯૪૯ના 'હરિજનબંધુ'માં લખેલા એક લેખમાં તેઓ જણાવે છે કે

મને કહેતા દિલગીરી થાય છે કે જૂની જુની સરકારોના પ્રધાનો ભલે તમારા કાર્યદક્ષપણાથી સેવા ભાવથી અને વર્તણૂંથી સંતુષ્ટ હોય પણ તમારે વિષેનો પ્રજામત એથી ઉલટો જ છે એટલુ જ નહી, એવી ફરિયાદ છે કે જનતા તરફની તમારી વર્તણૂક જૂના રાજ્યતંત્ર તળે હતી તે કરતાંય વધુ અસંતોષકારક છે તમારું ખાતુ વધુ તોછડુ, વધુ સખ્ત, ઓછુ કુશળ વધુ ઢીલ કરનારુ પૈસાની અને સમયની લાગવગ તળે વધુ આવનારું બન્યુ છે અને પ્રજાને આજનો તમારો વહીવટ ૧૯૪૭ પહેલા તમારે હાથે જ જે વહીવટ થતો તે કરતાંયે વધુ ત્રાસદાયક લાગે છે

મારે તમને કહેવુ જોઈએ કે મને જે ફરિયાદો મળે છે તે કેવળ પ્રજા તરફથી જ નથી આવતી કેટલાક સરકારી નોકરોએ પણ કરેલી છે દાખલા તરીકે રેલવે અને રેશનની દુકાનોમા જે જે યુક્તિઓ લાંચરુશવત અને અપ્રામાણિકતા ચાલે છે તે મને તે જ ખાતાએ મા કામ કરતા માણસો તરફથી કહેવામા આવી છે

મે અહી સામાન્ય ચિત્ર અને છાપ વર્ણવી છે અને તેથી જેઓ પ્રામાણિક સેવકો છે તેમણે પણ આનો ગભીર વિચાર કરવાની જરૂર છે

મારી તમને વિનતી છે કે તમે તમારા જીવન અને આચારમા ભગવાનને વસાવો. ઐહિક સમૃદ્ધિ વધારવાની તમારી લાલસામા તમે તમારા ઘર અને ઓફિસમાથી ભગવાનને વિદાય આપી છે અને મા યુ છે કે સકટ અને વૃદ્ધાવસ્થામા ભગવાન કરતા ધન એ વધુ સારો મિત્ર છે પરતુ આ તમારી માન્યતા ખોટી છે એ તમારા અને સમગ્ર દેશના નાશને નોતરશે પ્રભુ તમને પ્રજાના વધુ સાચા અને સારા સેવકો બનવાનુ ડહાપણ અને શક્તિ આપો (હરિજનબંધુ તા. ૨૧–૮–૪૯)

સિનેમાના ખરાબ ચિત્રો રેડિયોના અશ્લીલ ગાયનો ગદી નવલકથાઓ અને વાર્તાઓ કામોદ્દીપક દવાઓ બીભત્સ ચિત્રોવાળી જાહેરાતો કામ રમૂજી ચિત્રો, સમાચારો અને શબ્દ હરીફાઈ જેવા

જુગાર, વગેરે સામાજિક અનિષ્ટોએ આજકાલ ઘર કર્યું છે, અને નાના-મોટા, ભણેલા અભણ, ગરીબ-તવંગર, ગામડિયા-શહેરી, સઘળા આમાંથી કોઈ ને કોઈમાં સપડાય છે, એ વિષે પણ તેમણે સુધારકોને સારી ચેતવણી આપી છે. સુધારકો આ અનિષ્ટો બંધ કરવામા સરકારની મદદ ઇચ્છે છે એ સબંધમાં તેમણે લખ્યુ છે કે,

"તમારે સમજવું જોઈએ કે સારી લોકશાહી સરકાર હોય તે નૈતિક દૃષ્ટિએ પણ ઊંચી કે પૂર્ણ હોય એમ નથી. લોકશાહી સરકાર તો નૈતિક દૃષ્ટિએ ઊંચો કે નીચો જે લોકમત હોય તેનુ પ્રતિબિમ્બ બને છે, અને તેને અનુસરે છે. બહુ તો એ લોકોનુ આધ્યાત્મિક અને નૈતિક ધોરણ ઊંચે ચઢાવવામા જે અડચણ હોય તે દૂર કરે. પણ જો એ માટે લોકમત તૈયાર ન હોય તો તે પણ એનાથી સફળતાપૂર્વક થઈ શકે નહી. હા, સરકારની વહીવટી નીતિ ભલે આવાં અનિષ્ટો સામે કાયદો ન ઘડી શકે, પણ આપણા પ્રધાનો અને આગેવાનો આવા નાટક નૃત્યોના સમારભોમા હાજરી ન આપે, એવા સિનેમાગૃહ કે નાટ્યગૃહોના ઉદ્ઘાટનો ન કરે તો એ રીતે નૈતિક સુધારાના કામને સહાય કરી શકે. પરતુ આ માટે પણ લોકમતનુ દબાણ જોઈએ. તેથી નૈતિક સુધારકોએ પહેલા જનતામા આ માટે સખત કામ કરવુ જોઈએ અને વ્યાપ-લોકમત પેદા કરવો જોઈએ પછી એ સબધમા સરકારને કાયદો ઘડવાનુ કહી શકાય" ('હરિજનબંધુ', તા ૨૯-૧૨-'૫૧)

વનસ્પતિ ઘીના સબંધમા સરકારની નીતિથી તેમને ઘણો અસંતોષ અને દુ ખ થતા હતા એ વિષે ના ૧૫-૮-૧૯૪૮ના 'હરિજનબંધુ'મા તેમણે લખ્યુ

"મારે માટે આ પ્રશ્નનુ મહત્ત્વ નૈતિક ભૂમિકા ઉપર છે એની આગળ એની આર્થિક તેમ જ આરોગ્યને લગતી બાજુ ગૌણ બની જાય છે વનસ્પતિ ઘી બીજી કોઈ પણ વસ્તુ કરતા અસલ ઘીમા ભેળ કરવાના કામમા વધારે આવે છે તેના પર તેનુ આર્થિક મહત્ત્વ વિશેષ કરીને અવલબે છે એ વસ્તુ ગ્રામવાસીઓ તેમ જ વેપારીઓની નીતિમત્તા ભ્રષ્ટ કરી રહી છે કેવળ વનસ્પતિ ઘી તરીકે તેને પસદગી આપનારા લોકોની સખ્યા ઓછી છે ચોખ્ખુ ઘી ખરીદવા જતા તેમને થોડા ચોખ્ખા ઘી સાથે ભેળવેલુ વનસ્પતિ ઘી જ મળે છે અને તે વનસ્પતિના કરતા

મોઘા ભાવે આ હકીકત જાણતા છતા તેઓ વનસ્પતિના ઉપયોગ તરફ વળ્યા હોય છે પણ લોકો હજી પણ ચોખ્ખુ ઘી ખરીદવા પ્રયત્ન કરે છે, અને તેને માટે વનસ્પતિના કરતા ઘણો વધારે ભાવ આપે છે પરતુ તેમને વનસ્પતિ ભેળવેલુ ઘી જ મળે છે ખેડૂતો સુધ્ધા માખણ સાથે તેને ભેળવવાની તરકીબ શીખી ગયા છે પરિણામે માખણ ખરીદનારને પણ તે વનસ્પતિના ભેળસેળવાળુ જ મળે છે આ રીતે વનસ્પતિ ખામુખા ભેળસેળને ઉત્તેજન આપે છે તેનુ ઉત્પાદન અટકાવવાને બીજા કઈ કારણો ન હોય તોપણ આ એને માટે પૂરતુ કારણ ગણાવુ જોઈએ

"આ પદાર્થને કારણે ઢોરઉછેરનો પ્રશ્ન વધારે મુશ્કેલ બની ગયો છે ચોખ્ખુ ઘી પેદા કરનારને તેનો પૂરતો ભાવ ન મળતો હોવાથી તે પોતાના ઢોરઢાખર તરફ દુર્લક્ષ રાખે છે અને તેથી કરીને આરોગ્ય તથા દૂધ બન્ને ના જાય છે જેમ ખરાબ સિક્કા સારા સિક્કાઓને ચલણમાથી કાઢી નાખે છે તેમ વનસ્પતિ ચોખ્ખા ઘીને બજારમાથી હાંકી કાઢે છે પોષક તત્ત્વ અગેનુ સશોધન નાખણ ઘી શુદ્ધ કર્યા વિનાનુ તેલ અને શુદ્ધ કરેલુ તેલ એ બધાની ગુણવત્તા નક્કી કરવાને માટે મહત્ત્વનુ હોય પરતુ હાઇડ્રોજનની પ્રક્રિયામાથી પસાર કરવામા આવેલા તેલની વાત એથી જુદી છે કેટલાક એમ કહે છે કે શહેરમા રહેનારાઓ તેલને બદલે વનસ્પતિ માગે છે કેમ કે વનસ્પતિ સ્વાદિષ્ટ દેખાય છે ખરુ ઘી ખાધા વિના તેના જેવુ જ કઈક ખાધાનો સતોષ તેઓ અનુભવે છે જો ખરેખર આવા લોકો હોય જ તો તેમને જે વસ્તુ ગુણકારી નથી એ પૂરી પાડવા કરતા પોતાની ભૂલ સમજતા કરવા અને તેમને સાચી તાલીમ આપવી એ કરવા જેવુ છે મોઘુ હોવાને કારણે જેઓ ચોખ્ખુ ઘી વાપરી ન શકતા હોય તેમણે ભલે ઘી જેવો દેખાય છતા જે તેલ કરતા પણ ઊતરતા પ્રકારનો છે એવો પદાર્થ વાપરવાને બદલે અસલ સ્વરૂપમા તેલનો જ ઉપયોગ કરવો જોઈએ જેમ આપણે અફીણનો વેપાર ન ચાલવા દઈએ તે જ રીતે હાઇડ્રોજનની પ્રક્રિયામાથી પસાર કરવામા આવેલા ખાદ્ય તેલનો વેપાર ન ચાલવા દેવો જોઈએ

અમદાવાદ ખાતે ૧૯૫૧ ના આરભમા મળેલી કોંગ્રેસની મહાસમિતિની બેઠકમા વનસ્પતિ ઉપર પ્રતિબંધ મૂકવા સરકારને વિનતી

કરતો ઠરાવ બહુ મોટી બહુમતીથી પસાર થયો હતો જોકે વડા પ્રધાન શ્રી જવાહરલાલજી તથા બીજા મહત્ત્વના નેતાઓનો તેની સામે વિરોધ હતો એટલે સરકારે તે પ્રત્યે કાઈ ધ્યાન ન આપ્યુ પં૦ ઠાકુરદાસ ભાર્ગવ તે જ અરસામા વનસ્પતિ નિષેધનો ખરડો રજૂ કરવા ઇચ્છતા હતા, પરતુ ઘીમા થતો ભેગ અટકાવવાને યોગ્ય ઉપાયો સૂચવવા માટે વડા પ્રધાને એક સમિતિની નિમણૂક કરવાની ખાતરી આપી એટલે તેમણે પોતાનો ખરડો રજૂ કર્યો નહી વડા પ્રધાને ત્રણ ખાતરીઓ આપી હતી (૧) સરકાર સ્વીકારે છે કે ઘીની બાબતમા ઘણો ભેગ કરવામા આવે છે, (૨) સરકાર આ ભેગ અટકાવવાને ઇન્તેજાર છે, (૩) જમાવેના તેનો ઉપર કરવામા આવેના પ્રયોગો ઉપરથી સિદ્ધ થયુ છે કે તે હાનિકર નથી આ ઉપર ટીકા કરતા કિશોરલાલભાઈ તા ૬–૧–૧૯૫૧ ના 'હરિજનબધુ'મા લખે છે કે

> એ સરકારની મહેરબાની કહેવાય કે મોડા મોડાયે એણે સ્વીકાર્યું કે ઘીની બાબતમા ઘણો ભેગ થાય છે, અને એ સાબિત કરવાનો બોજો જનતા ઉપર લાદ્યો નથી પણ ઘીનો ભેગ અટકાવવાને સરકાર ઇન્તેજાર છે એવી સરકારની ખાતરીને પૂરા ભરોસાથી માની લેવાની વળતી મહેરબાની લોકો કરશે કે કેમ એ વિષે શકા છે લોકોની નજરમા એવુ એકે ચિહ્ન આવ્યું નથી કે જેથી તેમને એમ લાગે કે સરકારે આવી કાઈ ચિન્તા મનમા રાખી હોય કોંગ્રેસની કારોબારી સમિતિએ ભેળ રોકવા માટે આદેશ આપ્યાને આજે અઢાર મહિનાથી વધુ સમય વીતી ગયો છે પણ તે અગે કશુ જ પગલુ ભરાયુ નથી ઓછામા ઓછુ સરકાર જે સમિતિ નીમવાનુ આજે વિચારે છે તેની તે વખતે નિમણૂક કરી શકી હોત આ રીતે ત્રીજી ખાતરીની બાબતમા જનતાને વિજ્ઞાનીઓના કહેવાતા પ્રયોગોથી સતોષ થવાનો નથી કહુ તો કદાચ માઠું લાગશે પણ મને એમ લાગ્યા વિના રહેતુ નથી કે જવાહરલાલ નેહરુની જગ્યાએ દાખલા તરીકે, ડૉ૦ પ્રફુલ્લચન્દ્ર ઘોષ જેવા આ બાબતમા વિરુદ્ધ મતના વડા પ્રધાન થાય તો આ પ્રયોગોના પરિણામ જુદી જાતના દેખાડવામા આવે સભવ છે કે વડા પ્રધાનની છેલ્લી ખાતરી સામાન્ય જનતા માટે નહી પણ વનસ્પતિ ઉત્પાદનમા પડેલા વેપારીઓની શાતિ માટે અપાયેલી

છે આથી તેમને અવશ્ય એવો વિશ્વાસ પેદા થશે કે સરકારના હાથમા આ કાર્યક્રમનુ ભાવિ સલામત છે."

તેમના તંત્રીપણાના આખરના દિવસોમા વિનોબાજીની ભૂદાન યજ્ઞની પ્રવૃત્તિને વેગ આપવા માટે તેમણે ઘણું લખ્યુ છે. તા ૨૩-૮-૧૯૫૨ના 'હરિજનબંધુ'માં તેઓ લખે છે કે .

"વિનોબા આ પ્રશ્ન પર જેટલી ઉત્કટતા બતાવે છે અને શક્તિ વાપરે છે એનો સોમો ભાગ પણ કોઈ સરકાર કે જાહેર સંસ્થા કરતી હોય એમ લાગતુ નથી. ગ્રામીણ જનતામાં જે નવી ચેતના પેદા થઈ છે તેનો ઘણા ઓછાઓને ખ્યાલ છે હજુ તેઓ એ વિષે ઘેનમા છે આમાં કેટલાક આગેવાન રચનાત્મક કાર્યકર્તાઓ પણ છે. તેઓ જાણતા નથી કે દેશની સ્થિતિ પાકેલા ગૂમડા જેવી છે ને એ વખતસર કાપવામા ન આવે તો એનુ પરૂ લોહીમા ભળીને (સેપ્ટિક થઈને) આખા શરીરમા એનુ ઝેર ફેલાઈ જતા વાર ન લાગે આજે તો વિનોબાએ જ એ સ્થિતિનુ ચોખ્ખુ દર્શન કર્યું છે અને પોતાના નિર્બળ શરીરની પરવા કર્યા વિના બીજા કામો છોડીને આને 'કરો યા મરો'નુ જીવનકાર્ય બનાવ્યુ છે ને દરેક પક્ષ અને દરેક આગેવાન કાર્યકર્તા ભૂદાન યજ્ઞના કાર્યમા એકી જ પગથી લાગી જાય તો પાંચ વરસમા જમીનનો પ્રશ્ન આપણે ઉકેલી શકીએ વિનોબાએ ક્યાંક કહ્યુ છે કે ૧૭૫૭ અને ૧૮૫૭ની સાલો ભારતના ઇતિહાસમા ક્રાન્તિ કરનારી નીવડી છે બન્નેનુ રૂપ હિંસક હતુ એને પરિણામે ભારત વિદેશીની ગુલામી નીચે ચાલી ગયું હવે વિદેશી હકૂમત ગઈ છે પણ જનતાની મુક્તિ સાધવાની બાકી છે. ગાંધીજીની દોરવણીથી આપણે વિદેશી હકૂમતથી મુક્ત થયા અને એના વડે વિનોબાની દોરવણી નીચે જમીનદારોનુ અપૂર્વ હૃદયપરિવર્તન થઈ રહ્યુ છે તે માર્ગે ચાલીને ૧૯૫૭ સુધીમા આ જનતાની મુક્તિના પ્રશ્નની સિદ્ધિ કરીએ"

છેવટ છેવટના ભાગમાં 'ગાંધીવાદ વિસર્જન' એ નામનો લેખ લખી તેમણે ભારે ધીરતા બતાવી હતી ગાંધીજી કે ગાંધીવાદના સઘળા અનુયાયીઓને હાર્દિક વિનંતી કરી હતી કે આપણે દરેક એમ કહેતા થઈએ કે "અહિંસા કે સામ્યવાદ કે લોકશાહી કે ગમે તે પ્રશ્ન પર મારુ આ દૃષ્ટિબિન્દુ છે" એમ ન કહીએ કે "ગાંધીજી આ

ઇચ્છતા હતા" કે "આ ગાંધીવાદ છે" ગાંધીજીએ જેમ ગાંધી સેવા સંઘ વિખેરી નાખ્યો હતો તેમ આપણે ગાંધીવાદનું વિસર્જન કરીએ

આનો અર્થ એવો નથી કે ગાંધીજીના જીવન અને લખાણોનું આપણે બારીકાઈથી અધ્યયન જ ન કરવું કે તેમના વિચારો ટાંકવા જ નહીં તેમના ઉદાત્ત જીવન અને વિશાળ સાહિત્યનો અભ્યાસ સદા જરૂરી રહેશે અને વાચકને તેથી હંમેશાં લાભ જ થશે

કિશોરલાલભાઈના 'હરિજનમધુ'ના લખાણોમાંથી કેટલાક વાનગી રૂપ ફકરા ઉપર આપ્યા છે 'હરિજન'પત્રોને યશસ્વી રીતે તેઓ સંભાળતા હતા છતાં પત્રોની ગ્રાહક સંખ્યા પ્રતિવર્ષ ઘટતી જતી હતી નવજીવન ટ્રસ્ટને બહુ ખોટ આવવા માંડી એટલે ૧૯૫૨ના ફેબ્રુઆરીમાં તેમણે પત્રો બંધ કરવાનો નિર્ણય જાહેર કર્યો પરંતુ લોકો તરફથી એવી માગણી થઈ કે 'હરિજન' પત્રો ચાલુ રહેવા જ જોઈએ કેટલાક ભાઈઓએ ગ્રાહકો વધારવાની ઝુંબેશ ઉપાડી અને ગ્રાહકોની સંખ્યા ઠીક ઠીક વધી એટલે નવજીવન ટ્રસ્ટે પત્રો ચાલુ રાખવાનો નિર્ણય કર્યો તે વખતે કિશોરલાલભાઈએ ૨૩–૨–૧૯૫૨ના અંકમાં લખ્યું કે,

> "ટ્રસ્ટનો નિર્ણય બદલાવી પત્રોને ચાલુ રાખવાનો નિર્ણય કરાવી પ્રજાએ પોતા પર, મારા પર તેમ જ ટ્રસ્ટ પર ખૂબ જવાબદારી વધારી લીધી છે મારી લખવાની કે તંત્રીપદું કરવાની હોંશ પૂરી કરવા માટે પત્રો પહેલાંયે નહોતા પ્રજા આપના પત્રો ચાલુ રહે એ જોવા ઇચ્છે છે એમ માનીને ટ્રસ્ટે એને ચલાવ્યે રાખવાની ઇચ્છા કરી હતી અને મેં તેની જવાબદારી ઉઠાવી હતી પણ અનુભવે શંકા આવી કે પ્રજાની જેટલી ઇચ્છા માની લીધેલી તેટલી નથી નહીં તો ઘરાકી આટલી તૂટી ન જાય
>
> "હવે પ્રજાની માગણીથી પત્રો ચાલુ રહે છે એટલે પ્રજા પર તેની સલામતીની જવાબદારી વધે છે

"આ પત્રકાથી મારા પર જે જવાબદારી વધારવામાં આવી છે તેનો વિચાર કરતાં તો મગજ જ થાકી જાય એવી સ્થિતિ છે. મારું શરીર અને તેને લીધે મગજ પણ દિવસે દિવસે આટલો બોજો ઉઠાવવાને અશક્ત થતાં જાય છે. છતાં મારા તંત્રીપદની અપેક્ષાએ જ આ પત્રો ચાલુ રહે એ સ્થિતિ મને મૂંઝવનારી લાગે છે."

જ્યારે પત્રો બંધ કરવાની વાત ચાલતી હતી ત્યારે કિશોરલાલભાઈ મુંબઈ હતા. ત્યાંથી વર્ધા ગયા પછી તેમની તબિયત ધીમે ધીમે બગડતી જ ચાલી. અવસાનની અગાઉ દોઢેક મહિના ઉપર મને એક કાગળ લખેલો કે 'હવે બહુ વખત કામ કરવાનું રહ્યું હોય એમ લાગતું નથી.' પછી તો એમની માંદગી અને ખાસ કોઈ નવજીવન ટ્રસ્ટે જ તેમને આ જવાબદારીમાંથી મુક્ત કરવાનો વિચાર કર્યો. એટલે ૬–૯–'૫૨ના રોજ તેમણે પત્રલેખકો, લેખકો તેમ જ બીજાઓને કાગળ લખીને જણાવ્યું કે :

"વર્ધાનું 'હરિજન' કાર્યાલય ચાલુ મહિનાના અંતથી બંધ થશે એટલે બધા પત્રલેખકો તથા પ્રજાકીય પ્રશ્નોના સંબંધમાં લેખો લખનારાઓને હવે પછીથી પોતાનો પત્રવહેવાર નવજીવન કાર્યાલય, પો. બૉ. ૧૦૫, અમદાવાદ એ સરનામે કરવા અને પોતાનાં લખાણો પણ ત્યાં જ મોકલવા વિનંતી છે. આ ઉપરાંત તંત્રી તરીકે તથા 'હરિજન' પત્રોના વિનિમય તરીકે મારા પર મોકલવામાં આવતાં છાપાંઓ, સામયિકો, ચોપાનિયાંઓ, હેવાલો વગેરે પણ ત્યાં જ મોકલવા કૃપા કરવી."

## ૨૩

## દેહાંત

કિશોરલાલભાઈને છેલ્લા લગભગ સાડત્રીસ વર્ષથી દમનો વ્યાધિ હતો એ વ્યાધિ છતા આ બધા વર્ષોમા તેઓએ કામનો જે ફાળો આપ્યો છે તે કોઈ પણ સારી તબિયતવાળા કરતા ઓછો નથી

'હરિજન' પત્રોના તત્રીપદથી પોતે નિવૃત્ત થાય છે એનો જાહેર કાગળ લખ્યો તેના બીજા જ દિવસે તેમને દમનો છેલ્લેલ્લુ હુમલો થયો તેમની ઇચ્છા તો કામ કરતા કરતા જ દેહ પાડવાની નહોતી તેઓ નિવૃત્ત થઈ ચિન્તન અને મનનમા શેષ જીવન ગાળવા ઇચ્છતા હતા પરતુ પ્રભુએ તેમને એવી નિવૃત્તિ ભોગવવા દેવાનું નહી ધાર્યું હોય

તા ૯–૯–'૫૨ના મગળવારે સાજે પોણા છ વાગ્યે તેમણે દેહત્યાગ કર્યો તે દિવસે સાજે પાચ વાગ્યા સુધી તેમણે કામ કર્યું લગભગ સાડાચાર વાગ્યે તેમણે મને કાગળ લખ્યો, એમા ભૂમિદાન યજ્ઞ વિષે અને 'ઇકોનોમિક હોલ્ડિંગ' વિષે મારી સાથે ચર્ચા કરી અને છેવટે લખ્યુ કે "મારી તબિયત બે ત્રણ દિવસથી સારી પેઠે નરમ છે આ ક્ષણે જ કાઈક ઠીક છે તો હવે સાર્વજનિક પ્રવૃત્તિઓમાથી તદ્દન નિવૃત્ત થવાનો છુ બીજા વિષયો પર પણ કાઈ લેખો ક્યાયે મોકલવાનો વિચાર નથી" આમ છતા તેમણે છેલ્લી પળ સુધી પોતાનું કામ કર્યું એમ કહી શકાય

'હરિજન' પત્રોના કામમા એમના સાથી ભાઈ હરિપ્રસાદ વ્યાસ એમની છેલ્લી પળોનુ વર્ણન નીચે પ્રમાણે કરે છે

> 'પાચ વાગ્યા પછી પ્રકૃતિમા ફેરફાર થવા માડયો, તકલીફ વધવા માડી તેથી પૂ ગોમતીબહેને માણસ મોકલીને અમને સાથીઓને ઘેરથી બોલાવ્યા અમે દોડતા આવ્યા કિશોરલાલભાઈ બધ કરેલા ઓરડામા પોતાની ખાટની પાસે કમોડ પર શૌચ જવા બેઠા હતા શૌચ વખતે એમને

હાંફ ચડી જતી હતી. આ વખતે પણ હાંફ હતી. તેમણે કહ્યું કે શૌચ થતું નથી. પછી કમોડ પરથી ઊઠીને પાસેની ચોતાની લખવા બેસવાની પાટ ઉપર બેઠા. ગોમતીબહેને ઓરડાનાં બન્ને બારણાં ખોલી નાખ્યાં. બજાજવાડી ગેસ્ટ હાઉસના માણસો બહાર ઊભા હતા. તેઓ અંદર આવ્યા. તેમાં બહેનો પણ હતી. આ વખતે કિશોરલાલભાઈનું ધોતિયું સહેજ ઊંચું ચડેલું હતું. તે તેમણે બહેનોને જોઈને પોતાને હાથે જ નીચે ઉતાર્યું. પછી એક બે વાર ગળફા થૂંકદાનીમાં નાખ્યા. પછી પાટ ઉપર તકિયો રહેતો તે પર માથું ટેકવીને પાટ નીચે પગ લટકતા હતા તેમ જ રાખીને બેઠા. તેવામાં પૂ. ગોમતીબહેને આવીને તેમને દવા વિશે પૂછ્યું. તેઓ દવા લેવા અંદર ગયાં. મારા સાથી શ્રી નાંદુરકરજી તકિયા પાસે ઊભા હતા. કિશોરલાલભાઈ માથું ઊંચું કરીને પાછળ મારી તરફ ઢળ્યા. મેં તેમને મારા હાથનો ટેકો આપ્યો. પણ તેમના પગ હજી પાટ નીચે લટકેલા હતા તેથી પાછા બેઠા થયા. પગ સરખા કર્યા અને ધીરેથી મારી તરફ ઢળ્યા. મેં હાથથી ટેકવીને ધીરે ધીરે મારા ખોળામાં તેમનું માથું લીધું. મારા હાથ તેમના પાંખા પાસે આવ્યા. ત્યાં ગતિ દેખાતી હતી. પણ હવે તેમણે ડાબી આંખ ફેરવી એમ મેં જોયું. નાંદુરકરજીએ ગોમતીબહેનને બોલાવ્યાં. તેમણે આવીને 'દેવ, દેવ' કહ્યું. અને 'સ્વામીનારાયણ, સ્વામીનારાયણ' બોલવા માંડ્યાં. તે વખતે કિશોરલાલભાઈના હોઠ હાલતા દેખાતા હતા. પણ અવાજ નહોતો નીકળતો. છેવટે તેમણે 'રામ' શબ્દનો ઉચ્ચાર કર્યો. ગોમતીબહેને તેમનો હાથ હાથમાં લઈ નાડ જોઈ. પણ નાડ તો નહોતી. તકિયા પરથી માથું લઈને નીચે ઢળવા અને રામ બોલવાની વચમાં ભાગ્યે જ બે મિનિટ ગઈ હશે. સાંજે પોણા છ વાગ્યે તા. ૯–૯–'૫૨ ને મંગળવારે તેમણે દેહત્યાગ કર્યો. હિંદુ તિથિ પ્રમાણે બીજે દિવસે તેમની ૬૨મી વરસગાંઠ હતી. પૂરાં બાસઠ વર્ષે તેમનું નિર્વાણ થયું."

કિશોરલાલભાઈનાં ભાભી (સ્વ. નાનાભાઈનાં પત્ની) ૧૯૫૨ના જુલાઈમાં ગુજરી ગયાં. તે વખતે કિશોરલાલભાઈ અકોલા ગયા હતા. એમને મૃત્યુ સમયે અતિશય વેદના ને કષ્ટ થયાં હતાં. અને છેક અંતિમ ક્ષણ સુધી બરાબર જાગૃતિ રહી હતી. એ ઉપરથી મૃત્યુ વખતની સ્થિતિ વિશે કિશોરલાલભાઈને અનેક વિચારો આવેલા અને તે તેં

શ્રી દામોદરદાસ મૂદડા મારફત તેમણે વિનોબાને કેટલાક પ્રશ્નો પૂછેલા
આ પ્રશ્નો અથવા કહો કે ચિંતન મ મહત્ત્વનુ હોઈ નીચે આપ્યુ છે

'પરતુ ઑક્સિજનને પણ ફેફસાની અદર પેસવુ મુશ્કેલ થયુ ઉપરાંત ફેફસાની ક્રિયા બિલકુલ બંધ થઈ ત્યારે હૃદય બધ પડયુ પછી પોતાની વેદના વ્યક્ત કરવા અસમર્થ થયા ત્યારે અમે માની લીધુ કે હવે મૃત્યુ થયુ મને વિચાર આવવા માડયા કે વેદના વ્યક્ત કરવાની અશક્તિ થઈ જવાથી અદરની જાણકારી પણ નષ્ટ થઈ ગઈ, એવુ માનવાને આપણી પાસે શા પ્રમાણ છે? કોઈને મુશ્કેટાટ બાધીને મોમા ડૂચા ખોસી મારવામા અને સતાવવામા આવે ત્યારે એ પણ પોતાની વેદના પ્રગટ કરી શકતો નથી પરતુ તેથી તેની વેદના તેને નથી થતી અને એની જાણકારી એને નથી હોતી એવુ થોડુ જ છે? એનાથી પણ વધારે મુશ્કેટાટ બાંધ્યો હોય અને નાક પણ બધ કર્યું હોય તો મો ઉપરની રેખાઓ ઉપરથી પણ તે પોતાની વેદના પ્રગટ નહી કરી શકે હૃદય બધ પડયુ એટલે શરીર દ્વારા વેદના પ્રગટ કરવાનુ બધ થયુ પછી એ શરીરને ગમે તે કરો તેનો વિરોધ કરવાનુ અશક્ય બન્યુ ત્યાર પછી તેને બાધીને સળગાવ્યુ તે પણ સહન કર્યું પરતુ ચિત્ત જે વેદનાની સાથે તન્મય થયુ હતુ એ વેદનાની તન્મયતા અને જાણકારી ગઈ એવુ કહેવાનુ અમારી પાસે શુ પ્રમાણ છે?

વિજયાભાભીની અતે જે વેદનામય સ્થિતિ હતી તે એમને માટે તો પહેલી અને છેલ્લી જ હતી પરતુ મને તો એવી સ્થિતિનો તીવ્ર મધ્ય અને મદ અનુભવ હમેશા જ થતો હોય છે જે બીમારીના વર્ણનથી તમે બધા ચિન્તાતુર થઈ ગયા હતા તેમા આ અનુભવ સિવાય બીજુ શું હતુ? વિનોબાજીએ ક્યાક લખ્યુ છે " હવા લેવાને માટે કયા કશી મહેનત કરવી પડે છે? નાક ખુલ્લુ રાખીએ એટલે હવા તો આવે ને જાય આ વાચીને હુ મનમા જ બોલ્યો કે વિનોબાને શી ખબર હોય કે હવા અદર લેવા તથા બહાર કાઢવા માટે કેટલા 'હૉર્સ પાવર'નુ બળ વાપરવુ પડે છે? એટલું કરતા રહેવામા જ મારે તો શરીરશ્રમના વ્રતનુ પાલન થઈ જાય છે છેવટે બિચારો હૉર્સ (હૃદય) થાકી જાય છે અને નીચે પડી જાય છે

'આમાંથી એક બીજો તાત્ત્વિક સવાલ પણ મનમાં ઊઠે છે વિનોબાજીએ એમના 'ગીતા પ્રવચનો'માં* અંતકાળની જાગૃતિ ઉપર બહુ ભાર મૂક્યો છે અંતકાળ સુધી આસપાસ કોણ ઊભું છે એનો ખ્યાલ છે, મોમાંથી અવાજ નીકળતો નથી, પરંતુ ઇશારાથી અથવા બહુ ધીરા અવાજે પાણી માગે છે યુકેલિપ્ટસની વાસથી કાંઈક આરામ લાગે છે તેથી હાથ પાસે લાવવાનો અથવા દૂર ખસેડવાનો ઇશારો કરે છે લોકોની ભીડ થાય છે ત્યારે બધાને ખસી જવાનો ઇશારો કરે છે આને પૂર્ણ જાગૃતિ નહીં તો બીજું શું કહેવાય? પરંતુ ચિત્તની તન્મયતા વેદનાની સાથે એટલી બધી છે કે એનાથી ચિત્ત અળગું થઈ શકતું નથી

"મને પણ જ્યારે બહુ તકલીફ થાય છે ત્યારે ગમે તેટલો મનો નિગ્રહ રાખવાને ઇચ્છું તોપણ વેદનાની તીવ્રતાથી નિસાસો નંખાઈ જાય છે અથવા બૂમ પાડી જવાય છે તે વખતે બીજાઓને ગભરાવતાં હું મારી જાતને રોકી શકતો નથી તેની સાથે જ એ સ્મૃતિ તો રહે છે કે હું તો કેવળ વેદનાનો સાક્ષી છું ૯ તો છું તેવો જ છું છતાં વેદનાઓ સાથે મારો કશો સંબંધ નથી એવો અનુભવ મને થઈ શકતો નથી બૂમ પાડવાની મને શરમ પણ આવે છે પરંતુ વેદનાની તીવ્રતાથી મારાથી બૂમ પડાઈ જાય છે આસપાસના માણસોને જે ચિંતા થાય છે તે થોડે ઘણે અંશે આને જ કારણે થાય છે વચમાં વચમાં વેદના હોવા છતાં હું બીજી વાતોમાં ધ્યાન આપી શકું છું અને કોઈ કોઈ વાર વિનોદ પણ કરી લઉં છું પરંતુ એનું કારણ તો હું એ માનું છું કે તે વખતે વેદના એટલી કષ્ટમય નથી હોતી જેટલી મેં અથવા બીજા જોવાવાળાએ માની લીધી હોય છે બાપુજી ઘણી વાર કહેતા કે જ્યારે વેદના ખરેખર અસહ્ય થઈ જાય છે ત્યારે માણસને મૂર્છા આવી જાય છે આ ઈશ્વરની કૃપા છે ભાભીની અંતકાળની અવસ્થા ઉપરથી એમ લાગે છે કે એવું ન થાય તોપણ વેદનાની સાથે એકરૂપતા અદ્વૈત થઈ શકે છે શું ત્યારે મૂર્છા પણ વેદનાની સાથે એકરૂપતાને કારણે જ નથી હોતી? અને જાગૃતિ પણ એ કારણે જ નથી હોતી શું? બન્ને સ્થિતિ વાજબીય લાગતી નથી જાગૃતિ હોવા છતાં વેદનાને શાંતિથી સહન કરી લેવાની શક્તિ હોવી જોઈએ

* નવજીવન પ્રકાશન મંદિર, કિ ૨ ૧–૮–૦, ટપાલરવાનગી ૦–૬–૦

"હા, એવા માણસો પણ હોય છે જે એમ કરી શકે છે, અને હસતે મોએ મૃત્યુને ભેટી શકે છે તેઓ કઠોર વેદના સહન કરી શકે છે પરંતુ તેથી તેઓ ઊંચી દશાને પામેલા હોય છે એમ કહી શકાય નહીં. કોઈ બીજા જ ધ્યેયની સાથે તેઓ એકરૂપ થયેલા હોય છે આવી બધી સ્થિતિઓનુ તારતમ્ય શી રીતે ઠરાવવુ ?

"મને પોતાને ઉત્તમ સ્થિતિ સાધી લેવાની ઇચ્છા વધતી જાય છે એ‘તુ તો માનવુ જ જોઈએ કે હવે મારા શરીરને લાંબો વખત રહેવાનુ નથી વર્ષો સુધી પ્રાતઃસ્મરણવાળા શ્લોકોમાથી 'प्रातर् नमामि तमसो'વાળો ત્રીજો શ્લોક હું બોલતો નહોતો ગુજરાતી અનુવાદમા પણ મે એ શ્લોક છોડી દીધો છે કારણ रज्जवां भुजगम इव प्रतिभासितं वै" એ ઉપમા મને ઠીક લાગતી નહોતી પરંતુ આજકાલ એ તરફ જ વધારે ધ્યાન જાય છે

' અંતકાળની સ્થિતિની બાબતમા સહજાનદ સ્વામીએ બે જગ્યાએ પોતાના વિચાર પ્રગટ કર્યા છે

' 'अन्ते या मति सा गति ' એ ઉપનિષદ્-વાક્યની બાબતમા તેમને પૂછવામા આવ્યુ કે 'જો અંતકાળ વખતે ભગવાનમા મતિ રહી હોય તો જ સદ્ગતિ થઈ શકે તો પછી આખી જિંદગી દરમ્યાન કરેલી ભક્તિની વિશેષતા શી ? ' એના જવાબમા તેમણે કહેલુ કે જેને સાક્ષાત્ ભગવાનની પ્રાપ્તિ થઈ છે તેને અંતકાળે સ્મૃતિ રહે યા ન રહે તોપણ તેનુ અકલ્યાણ નથી થતુ ખુદ ભગવાન એની રક્ષા કરી લે છે અને જેઓ ભગવાનથી વિમુખ છે તેઓ બોલતા ચાલતા દેહ છોડે તોપણ તેમનુ કલ્યાણ નથી થતુ તેઓ યમપુરીમા જ જવાના કોઈ કસાઈના જેવો પાપી હોય તે બોલતા ચાલતા મરી જાય અને બીજો ભગવાનનો ભક્ત અકાલ વિસ્મૃતિવશ મરી જાય તેથી શું ભક્તનુ અકલ્યાણ અને પાપીનુ કલ્યાણ થઈ શકે? હરગિજ નહી તેથી હું આ સ્મૃતિનો એવો અર્થ કરુ છુ કે અત્યારે એટલે જીવનકાલ દરમ્યાન તેની જેવી મતિ હોય તેવી અંતકાલે તેની ગતિ થવાની (अन्ते या मति सा गति અર્થાત् अधुना या मति अन्ते सा गति ) તેથી જે ભક્ત છે ભગવાનનો પૂરો દાસ છે જેને સતોની પ્રાપ્તિ થઈ છે અને તેથી જેની એવી નિષ્ઠા બધાઈ ચૂકી છે કે મારુ તો કલ્યાણ થઈ જ ગયુ છે, તે માણસ ગમે તે અવસ્થામા મરે તોપણ તેનુ કલ્યાણ જ છે બીજી

તરફથી જેની મતિમા એમ રહ્યુ છે કે મને ભગવાન નથી મળવાના સત નથી મળ્યા હુ અજ્ઞાની છુ, મારૂ કલ્યાણ નહી થાય, તેનુ કલ્યાણ નથી જ થવાનુ જે ભગવાનનો દાસ છે, જેને કશું કર્તવ્ય કે આપ્તવ્ય રહ્યુ નથી, જેના દર્શનથી બીજાનુ પણ કલ્યાણ થાય છે તેમનુ કલ્યાણ થવા વિષે શકા જ શી હોય? એ વાત સાચી છે કે ભગવાનનુ દાસત્વ પ્રાપ્ત કરવુ બહુ મુશ્કેલ છે ભગવાનના દાસનુ એ લક્ષણ છે કે તે આ દેહને મિથ્યા માને છે પોતાના આત્માને જ સત્ય માને છે અને પોતાના સ્વામી (ભગવાન)ના ઉપભોગના પદાર્થની પોતાના ભોગાર્થ કદી કામના કરતો નથી, તેમ જ સ્વામીને જે આચરણ પસદ નથી હોતુ તે કદી કરતો નથી એ જ હરિનો દાસ છે પરતુ પોતાને હરિનો દાસ કહેવડાવતા છતા જે દેહાભિનિવેશયુક્ત છે તે કેવળ પ્રાકૃત ભક્ત છે'

'એમને બીજો સવાલ એ પૂછવામા આવ્યો કે 'ભગવાનના કોઈ દઢ ભક્તને અતકાળે તીવ્ર પીડા થાય છે બોલવા કરવાની પણ કશી શુદ્ધિ રહેતી નથી ત્યારે બીજો કોઈ માણસ પક્વ હરિભક્ત દેખાતો નથી છતા મરતી વખતે બહુ શક્તિશાળી દેખાય છે ભગવાનનો મહિમા દર્શાવતો અને સુખનો અનુભવ કરતો તે દેહ છોડે છે એનુ કારણ શું? જે ઉચ્ચ છે તેનુ મરણ શોભાદાયી નથી થતુ અને જે કાચો હતો એનુ મરણ શોભાદાયી થાય છે'

"આનો જવાબ આપતા સહજાનદ સ્વામીએ કહ્યું

"દેશ કાળ ક્રિયા, સગ ધ્યાન મત્ર, દીક્ષા અને શાસ્ત્ર એ આઠ વસ્તુઓ પ્રમાણે મનુષ્યની મતિ થાય છે આ બધુ જો અનુકૂળ હોય તો સારી મતિ થાય છે પ્રતિકૂળ હોય તો ખરાબ મતિ થાય છે વળી માણસના હૃદયમા પરમેશ્વરની માયાથી પ્રેરિત ચારે યુગોના ધર્મનુ ચક્ર ચાલતુ હોય છે તેથી અન્તકાળે જો સત્ય યુગનો આવર્ત આવી જાય તો મૃત્યુ બહુ શોભી ઊઠે છે ત્રેતા તથા દ્વાપરમા તેથી ઓછું શોભે છે અને કલિનો આવર્ત હોય તો મૃત્યુ બહુ ખરાબ દેખાય છે આ પ્રમાણે અત સમયના કાળબળની અસર મૃત્યુ સારૂ અથવા ખરાબ થવાનુ એક કારણ છે બીજુ પણ એક કારણ છે, જે જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાનુ છે પાપી હોય પરતુ અન્તકાળે એની જાગ્રત અવસ્થા હોય તો તે બોલતા ચાલતા મરે છે સ્વપ્નાવસ્થા હોય તો બડબડાટ કરતો મરે છે અને સુષુપ્તિમા હોય તો મૂર્છા અવસ્થામા

મરે છે ભક્ત અને અભક્ત બન્નેને આવુ થઈ શકે છે પરતુ જે આ ત્રણે અવસ્થાઓથી પર આત્મસ્થિતિને પહોંચ્યો હોય છે એવો વિરલ ભક્ત ઈશ્વર સમાન સામર્થ્ય પ્રગટ કરતો સ્વતત્ર રીતે દેહત્યાગ કરે છે તેની વાત જ નિરાળી છે આથી સિદ્ધિ કેવળ ભક્તને જ પ્રાપ્ત થાય છે વિમુખને નથી થઈ શકતી ભલે તે પૂર્ણ જાગૃતિમા મરે એટલે જાગૃતિમા મરવાથી શુભ ગતિ થાય છે અને સ્વપ્ન અથવા સુષુપ્તિમા મરવાથી અશુભ થાય છે, એવુ નથી ભક્તનુ સ્વપ્ન અથવા સુષુપ્તિમા મરણ થાય તોપણ તેનુ શુભ જ છે ત્રણ સ્થિતિમા અભક્તનુ અશુભ છે ભક્તને અતકાળે બહુ શરીરકષ્ટ થાય અને ઉપર ઉપરથી જોતા તે બહુ પીડા પામતો દેખાય તોપણ ભગવાનના પ્રતાપથી તેની અદર એક આનદનો સ્રોત ચાલ્યા કરે છે '

'આ સઘળા ઉદ્ગાર જરૂર મુમુક્ષુને હિમત આપવાવાળા છે પરતુ શુ કેવળ હિમત આપવા માટે આમ કહ્યુ હશે ? મને લાગે છે કે એમા न हि कल्याणकृत् कश्चित् दुर्गतिं तात गच्छति નુ સારુ વિવરણ છે જેણે ભક્તિ કરી છે તેની દુર્ગતિ થતી જ નથી ભલે તે ગમે તેવી અવસ્થામા મરે જે અપૂર્ણ છે તે કારણે તેને યોગભ્રષ્ટ તો માનવો જ પડશે જે ચરમ સ્થિતિએ પહોંચ્યો હશે તે સામર્થ્ય સાથે મરે એવી સભાવના છે ગીતાના આઠમા અધ્યાયના પાચ અને છ શ્લોક* કઈક બીજી રીતના જણાય છે તેનુ સમાધાન વિનોબા શી રીતે કરે છે ? ઉપરનુ કહેવુ તેમને બરાબર લાગે છે ?

---

* अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
य प्रयाति स मद्भाव याति नास्त्यत्र सशय । ८–५

અતકાળે મારુ જ સ્મરણ કરતો કરતો જે કોઈ દેહને છોડે છે તે મારા ભાવને પામે છે તેમા કશો સશય નથી

य य वापि स्मरन्भाव त्यजत्यन्ते कलेवरम् ।
त तमेवैति कौन्तेय सदा तद्भावभावित ॥ ८–६

અથવા તો હે કૌતેય ! મનુષ્ય જે જે સ્વરૂપનુ ધ્યાન ધરે છે તે તે સ્વરૂપનુ અતકાળે પણ સ્મરણ કરતો તે દેહ છોડે છે અને તે ભાવથી સદા એટલે કે પુષ્ટ થવાથી તે તે સ્વરૂપને જ પામે છે

ગીતાના આઠમા અધ્યાયના દશમા શ્લોકનો* વિચાર પણ આની સાથે જ કરવો જોઈશે એમા યોગબળનો ખાસ સંકેત છે યોગનો અભ્યાસ કર્યા વગર દશમા શ્લોકમા દેહવિસર્જનનો જે વિધિ બતાવ્યો છે તે પ્રમાણે કેવળ અત્યંત ભક્તિમાન પુરુષ દેહ વિસર્જન કરી શકે ખરો? ઉદાનવાયુ કેવી રીતે ઉપર ગતિ કરતો કરતો હૃદય સુધી પહોચવાનો પ્રયત્ન કરે છે તેનો મને મારી બીમારીઓમા કોઈ કોઈ વાર અનુભવ થાય છે અંતકાળે તે કેવી રીતે કામ કરશે એનુ પણ હુ કાઈક અનુમાન કરી શકુ છુ પરતુ મને એવો વિશ્વાસ નથી કે મારી ઇચ્છા મુજબ હુ ઉદાનવાયુને ઉપર ચડાવી શકુ અથવા ચડતો રોકી શકુ અંત વખતે મને ભાન રહેશે તો સંભવ છે કે હુ અંદર ને અંદર એની ગતિનો અનુભવ કરી શકીશ પરતુ ભાન રહેવુ ના રહેવુ તેનો આધાર કફ વગેરેનો પ્રકોપ કેટલો છે તેના પર રહેશે જેનુ આખુ જીવન નીરોગી ગયુ હોય તેને આવુ સ્વામિત્વ પ્રાપ્ત થઈ શકે એવો મારો ખ્યાલ છે પરતુ મને વિચાર આવે છે કે પ્રાણ જાય છે કેવી રીતે જાય છે ક્યારે જાય છે એની ચિન્તા થવી તે જ બ્રહ્મથી દ્વૈતભાવ બતાવવાવાળી અવસ્થા નથી શુ? જો હુ પ્રાણ નથી ચિત્ત નથી કેવળ શુદ્ધ બ્રહ્મ જ છુ તો શરીરમા દાખલ થવુ અથવા તો શરીરમાથી નીકળી જવુ અને તે કઈ સ્થિતિમા અથવા કયા કાળે એની ચિન્તા શાને માટે એવો વિચાર પણ આવે છે જ્ઞાનેશ્વર વગેરેનો આ પ્રકારનો નિર્ણય છે એવો સસ્કાર મને રહેલા છે આ વિષયમા વિનોબા શુ ધારે છે?

આનો ઉત્તર વિનોબાએ શો આપ્યો તે મને ખબર નથી

કિશોરલાલભાઈનો અંતકાળ એટલો અણધાર્યો આવ્યો અને પ્રાણ એટલા સહજ રીતે નીકળી ગયા અને લગભગ છેવટ સુધી તેમને

---

* प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युक्तो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् । ८-१०

જે મનુષ્ય મરણકાળે અચળ મનથી ભક્તિથી યુક્ત થઈ અને યોગબળે પ્રાણને ભ્રકુટીની વચ્ચે સારી રીતે સ્થાપિત કરી (મારું સ્મરણ કરે છે) તે દિવ્ય પરમ પુરુષને પામે છે

જાગૃતિ રહી અને છેવટે રામ શબ્દનો ઉચ્ચાર પણ કરી શક્યા, એ બધું બતાવે છે કે જોકે તેમણે યોગાભ્યાસ નહોતો કર્યો છતાં યોગીના જેવું મૃત્યુ તેમને પ્રાપ્ત થયું.

## ૨૪

## સાહિત્ય પ્રવૃત્તિ

કૉલેજમાં હતા ત્યારથી જ કિશોરલાલભાઈ કાંઈક ને કાંઈક લેખન પ્રવૃત્તિ કરતા. કૉલેજની ચર્ચાસભામાં તેમણે પ્રાથમિક કેળવણી વિષે એક નિબંધ વાંચેલો તે અગાઉ કહેવાઈ ગયું છે. કૉલેજમાં હતા ત્યારે અને ત્યાર પછી પણ 'સુંદરીસુબોધ'મા 'રતન ડોશાની વાતો' એ નામે નાના નાના લેખો લખતા. તેમા જૂની ડોશીઓના મરજાદીપણાની, રડવાકૂટવાના શોખની તથા હિંદુ સમાજના સામાજિક રીતરિવાજોની તેઓ ઠંડી મશ્કરી કરતા. એઓ કોઈ કોઈ વાર કાવ્યો પણ બનાવતા. જોકે પોતાનાં કાવ્યો તેઓ ભાગ્યે જ પ્રગટ કરતા.

આશ્રમમા જોડાયા પછી વિદ્યાર્થીઓ તેમ જ શિક્ષકોનાં હસ્ત લિખિત માસિકોમા તેઓ લેખો લખતા. તેમા ધાર્મિક શિક્ષણ વિષે, જોડણી વિષે, અભ્યાસક્રમમા અંગ્રેજીના સ્થાન વિષે, રાષ્ટ્રીય શિક્ષણના વિવિધ અંગો વિષે એમ ઘણા વિષયો ઉપર તેમણે લખ્યુ છે. શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકનુ 'નવજીવન અને સત્ય' માસિક જે પાછળથી એમણે ગાધીજીને સાપ્તાહિક 'નવજીવન' ચલાવવા માટે આપી દીધુ, તેમા પણ તેઓ લખતા. સને ૧૯૨૦ ની અમદાવાદની સાહિત્ય પરિષદ વખતે 'સ્વામીનારાયણ સપ્રદાય' ઉપર તેમણે એક વિસ્તૃત નિબંધ વાંચ્યો હતો, જે તે સાહિત્ય પરિષદના રિપોર્ટમા છપાયેલો છે.

આમ તેમને લેખનપ્રવૃત્તિનો શોખ તો વિદ્યાર્થીકાળથી જ હતો પણ તેમની સાચી અને ગભીર લેખનપ્રવૃત્તિ તો ૧૯૨૧ માં સાધના

માટે તેમણે એકાન્તવાસ કર્યો અને એમાંથી એમને નિશ્ચિત જીવનદૃષ્ટિ લાધી ત્યાર પછી શરૂ થઈ છે

પોતે જે ચિંતન કર્યું એને પરિણામે અવતારો વિષે એમની દૃષ્ટિ શી છે એ સમાજ આગળ રજૂ કરવા તેમણે 'રામ અને કૃષ્ણ', 'બુદ્ધ અને મહાવીર', 'સહજાનંદ સ્વામી', તથા 'ઈશુ ખ્રિસ્ત', એ ચોપડીઓ લખી તેમાં એમણે એ બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે,

"આપણે આપણા આશયોને ઉદાર બનાવીએ, આપણી આકાંક્ષાઓને ઉચ્ચ બાંધીએ અને પ્રભુની શક્તિનું જ્ઞાનપૂર્વક આલંબન લઈએ તો આપણે અને અવતાર ગણાતા પુરુષો તત્ત્વત જુદા નથી પરમ તત્ત્વ આપણા પ્રત્યેકના હૃદયમાં વિરાજી રહ્યું છે તેની સત્તા વડે આપણે એક ક્ષુદ્ર વાસનાની તૃપ્તિ કરી શકીએ અથવા મહાન અને ચારિત્રવાન થઈ સંસારને તરી જઈએ અને બીજાને તારવામાં મદદગાર થઈએ

"મહાપુરુષોએ પોતાની રગેરગમાં અનુભવાતા પરમાત્માના બળથી પવિત્ર થવા પરાક્રમી થવા, પરદુઃખભંજન થવા આકાંક્ષા ધરી એમણે એ બળ વડે સુખદુઃખથી પર, કરુણહૃદયી વૈરાગ્યવાન, જ્ઞાનવાન અને પ્રાણીમાત્રના મિત્ર થવા ઇચ્છા કરી સ્વાર્થના ત્યાગથી, ઇન્દ્રિયોના જયથી મનના સંયમથી ચિત્તની પવિત્રતાથી, પ્રાણીમાત્ર તરફના અત્યંત પ્રેમથી બીજાના દુઃખોનો નાશ કરવા પોતાની સર્વ શક્તિ અર્પણ કરવા માટેની નિરંતર તત્પરતાથી, નિષ્કામતાથી, અનાસક્તિથી અને નિરહંકારીપણાથી, ગુરુજનોને સેવી એમના કૃપાપાત્ર થવાથી એ મનુષ્યમાત્રને પૂજનીય થયા

"આપણે ધારીએ તો આપણે પણ એવા પવિત્ર થઈ શકીએ, એવા કર્તવ્યપરાયણ થઈ શકીએ, એટલી કરુણાવૃત્તિ કેળવી શકીએ, એવા નિષ્કામ, અનાસક્ત અને નિરહંકારી થઈ શકીએ એવા થવાનો આપણો નિરંતર પ્રયત્ન રહે એ જ એમની ઉપાસના કરવાનો હેતુ જેટલે અંશે આપણે એમના જેવા થઈએ તેટલે અંશે જ આપણે તેમની સમીપ પહોંચ્યા એમ કહેવાય જો આપણો એમના જેવા થવા પ્રયત્ન ન હોય તો આપણે કરેલું એમનું નામસ્મરણ વૃથા છે અને એ નામસ્મરણથી એમની સમીપ જવાની આશા રાખવી પણ વૃથા છે"

આ જીવનચરિત્ર માળાનું નામ નવજીવન પ્રકાશન મંદિરે અવતારલીલા લેખમાળા એવું રાખેલું કિશોરલાલભાઈને એવા નામની

યોગ્યતા વિષે શંકા તો હતી જ એટલે બીજી આવૃત્તિ છપાતે એ નામ કાઢી નાખ્યું તેનો ખુલાસો આપતાં તેઓ લખે છે કે,

"અવતાર શબ્દની પાછળ સનાતની હિન્દુના મનમા જે વિશેષ કલ્પના રહેલી છે તે કલ્પના મને માન્ય નથી તે કલ્પનાની સાથે પોષાતી ભ્રામક માન્યતા કાઢી નાખ્યા છતા રામકૃષ્ણાદિક મહાપુરુષો પ્રત્યે પૂજ્યભાવ જાળવી રાખવો એ આ પુસ્તકોનો હેતુ છે . . રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ વગેરેને જુદી જુદી પ્રજાના લોકો દેવ બનાવી—અ-માનવ કરી—પૂજતા આવ્યા છે. એને આદર્શ કરી, એના જેવા થવાની હોંશ રાખી, પ્રયત્ન કરી, પોતાનો અભ્યુદય સાધવો એમ નહી, પણ એનુ નામોચ્ચારણ કરી, એમા ઉદ્ધારક શક્તિનુ આરોપણ કરી, એમા વિશ્વાસ મૂકી, પોતાનો અભ્યુદય સાધવો એ આજ સુધીની આપણી રીત છે એ રીત ઓળખવી પણ અધશ્રદ્ધા—એટલે બુદ્ધિ ન ચાલે ત્યા સુધીની જ માત્ર શ્રદ્ધાની છે વિચાર આગળ એ ટકી શકતી નથી

"રામે શિલાની અહલ્યા કરી કે પાણી પર પથ્થર તરાવ્યા એ વાત કાઢી નાખીએ, કૃષ્ણ કેવળ માનુષી શક્તિથી જ પોતાનુ જીવન જીવ્યા એમ કહીએ, ઈશુએ એક પણ ચમત્કાર બતાવ્યો નહોતો એમ માનીએ છતા રામ, કૃષ્ણ, બુદ્ધ મહાવીર, ઈશુ, વગેરે પુરુષો મનુષ્ય જાતિના શુ કામ પૂજ્યપાત્ર છે એ દૃષ્ટિથી આ ચરિત્ર આલેખવાનો પ્રયત્ન છે એ કેટલાકને ન રુચે એ સભવિત છે પણ એ જ સાચી દૃષ્ટિ છે એમ મારી ખાતરી છે તેથી એ રીતને ન છોડવાનો મે આગ્રહ રાખ્યો છે"

સહજાનંદ સ્વામીના ચરિત્રની નિરૂપણપદ્ધતિમા એમણે સહેજ ફરક રાખ્યો છે એનુ કારણ એ છે કે પહેલા મહાપુરુષોના જીવન ચરિત્રો પ્રસિદ્ધ છે, જ્યારે સહજાનંદ સ્વામીનુ ચરિત્ર ખુદ સત્સગીઓમા પણ ઓછુ જાણીતું થતુ ચાલ્યુ છે વળી સત્સગની બહાર સહજાનંદ સ્વામી વિષેનું જ્ઞાન એથીયે ઓછુ છે, અને કાંઈક સાપ્રદાયિક અણુ ગમાથી મિશ્રિત છે એટલે એમનુ ચરિત્ર એમણે વિશેષ વિગતવાળુ લખ્યુ છે એ વિગતો ૧૯૨૦ની સાહિત્ય પરિષદમાં તેમણે આપેલી તે મોટે ભાગે કાયમ રાખી છે જોકે સહજાનંદ સ્વામી પ્રત્યેની ભક્તિમા

જે દષ્ટિબિન્દુ ૧૯૨૦મા હતું તે દષ્ટિબિંદુમા ૧૯૨૩મા ઘણો ફરક પડી ગયો હતો આ ચરિત્ર વધારે વિગતવાર લખવાના કારણોમા કિશોરલાલભાઈ જણાવે છે કે,

"ગુજરાતી પ્રજાના એક મોટા ભાગના ઇષ્ટદેવ હોવાથી સહજાનંદ સ્વામીના જીવનથી સર્વને પરિચિત થવાની જરૂર હોય જ તદુપરાંત એમણે પોતે ગુજરાતને ઘડવા અને સસ્કારવામા જે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે તે દૃષ્ટિએ પણ એમનુ જીવન સર્વને માલૂમ હોવુ જોઈએ લગભગ ૩૦ વર્ષ સુધી એમણે ગુજરાત, કાઠિયાવાડ અને કચ્છમા સતત પરિશ્રમ લઈ લોકોને શુદ્ધ માર્ગે ચડાવ્યા ગુજરાતમા રહેતી ઊચીનીચી, હિંદુઅહિંદુ, સર્વ કોમોને પોતાનો સદેશો પહોચાડવા એમણે જે યોજકબુદ્ધિ ખર્ચી, જોખમો ખેડયા અને સાધકો તૈયાર કર્યા તે બુદ્ધદેવની સ્મૃતિ કરાવે છે એમનો માર્ગ પોતાની સાધુતા દ્વારા સુધારણા કરવાનો હતો

"પોતાના કાળના પ્રસિદ્ધ પુરુષોમા સહજાનંદ સ્વામી સૌથી મહાન હતા તે કાળના મુમુક્ષુઓને પુરુષોત્તમ તરીકે ઉપાસના કરવા યોગ્ય હતા પૂર્વ દેશમા પ્રગટી ગુજરાતને એમણે પોતાનુ ઘર બનાવ્યુ એ ગુજરાતીઓનુ મહદ્ ભાગ્ય

"મોહાવરણ દૂર કરી મારી અશુદ્ધ કલ્પનાઓને શુદ્ધ કરી, મારા ગુરુદેવે મને એક અંધ અનુયાયી રહેવા દીધો નથી, પણ મોહ દૂર થવાથી જો મારી સહજાનંદ સ્વામી પ્રત્યેની ભક્તિ ઓછી થાય, તો હું કૃતઘ્ની અને ગુરુકૃપાનો અનધિકારી જ કહેવાઉ. સપ્રદાયમા કેટલીક અશુદ્ધિઓ મે જોઈ છે, સંપ્રદાયના કેટલાક વાદોમા અને તત્ત્વનિરૂપણની પદ્ધતિમા હુ સંપૂર્ણપણે સમત નથી, અને આ ચરિત્રમા જ્યા ફરજ ન હોય ત્યા મારે એનો નિર્દેશ પણ કરવો પડયો છે.

'પણ એમ તો મારા કુટુબમા, જ્યા મે શિક્ષણ લીધુ તે મારી શાળાઓમા, જેમા હુ કાર્ય કરુ છું તે સસ્થાઓમા અને જ્યા મારો જન્મ થયો છે તે દેશમાયે અશુદ્ધિ અને સમત થઈ ન શકાય એવુ છે તેથી જેમ કુટુંબસ્નેહ, શાળા પ્રત્યેનો રાગ, સસ્થાઓ પ્રત્યે કર્તવ્યનિષ્ઠા અને જન્મભૂમિનુ ઋણ ઘટવા સભવતા નથી, તેમ સહજાનંદ સ્વામી પ્રત્યેની મારી ભક્તિ ઓછી થઈ શકતી નથી. મારામા જે કાંઈ સારુ

હોય, તો તેનું બીજા કેટલે બધે અંશે એમણે નાખ્યું છે, તે માપી શકાય એમ નથી."

આમાં 'રામ અને કૃષ્ણ' તથા 'બુદ્ધ અને મહાવીર' એ બે પુસ્તકોની ચાર ચાર આવૃત્તિઓ થઈ ગઈ છે. જ્યારે 'ઈશુ ખ્રિસ્ત' અને 'સહજાનંદ સ્વામી'ની બે આવૃત્તિઓ થઈ છે.

ઈ. સ. ૧૯૨૫માં એમનું 'કેળવણીના પાયા' નામનું પુસ્તક બહાર પડ્યું. એ વિષે કેટલીક ચર્ચા રાષ્ટ્રીય શાળાવાળા પ્રકરણમાં આવી ગઈ છે. આ પુસ્તકમાં કેળવણી વિષે કિશોરલાલભાઈએ મૌલિક અને ક્રાન્તિકારી વિચારો કરેલા છે. એમાં 'જીવનમાં આનંદને સ્થાન' અને 'ઇતિહાસ વિષે દૃષ્ટિ', એ બે નિબંધો પ્રચલિત દૃષ્ટિથી એકદમ જુદી જ દૃષ્ટિ રજૂ કરે છે. કિશોરલાલભાઈએ ઇતિહાસના શિક્ષણ વિષે 'સમૂળી ક્રાન્તિ'માં તથા બીજે જે લખ્યું છે તે તરફ ઘણા કેળવણીકારો તથા શિક્ષકોનું ધ્યાન ખેંચાયું છે પરંતુ 'કેળવણીના પાયા'માં એમણે વધારે વિસ્તારથી લખેલું હોવા છતાં એ તરફ એટલું ધ્યાન ખેંચાયું નથી. 'કેળવણીના પાયા' એ આખું પુસ્તક જ કેળવણીના વિષયમાં ક્રાન્તિકારી વિચારસરણીવાળું હોવા છતાં એ તરફ જોઈએ તેટલું ધ્યાન ખેંચાયું નથી જોકે આ પુસ્તકની ત્રણ આવૃત્તિઓ થઈ ગઈ છે છતાં ૧૯૩૯ પછી એની નવી આવૃત્તિ થઈ નથી.

કિશોરલાલભાઈની આખી ફિલસૂફીનું જેમાં વિગતવાર પ્રતિપાદન કરવામાં આવ્યું છે એ પુસ્તક એમનું 'જીવનશોધન' છે. એમાં રૂઢ પરંપરા કરતાં ઘણી બાબતમાં એમણે જુદા જ વિચારોનું પ્રતિપાદન કરેલું છે. એમણે ધીરતાપૂર્વક એવું કહેવાનું સાહસ કર્યું છે કે,

> "આર્ય તત્ત્વજ્ઞાન પરિપૂર્ણ રચાઈ ગયું છે, એમાં કાંઈ શોધ ખોળ, શુદ્ધિવૃદ્ધિને અવકાશ નથી, હવે માત્ર પ્રાચીન શાસ્ત્રોને જુદા જુદાં ભાષ્યો દ્વારા કે નવાં ભાષ્યો રચીને સમજવાનાં જ રહ્યાં છે,— એવું હું માનતો નથી. નવા અનુભવો અને નવા વિજ્ઞાનની દૃષ્ટિથી જૂનાને સુધારવાવધારવાનો અને જરૂર પડે ત્યાં જુદા પડવાનો અર્વાચીનોને અધિકાર છે. એ અધિકાર છોડી દઈ હિન્દુસ્તાન 'અચલાયતન' બની

રહ્યું છે. હું માનું છું કે બાદરાયણના કાળથી તત્વજ્ઞાનનો વિકાસ લગભગ અટકી ગયો છે. એમણે સૂત્રોને સૂત્રબદ્ધ કરી નાખી તત્વજ્ઞાનનું બારણું વાસી દીધું. અને શંકરાચાર્ય તથા પાછલા આચાર્યોએ એ બારણે તાળાં માર્યાં. એ તાળાં ખોલ્યે જ છૂટકો છે. નવા સાંખ્યને અવકાશ છે. યોગનો પુનર્વિચાર કરવાની જરૂર છે. વેદાંતના પ્રતિપાદનમાં શુદ્ધિ થઈ શકે એમ છે. એ બધાથી જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ, કર્મમાર્ગ કે યોગમાર્ગ બદલાઈ જાય તો તેમ થવા દેવાની જરૂર છે."

પછી આ પુસ્તક પોતે કઈ ભાવનાથી લખ્યું છે એ સમજાવે છે:

"તત્વજ્ઞાન મારી દૃષ્ટિએ કેવળ બૌદ્ધિક વિલાસનો વિષય નથી. એને આધારે જીવન રચવાનું છે. આથી જે માન્યતાઓને જીવન સાથે સંબંધ નથી એની ચર્ચામાં મને રસ નથી. કેવળ બુદ્ધિ કસવાના અખાડા તરીકે તત્વજ્ઞાનની ચર્ચા કરવાની હું ઇચ્છા રાખતો નથી. આથી આ પુસ્તકમાં જે કાંઈ પણ ખંડનમંડન કરવાનો મેં પ્રયત્ન કર્યો છે તો તે જીવનને બદલવાની દૃષ્ટિથી. કેવળ માન્યતાને બદલવાની દૃષ્ટિથી નહીં.

"સંભવ છે કે કોઈકને આ લેખો ધૃષ્ટતાભર્યા, કોઈકને આઘાત પહોંચાડનારા અને કોઈકને જાણે હિંદુ ધર્મની વિશિષ્ટતાનો ઉચ્છેદ કરવા માગનો હોઉં એવા લાગે. હું એ વિષે એટલું જ કહી શકું કે આ લેખો લખતાં મારી પોતાની વૃત્તિ મારામાં શક્ય છે તેટલા ભક્તિભાવની, અમૂલ્ય કર્તવ્યને (મારી દૃષ્ટિએ) વેડફાઈ જતું જોવાથી થતા દુઃખની લાગણીની અને સત્યોપાસનાની છે."

પછી બુદ્ધ ભગવાનની એક ચોપડીનો પ્રતિધ્વનિ પાડતાં તેઓ કહે છે.

"હે વાચકો, હું જે કાંઈ કહું તે પરંપરાગત નથી એટલા માટે જ ખોટું માનશો નહીં. તમારી પૂર્વપરંપરાને ફેરવનારું છે એટલા જ માટે ત્યાજ્ય છે એમ માનશો નહીં. ચિત્ત આકર્ષાય એટલું સુંદર કે સહેલું લાગતું નથી માટે ખોટું માનશો નહીં. તમે લાંબા કાળથી દૃઢપણે પોષેલી શ્રદ્ધાને ઉથલાવી નાખનારું છે એટલા જ માટે અવળે માર્ગે દોરનારું છે એમ માનશો નહીં. હું કોઈ સિદ્ધ, તપસ્વી, યોગી કે શ્રોત્રિય નથી માટે જ મારું કહેવું ખોટું માનશો નહીં. પણ સાથે જ તમારી પોતાની વિવેકબુદ્ધિથી મારા વિચારો સત્ય અને ઉન્નતિકર લાગે, જીવનના

વ્યવહારમા અને પુરુષાર્થમા ઉત્સાહ પ્રેરનાર, પ્રસન્નતા ઉપજાવનારા અને તમારુ તેમ જ સમાજનુ શ્રેય વધારનારા લાગે તો તેને સ્વીકારતા ડરશોયે નહી ’

જ્યારે તેઓ કહે છે કે

“આ લેખોમા જેટલુ સત્ય વિવેકબુદ્ધિથી સ્વીકાર્યા શકાય તેવુ પવિત્ર પ્રયત્નોને પોષનારુ હોય એટલુ જ તરો, જે વધારે અનુભવ કે વિચારથી ભૂલભરેલુ કે પવિત્ર પ્રયત્નોને નુકસાન કરે એવુ હોય તેનો અનાદર થાઓ અને નાશ પામો, એમ ઇચ્છું છુ ”

આ પુસ્તકની પ્રસ્તાવના કિશોરલાલભાઈના ગુરુ શ્રી નાથજીએ લખીને એમા દર્શાવેલા વિચારોને પોતાની મહોર મારી છે

‘ગાધીવિચારદોહન’ અને ‘ગીતામથન’ એ બે પુસ્તકોની ઉત્પત્તિ સને ૧૯૩૦થી ૧૯૩૪ની વચ્ચેના ગાળા દરમ્યાન ૧૯૩૧ના સધિમળ વખતે વિનેપારલેમા ગાધી વિદ્યાલય ચાલતુ તે નિમિત્તે થયેલી છે એ વિદ્યાલયમા ગામડાઓમા જઈ પ્રજાસેવાના કાર્યોમા પડવાની ઇચ્છાવાળા તરુણોને માટે થોડા માસનો એક તાલીમ વર્ગ રાખવામા આવ્યો હતો તેમા એક વિષય ગાધીજીના સિદ્ધાતો અને વિચારોનો પરિચય એવો ગણેલો હતો એ વિષય કિશોરલાલભાઈને સોપવામા આવેલો હતો અને તેને અગે કરવાની તૈયારીમાથી ‘ગાધીવિચારદોહન’ની ઉત્પત્તિ થઈ એના પ્રકરણો જેમ જેમ લખાતા જાય તેમ તેમ ગાધીજીને મોકલવામા આવતા, જેથી તેઓ તપાસી સુધારીને એને પ્રમાણભૂત કરે જોકે ૧૯૩૨મા એની પહેલી આવૃત્તિ ગાધીજીના સુધારા વિનાની જ છપાઈ ગઈ હતી ૧૯૩૫મા એની બીજી આવૃત્તિ ગાધીજીએ તપાસેલી બહાર પડી પોતાની સમતિ આપતા તેમણે લખ્યુ છે

‘આ વિચારદોહન હુ વાચી ગયો છુ મારા વિચારોનો ભાઈ કિશોરલાલનો પરિચય અસાધારણ છે જેવો પરિચય તેવી તેની ગ્રહણશક્તિ છે એટલે મારે બહુ થોડે જ ઠેકાણે ફેરફાર કરવા પડ્યા છે અમારી બન્ને વચ્ચે ઘણા વિષયોમા વિચારોનુ ઐક્ય હોવાથી લેખભાષા કેવળ ભાઈ કિશોરલાલની છે છતા પ્રત્યેક પ્રકરણમા સમતિ

દેવામા મને હરકત નથી આવી ઘણા વિષયોને ટૂકમા ભાઈ કિશોરલાલ સમાવી શક્યા છે એ આ દોહનની વિશેષતા છે

એની ત્રીજી આવૃત્તિ સને ૧૯૪૦મા બહાર પડી તેમા કેટલાક નવા ભાગો દાખલ કરવામા આવ્યા. તે નવા ભાગો પણ ગાંધીજી જોઈ ગયા હતા પછી '૪૭મા એનુ પુનર્મુદ્રણ થયુ એ આવૃત્તિ ઘણા વર્ષોથી ખલાસ થઈ ગઈ છે અને તેની માગ પણ બહુ આવે છે છતા જ્યારે નવજીવન તરફથી તેના પુનર્મુદ્રણની માગણી થઈ ત્યારે કિશોરલાલભાઈને લાગ્યુ કે '૪૦ પછી તો ગાંધીજીએ ઘણુ લખ્યુ છે અને પોતાના કેટલાક વિચારો નવી રીતે પણ રજૂ કર્યા છે એટલે આ આખુ પુસ્તક ફરી લખાવાની જરૂર છે પરતુ આખુ પુસ્તક ફરી લખવા જેવુ તેમનુ સ્વાસ્થ્ય હતુ નહી એટલે તેઓએ એ કામ મને સોપ્યુ અને હુ લખુ તે પોતે જોઈ જવાનુ કબૂલ કર્યુ મે ચારપાચ પ્રકરણ નવેસરથી તૈયાર કર્યા અને કિશોરલાલભાઈ જોઈ પણ ગયા પણ સને દેહાત્ એ કામ અમારે પડતુ મૂકવુ પડયુ હવે એ કામ કરવામા આવે તો પણ બાપુજીની સમતિ મેળવવી શક્ય નથી એટલે બાપુજીની જ ભાષામા તેમના છેલ્લા વિચારોનુ દોહન આપવામા આવે તો સારુ એમ મને લાગે છે

ગીતાપદાર્થકોશ'ની ઉત્પત્તિ એવી રીતે થઈ કે કારાવાસમાથી ગાંધી વિદ્યાલયની સવારની ઉપાસનામા તમિયતને કારણે નિયમિત હાજરી આપી શકાતી નહી એટલે તેમણે એવો ક્રમ રાખ્યો કે દરરોજ એ ત્રણ ચોપડિયા મગળ ઉપર ગીતાનો અનુવાદ થોડો થોડો લખીને મોકલવો સાવ અભણ નહી, સાવ બાળક નહી તેમ બહુ વિદ્વાન પણ નહી એવા ભાઈબહેનોને દૃષ્ટિમા રાખીને તેઓ લખતા પણ પાચ છ અધ્યાય થયા બાદ તેઓ પકડાઈ ગયા એટલે બાકીનો ભાગ એ જ ક્રમમા અને એ જ પદ્ધતિએ તેમણે જેલમા પૂરો કર્યો અને ૧૯૩૦ના માર્ચમા તેની પહેલી આવૃત્તિ છપાઈ ત્યાર પછી એની ત્રણ આવૃત્તિઓ થઈ ગઈ છે

સને ૧૯૩૦મા તેઓ નાસિક જેલમા હતા તે વખતે મોરિસ મેટરલિંકના 'લાઈફ ઑફ ધી વ્હાઈટ ઍન્ટ' એ પુસ્તકનો 'ઊધઈનુ જીવન' એ નામે તેમણે અનુવાદ કર્યો હતો એની પ્રસ્તાવનામાં તેઓ જણાવે છે કે

"ઊધઈ યુરોપમા લગભગ અજાણ્યુ જતુ છે કદી દેશોમા એ જીવી જ શકતી નથી. ત્યારે ઊધઈ ન જોઈ હોય એવુ બાળક પણ ગુજરાતમા ભાગ્યે જ હશે છતા ઊધઈ વિષે જ્ઞાન મેળવવા આપણે યુરોપમા લખાયેલા પુસ્તકો વાચવા પડે છે એવી આપણી શરમાવનારી સ્થિતિ છે

"છતા આ પુસ્તકમા કેવળ શાસ્ત્રીય અને શુષ્ક માહિતીઓનો જ ભડાર હોત તો એનો અનુવાદ કરવાનુ મને ભાગ્યે જ મન થયુ હોત પણ આ પુસ્તકના લેખક જેવા વિદ્વાન વિજ્ઞાનશાસ્ત્રી છે તેવા જ સૂક્ષ્મ વિચારક અને સત્યના જિજ્ઞાસુ છે આધુનિક કવિઓ અને તત્વજ્ઞાની ઓમા એ પ્રથમ પક્તિમાના એક છે એમણે ઊધઈના જીવનનો અભ્યાસ કેવળ જતુશાસ્ત્રના કુતૂહલથી નથી કર્યો પણ એ દ્વારા એમણે જીવન વિષે, આત્મા વિષે, પરમાત્મા વિષે તેમ જ ઊધઈના જીવન ઉપરથી મનુષ્ય જીવન માટે સ્વીકારવા જોઈતા બોધ વિષે પુષ્કળ વિચાર કરી એ વિચારોને રસાળ શૈલીમા આ પુસ્તકમા ગૂથ્યા છે પરિણામે આ પુસ્તક જતુશાસ્ત્રને લગતા પાઠ્યપુસ્તક જેવુ નથી પણ જેમ કોઈ મહાપુરુષનુ જીવનચરિત્ર સર્વને વાચવા લાયક અને ઉપયોગી બને એવુ છે"

આ પુસ્તકના બીજા ભાગમા 'સારશોધન' એ નામથી કિશોરલાલભાઈએ પોતાના વિચારો આપ્યા છે તથા તેની સાથે જોડેલા બે પરિશિષ્ટોમા ઊધઈને લગતા સાહિત્ય વગેરેની માહિતી તથા હિન્દુસ્તાનની ઊધઈ વિષે ટૂકી માહિતી આપી છે

ઊધઈના જીવનમાથી કિશોરલાલભાઈ એ સાર કાઢે છે કે

"ઊધઈના જીવનમા આપણે જોયુ કે નર માદા, સૈનિક, મજૂર, દરેક વર્ગ (પોતાના સમાજનુ) ભાગ જ હોય એમ વર્તે છે આનો લાભ પણ એ જીવો અનુભવે છે ભલે એના રાફડામા દરેકને સતત કામ કરવુ પડતુ હોય પણ એમા કોઈ જ ભોગી ન હોવાથી, કોઈ ઊધઈ — રાણી, મજૂર, સૈનિક ગમે તે હોય, સ્વાવલબી હોય કે પરાવલબી હોય — રોગી, દુર્બળ કે ભૂખે પીડાતી જણાતી નથી

આમ ગમે તે દૃષ્ટિએ તપાસીએ સુખનો માર્ગ—સાચા સુખનો નહીં તોયે સનાતન માર્ગ જીવનનો માર્ગ આ સત્યને અનુસરીને તે પ્રમાણે વર્તન કરવામાં જ જાણે છે એ સત્ય એ જ કે જીવનું જીવન ભોગ વિના સંભવતું નથી એ સાચું છતાં ભોગી થવા માટે એ નથી. પણ પોતા સિવાયના બાકીના વિશ્વના ઉપયોગાર્થે ધીમે કે એક સપાટે એને માટે ખપી જવા માટે છે અથવા ભોગ એટલે બીજા માટે ખપવાના વ્યવહારનો આનંદ તેન ત્યક્તેન ભુઞ્જીથા ।[1]

૧૯૩૨–૩૩ની જેલ દરમ્યાન ટૉલ્સ્ટૉયના 'ધી લાઈટ શાઈન્સ ઇન ડાર્કનેસ' એ નામના નાટકનું ગુજરાતીમાં તેમણે ભાષાંતર કર્યું. તેમના વાંચવામાં ટૉલ્સ્ટૉયના નાટકસંગ્રહનું એક પુસ્તક આવ્યું. એ બધા નાટકોમાંથી એ તેમને સર્વોત્તમ લાગ્યું. બર્નાર્ડ શૉનો મત પણ એવો છે કે આ ટૉલ્સ્ટૉયનું સર્વશ્રેષ્ઠ નાટક છે. પણ એ તો કળાની દૃષ્ટિએ એને સર્વશ્રેષ્ઠ ગણ્યું હતું. કિશોરલાલભાઈએ કલાદૃષ્ટિએ આ નાટક પસંદ કર્યું નહોતું. એમને તો આ નાટકમાં રજૂ કરવામાં આવેલી ધાર્મિક, સામાજિક અને રાજકીય દૃષ્ટિ બહુ કીમતી લાગી અને એ દૃષ્ટિ આપણા દેશના લોકો પણ સમજે તો સારું એમ લાગવાથી એમણે આ નાટક પસંદ કર્યું. કળાની દૃષ્ટિએ ભાષાંતર કરવું હોય તો જેવું મૂળમાં છે તેવું જ ભાષાંતર કરવું જોઈએ. પણ એમના મનમાં તો એ હતું કે નાટકમાં પ્રગટવેલી ભાવના કરતાં નાટકમાં કરેલું સત્યાસત્યનું વિવેચન વધારે મહત્ત્વનું છે એટલે સામાન્ય વાચક પણ સમજી શકે તે માટે તેમણે નાટકને ગુજરાતી વેશ પહેરાવ્યો. તેઓ લખે છે કે

> ટૉલ્સ્ટૉય આ નાટકમાં જે પ્રશ્ન છેડે છે તે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વગેરે કોઈ વિશિષ્ટ ધર્મના નથી પણ સમગ્ર માનવજાતિના છે. એ પ્રશ્ન સત્ય, અહિંસા, અપરિગ્રહ વગેરે સાર્વભૌમ ધર્મોમાંથી અને આપણા માણસના પરસ્પર વ્યવહારને લગતા સિદ્ધાંતોમાંથી ઉદ્ભવે છે. પણ તે બાબતમાં બધાયે પ્રચલિત ધર્મો, રાજ્યો અને સમાજો સત્યથી બહુ દૂર ગયા છે અને એમ દૂર જવામાં દરેક સમાજ કોઈક ધર્મ, રાજ્યની કાયદાની કે સુવ્યવસ્થાની ઓથ લે છે. આથી ટૉલ્સ્ટૉય ખ્રિસ્તી

ધર્મ ઉપર કરેલા આક્ષેપમાંથી જગતનો આજનો એકે ધર્મ મુક્ત રહી શકે એવો નથી. એ આક્ષેપો વૈદિક હિંદુ ધર્મને કેવી રીતે લાગુ પડે છે તે આ વેશાંતર દ્વારા બતાવવાનો પ્રયત્ન છે. . . . આ નાટક એમનું ઉત્કૃષ્ટ નાટક ગણાય છે એનું કારણ મને એ લાગે છે કે આ નાટકમાં ટૉલ્સ્ટૉયની કળાની ઉપાસના નથી પણ સત્યની ઉપાસના છે."

ટૉલ્સ્ટૉયે આ નાટક સંપૂર્ણ લખ્યું નહોતું. પાંચમા અંકનું તો માત્ર ખોખું જ તૈયાર કર્યું હતું. એનો આધાર લઈને, પણ એને વળગી રહ્યા વિના કિશોરલાલભાઈએ પાંચમો અંક તૈયાર કર્યો છે. એ રીતે પાંચમો અંક ઘણી રીતે ટૉલ્સ્ટૉયની મૂળ યોજનાથી જુદા પ્રકારનો બને છે.

સને ૧૯૩૫માં તેમણે ખલિલ જિબ્રાનના 'ધ પ્રૉફેટ'નું 'વિદાય વેળાએ' એ નામથી ભાષાંતર કર્યું. શાથી પોતાને આ અનુવાદ કરવાનું મન થયું એ વિષે તેઓ કહે છે :

> "કવિનું ઘણું કહેલું સત્ય અને સુંદર રીતે રજૂ થયેલું સત્ય છે એમ મને ન લાગ્યું હોત તો કેવળ કાવ્યાનંદ માટે મને આ અનુવાદ કરવાનું મન ન થયું હોત."

'૪૨ની લડત વખતની જેલમાં તેમણે અને કાકાસાહેબે મળીને અમેરિકન લેખક પેરી બર્જેસની 'હૂ વૉક અલોન' એ નામની નવલકથાનું 'માનવી ખંડિયેરો' એ નામે ભાષાંતર કર્યું. મૂળ લેખક અમેરિકન લેપ્રસી ફાઉન્ડેશનના પ્રમુખ છે. અને એક રક્તપિત્તના દર્દીની આત્મકથાના રૂપમાં તેમણે આ નવલકથા લખેલી છે. યુદ્ધમાં ઉત્સાહભેર દાખલ થયેલો યુવાન પિતાના ધીકતા ધંધાનો વારસ બને છે. જેન જેવી પ્રેમળ અને કલારસિક તરુણી જોડે વિવાહબદ્ધ થઈ ભૂમિ ઉપર સ્વર્ગ ઉતારવાના કોડ સેવે છે. ટૉમ જેવા નિખાલસ અને બાહોશ ભાઈના સહકારથી દુન્યવી દૃષ્ટિએ ખૂબ આગળ વધવાની મુરાદો ઘડે છે. પણ એવામાં એક નાનકડું (કુષ્ઠરોગનું) ચાઠું એનો આખો જીવનપ્રવાહ સૂકવી નાખે છે, અને નિરાશાના ગર્તમાં એને ડુબાડે છે છતાં એ નિરાશામાંથી ધીમે ધીમે એ પોતાને સંભાળી લે છે. સ્વદેશ

(અમેરિકા) અને સ્વજન છોડીને દૂર ફિલિપાઈન ટાપુઓમાંના એક કુલિયન નામના કુષ્ઠરોગીઓ માટેના નાના ટાપુમાં જઈને વસે છે, ત્યાંના લોકો સાથે અને તેટલો એકરૂપ થવાનો પ્રયાસ કરે છે અને વિનાશમાંથી પણ ફરી નવો જીવનરસ ઉપજાવી નવી સૃષ્ટિ રચે છે. એવા જીવનવીરના સાત્ત્વિક અને અદ્ભુત જીવનકાર્યની આ નવલકથા છે.

કિશોરલાલભાઈએ ભાષાંતર માટે પસંદ કરેલાં આ ચારે પુસ્તકો ખૂબ જ સત્ત્વશીલ અને જીવન ઘડવામાં મદદ કરનારાં છે એ કહેવાની જરૂર નથી.

સને ૧૯૩૬માં તેમનું 'સત્યમય જીવન અથવા સત્યાસત્ય-વિચાર' એ નામનું પુસ્તક બહાર પડ્યું. લોર્ડ મોર્લીના 'ઑન કૉમ્પ્રોમાઈઝ' નામના પુસ્તકનું મહાદેવભાઈએ 'સત્યાગ્રહની મર્યાદા' એ નામે ભાષાંતર કર્યું છે. એક વાર મહાદેવભાઈએ કિશોરલાલ-ભાઈને કહ્યું કે લૉર્ડ મોર્લી સાથે તમે કેટલી બાબતમાં સહમત થાઓ છો એ જાણવા ખાતર તમારે એનું બીજું પ્રકરણ વાંચી જવું જોઈએ, અને એ વાંચ્યા પછી તમારે એની સમાલોચના કરવી જોઈએ. કિશોરલાલભાઈ કબૂલ થયા અને તે ઉપરથી ૧૯૨૭–૨૮ માં તેમણે આ પુસ્તક લખ્યું. ૧૯૩૨ના કારાવાસ દરમ્યાન ફરી તપાસી જવાની ઇચ્છાથી એ હસ્તલેખ તેઓ સાથે લઈ ગયા. ત્યાં તેમણે મૂળ લખાણ સમાલોચનાત્મક હતું એ બદલીને એક સ્વતંત્ર અને વિસ્તૃત નિબંધના રૂપમાં લખી નાખ્યું.

કિશોરલાલભાઈ લખે છે કે,

"મારું પુસ્તક ટૂંકમાં આ પ્રકારનું છે: વિચાર, વાણી અને વ્યવહારમાં સત્યનો ઉપાસક કેમ વર્તે અને આપણા દેશના જુદા જુદા પ્રશ્નો વિષે આપણું વર્તન કેવું હોવું જોઈએ અને શું છે એ વિષે સિદ્ધાંત તેમ જ વ્યવહારની દૃષ્ટિએ એમાં ચર્ચા કરી છે. એ ચર્ચાની પદ્ધતિ મોર્લીની પદ્ધતિને અનુસરે છે. અને તેને લીધે એમાં મોર્લીના પુસ્તકનો આવશ્યક સાર તેમ જ મોર્લીના મત ઉપર મારી ટીકા પણ આવી જાય

છે પણ એ મોર્લીના પુસ્તકનો પૂરો સાર પણ નથી, તેમ એમા મોર્લી સાથે કેટલીક બાબતોમા મતભેદ પણ છે"

પોતાના અસત્ય આચરણનો બચાવ કરવા નહીં પણ એ જ યોગ્ય છે એમ મનાવવા કેટલાક લોકો સવાલ પૂછે છે કે અંગત સ્વાર્થ માટે નહી, પણ સાર્વજનિક હિત માટે એમદ સરકારી નોકરને ઠેકડ્યો હોય તો તેમા શુ કામ દોષ માનવો જોઈએ? અથવા નિઃસ્વાર્થ પ્રેમ, જે સત્યના જેટલો જ મહત્ત્વનો છે, તેને સતોષવા ખાતર પોતાના નિત્યના સિદ્ધાંતોમા થોડો ત્યાગ કર્યો હોય તો તેમા એવો શો મોટો દોષ થઈ જાય છે? એવા એવા કોયડાઓનો સચોટ ઉત્તર આ પુસ્તકમાથી મળી રહે છે એ રીતે આ પુસ્તક બહુ જ મહત્ત્વનુ છે પરતુ ગુજરાતી વાચનવર્ગમા કિશોરલાલભાઈના બીજા પુસ્તકો જેટલો આ પુસ્તકનો પ્રચાર થયો હોય એમ જણાતુ નથી

કિશોરલાલભાઈના પુસ્તકોમાથી જેનો કદાચ સૌથી વધારે પ્રચાર થયો હોય એવુ પુસ્તક તે તેમનો ગીતાજીનો સમશ્લોકી અનુવાદ 'ગીતાધ્વનિ' છે 'ગીતાધ્વનિ'ના વિશેષ પ્રચારનુ કારણ મૂળ ગીતા ગ્રથની આપણા સમાજમા ભારે લોકપ્રિયતા એ પણ હોય કિશોરલાલભાઈએ પહેલાના પદ્ય અનુવાદોનો લાભ લીધો જ છે તેમા સૌથી વિશેષ ઋણી તેઓ કવિશ્રી નાનાલાલના અનુવાદના છે તેઓ લખે છે કે "વર્ષો સુધી એમના ભાષાન્તરનો ઉપયોગ કર્યા પછી જ મને આ અનુવાદ કરવાની બુદ્ધિ પેદા થઈ"

આપણા દેશના આર્થિક પ્રશ્નો ઉપર પણ કિશોરલાલભાઈએ ઘણા મૌલિક વિચાર કરેલા છે સૌથી વધારે વિચાર તેમણે નાણાના પ્રશ્નો ઉપર કરેલો છે અને તેના ઉપર 'સુવર્ણની માયા' એ નામની એક નાની પુસ્તિકા લખી છે તેમા એમણે એ સિદ્ધાન્ત પ્રતિપાદિત કર્યો છે કે લોકો જેને નિર્માણ કરવાની શક્તિ ધરાવતા હોય તે જ પ્રજાકીય અથવા પ્રજાસત્તાક ધન છે પોતાના લેણદેણના વ્યવહારો માટે કે રાજ્યનો કર ભરવા માટે જો તેઓ એ ધન સીધેસીધુ આપી શકતા

હોય તો તેઓ તે માગણીને પહોચવાની શક્તિ ધરાવે પણ તેને બદલે જો તેમના ઉપર પોતાના વ્યવહારો માટે એક નાનકડો પણ સિક્કો જ વાપરવાની ફરજ નાખવામા આવે અને તે સિક્કો જો તેમના ખેતરો, દરિયા કે કારખાનામા પાકી શકતો ન હોય, પણ તે મેળવવા કોઈ બીજા ઉપર આધાર રાખવો પડતો હોય, તો એક જ નાનકડો સિક્કો પણ તેમને પાયમાલ કરી શકે . જે ધન પ્રજાનો મોટો ભાગ પોતાના શ્રમથી નિર્માણ કરી શકતો હોય તે જ તે દેશમા આર્થિક વ્યવહારોનું સાધન અથવા નાણુ હોવુ જોઈએ એમ કહીને તેઓ લખે છે કે

' જો આ નિબધમા પ્રતિપાદેલા સિદ્ધાન્તો સાચા હોય તો સોના રૂપાના તથા સિક્કાના વેપારીઓ ( એટલે કે શરાફો, લેણદેણનો ધધો કરનારા વગેરે ) સિવાય પ્રજાના બીજા કોઈ પણ ભાગને સમૃદ્ધ કરવામા આપણે મર્યાદિત યશ જ મેળવી શકીશુ આપણા સર્વ પ્રયત્નો છતા એ બન્નેનો હાથ ઉપર જ રહેશે અને એ જ બધુ માખણ ખાઈ જશે '

આ નિબધમા પ્રતિપાદિત કરેલો મૂળ સિદ્ધાત તેમને પ્રથમ ટૉલ્સ્ટૉયના 'ત્યારે કરીશુ શુ ?' એ પુસ્તકમાથી સૂઝયો હતો

અને ૧૯૩૭મા તેમનુ 'સ્ત્રીપુરુષમર્યાદા' એ પુસ્તક બહાર પડયુ. એ સ્વતત્ર રીતે લખેલુ પુસ્તક નથી પણ દશેક વર્ષના ગાળામા એ વિષય ઉપર એમણે લખેલા લેખોનો સગ્રહ છે તેમા મોટે ભાગે સહજાનદ સ્વામીએ સત્સગીઓ માટે આ બાબતમા કરેલા નિયમો ઉપર આખુ મડાણ કરેલુ છે કિશોરલાલભાઈ લખે છે કે

"એ નિયમોને જો સૂગનુ નામ આપવુ હોય તો સસારી સમાજમાંથે અશ્લીલ મર્યાદાઓરૂપી સૂગનો ચેપ તો એમણે (સહજાનદ સ્વામીએ) વળગાડયો હતો જ એ ચેપ મારા પિતાશ્રીને બાળપણમા મળ્યો હતો તેમણે એ વિચારપૂર્વક પોષ્યો હતો અને અમને લગાડવા પ્રયત્ન કર્યો હતો મારી શક્તિ પ્રમાણે મારામા એ સૂગ ટકી રહી છે અને રહી છે તેથી મારુ અને સમાજનુ હિત જ થયેલુ મે માન્યુ છે

"સૂગ શબ્દ તો સહજાનંદ સ્વામીએ વ્યાજોક્તિથી વાપર્યો હતો. વસ્તુતઃ એમને સ્ત્રી જાતિ માટે કયારેય અનાદર નહોતો એટલું જ નહીં પણ તેઓ પોતે સ્ત્રીઓ સાથે સુગાળવાની જેમ નહોતા જ વર્તતા. વળી સ્ત્રીઓની ઉન્નતિ માટે એમણે એ જમાનાને માટે નવી લાગે એવી ઘણી પ્રવૃત્તિઓ આદરી હતી, અને સંસ્થાઓ બાંધી હતી. મારા પિતાશ્રીમાંયે સ્ત્રીજાતિ માટે સૂગ કે અનાદર નહોતાં. અમારે ત્યાં ઘૂમટો, સસરા સાથે ન બોલવું, સસરા, જેઠ વગેરેના દેખતાં પતિ સાથે ન બોલવું, વગેરે 'મલાજાઓ'નો અમલ નહોતો, અને કુટુંબનો લગભગ બધો ગૃહકારભાર સ્ત્રીઓના હાથમાં જ રહેતો એને પરિણામે, કુટુંબમા નવા સુધારાઓ દાખલ કરવાનું અમારે ત્યા બહુ કઠણ થઈ પડયુ હોય એમ ભાગ્યે જ બન્યું છે. રોવુંકૂટવું, શ્રાદ્ધાદિનાં ભોજન, ન્યાતવરા-વરઘોડા, 'સ્વદેશી', ખાદી, અસ્પૃશ્યતાનિવારણ, મૂર્તિપૂજા, ઉત્સવો, વગેરે બાબતોમા જે જે સુધારા કુટુંબમા દાખલ થયા તેમા ભાગ્યે જ મારા પિતાશ્રીને કે અમને ભાઈઓને સ્ત્રીવર્ગ સાથે કલેશનો મુકાબલો કરવો પડયો છે. સ્ત્રીજાતિ માટે સૂગ કે અનાદર ન હોય તો મને લાગે છે કે આ પરિણામ ન હોય."

આ પુસ્તકનો આમુખ 'આર્ય આદર્શની દૃષ્ટિએ' એ નામનો કાકાસાહેબે લખ્યો છે. તેમાં તેઓ કહે છે

"કિશોરલાલભાઈની ભૂમિકા અને વિવેચનપદ્ધતિ તાજી, નિશ્ચયાર્થક અને જોખમદાર છે. અમુક શિથિલતા નિર્દોષ ગણાય એમ તમે કહો ત્યારે તેઓ પૂછી બેસે છે કે એમ હોય તોયે એ વસ્તુનો લાભ શો? એના વગર શુ નથી ચાલતુ? તો પછી શિથિલતાની હિમાયત શા માટે? ત્યારે માણસ લગભગ નિરુત્તર થાય છે

"આજના જમાનાનો વા બગાબર આથી ઊલટો છે. સ્વતંત્રતાને નામે, જીવનની પૂર્ણતાને નામે અને એવા એવા અનેક તત્ત્વોને નામે વધુમાં વધુ છૂટ ભોગવવામાં અને તે હવાલ હોવાનુ પુરવાર કરવામા આજનો જમાનો માને છે. તેથી કિશોરલાલભાઈની આ આખી ફિલસૂફી કાલપ્રવાહથી પ્રતીપ છે એમ ઘણા લોકોને થશે. અને છતાં એમના કટ્ટર વિરોધીઓને પણ એમની ભૂમિકા પ્રત્યે આદર ઊપજ્યા વગર નહીં રહે અને વિવેકી માણસ પોતાની ભૂમિકા કાંઈક સૌમ્ય કરી કિશોરલાલભાઈ સાથે બની શકે તેટલા મળતા થવાનો પણ પ્રયત્ન કરશે."

એક લિપિ કરવી. ગુજરાતીનું નાગરીકરણ કરવા માટે આપણે નવેક અક્ષર જ બદલવા પડે એમ છે. એ અક્ષરો નાગરી જેવા લખીએ અને નાગરીની શિરોરેખા કાઢી નાખીએ તો ગુજરાતી લિપિ સહેજે નાગરી થઈ શકે એમ છે. તેમણે એવી લિપિમાં પોતાની કેટલીક ચોપડીઓ છપાવી પણ છે. તે માટે નવાં બીબાં વગેરે બનાવવામાં 'પ્રસ્થાન'વાળા ભાઈ રણછોડજી મિસ્ત્રીએ એમને ઘણી મદદ કરેલી. આ ઉપરાંત તેઓ રોમન લિપિમાં ઉચ્ચારણની દૃષ્ટિએ કેટલાક સુધારા કરી એ લિપિનો પણ સ્વીકાર કરવાના પક્ષના હતા. તેમની દલીલ એ હતી કે લેખન તથા મુદ્રણની દૃષ્ટિએ એની સગવડ અચૂક છે જ. કોઈ પણ બે લિપિઓ જાણનારાની સંખ્યા લઈએ તો બીજી લિપિ તરીકે રોમન લિપિ જાણનારા સૌથી વધારે નીકળે. વળી સરનામાંમાં વ્યક્તિઓ તથા સ્થાનોના નામો માટે, તેમ જ તારમાં રોમન લિપિનો ઉપયોગ થાય છે. આંતરદેશીય વ્યવહાર માટે તો એ જ લિપિ સૌથી મહત્ત્વની છે

સંસ્કૃત કુળની પ્રાન્તીય લિપિઓનુ સુધારેલું નાગરીકરણ કરીએ તોપણ મુસલમાનો ઉર્દૂનો આગ્રહ ન છોડે એવો સંભવ છે. આ બધી બાબતોનો વિચાર કરી પોતાના 'અમૂળી ક્રાંતિ' એ પુસ્તકમાં તેમણે નીચેના અભિપ્રાયો જણાવ્યા છે

"૧. રોમન લિપિનું પ્રાન્તની વિવિધ ભાષાઓના ઉચ્ચારોને સંપૂર્ણ-પણે અને ચોક્કસપણે રજૂ કરી શકે એવું સ્વરૂપ નિશ્ચિત કરવું; એને ઠરાવેલી રોમન લિપિ કહો

"૨. સૌ કોઈને બે લિપિઓનુ જ્ઞાન આવશ્યક હોય પ્રાન્તીય લિપિનુ અને ઠરાવેલી રોમનનુ.

"૩. કોઈ પણ સ્વરૂપમાં હિંદુસ્તાની ભાષાને માતૃભાષા તરીકે બોલનારા માટેની બે લિપિઓ તે દેવનાગરી અને ઉર્દૂ. એટલે તેને માતૃભાષા તરીકે શીખનારા માટે દેવનાગરી તથા રોમન, અથવા ઉર્દૂ તથા રોમન લિપિઓનુ જ્ઞાન આવશ્યક હોય.

"૪. હિન્દુસ્તાનીને રાષ્ટ્રભાષા તરીકે શીખનારા તેને પોતાની પ્રાન્તીય લિપિમાં તેમ જ રોમન લિપિમા શીખે, અને તે બે પૈકી ગમે

તેનો સગવડ પ્રમાણે ઉપયોગ કરે. પ્રાન્તીય સરકાર તે બન્નેને માન્ય રાખે પ્રાન્તની ભાષા લિપિ પણ એમ જ

"૫ મધ્યસ્થ સરકારમાં હિન્દુસ્તાની ભાષાના ઉપયોગમાં ઠરાવેલી રોમન, દેવનાગરી, તથા ઉર્દૂ ગમે તે લિપિનો ઉપયોગ પ્રજા કરે. પ્રજાની જાણ માટે પ્રસિદ્ધ થતા લખાણો વગેરેમાં રોમન તથા જ્યાં પ્રસિદ્ધ થાય ત્યાંની પ્રાન્તીય લિપિ બન્નેનો ઉપયોગ હોય

'આ વ્યવસ્થાથી દેશની દરેક ભાષા માટે કમમાં કમ એક સામાન્ય લિપિ—અને તે જગદ્વ્યાપી લિપિ પ્રાપ્ત થઈ શકશે, અને રોજના અંતર્ગત વ્યવહારોમાં તથા સાહિત્યમાં પ્રાન્તીય લિપિઓ પણ રહી શકશે, અને કોઈ પણ ભાષા શીખવાનું સગવડભર્યું થઈ શકશે."

કિશોરલાલભાઈના રસનો બીજો વિષય રાજ્યબંધારણનો હતો ૧૯૪૬માં જે વખતે આપણા દેશનું નવું બંધારણ ઘડવાની વાતો ચાલતી હતી તે વખતે સ્વતંત્ર હિંદનું રાજ્યબંધારણ કેવું હોવું જોઈએ તે વિશે અમુક સૂચનાઓ કરતી એક નાની પત્રિકા તેમણે બહાર પાડી હતી તેમાં તેમણે કેટલીક મૌલિક સૂચનાઓ કરી છે પણ તે ચાલુ ઘરેડના બંધારણશાસ્ત્રીઓને કદાચ આદર્શવાદી અથવા અવ્યવહારુ લાગે એટલે એનો કશો અમલ થયો નથી અહીં તેની વિગતોમાં આપણે નહીં ઊતરીએ

'કાગડાની નજરે' એ નામે ગાંધીવાદીઓ ઉપર કટાક્ષમય લેખો તેમણે મૂળ હિંદીમાં અને '૩૮–૩૯માં લખેલા પણ તેનો ગુજરાતી અનુવાદ છેક ૧૯૪૭માં બહાર પડ્યો છે 'આશ્રમનો ઉદ્દેશ' એ તખલ્લુસથી તેમણે લેખો લખેલા પણ હવે તો ઘણા જાણે છે કે એ લેખો કિશોરલાલભાઈના છે તેની ભૂમિકા લખતાં કિશોરલાલભાઈએ લખ્યું છે કે "! આ ઉદ્દેશના વિભાગે અંગે સમજ પણ થયો નથી અને અમલ પણ થયો નથી"

કિશોરલાલભાઈના જે પુસ્તકે ગુજરાતી વાચક આલમનું સૌથી વિશેષ ધ્યાન ખેંચ્યું છે તે 'સમૂળી ક્રાન્તિ' છે અને ૧૯૪૫થી ૧૯૪૮ સુધીના ગાળાના ઉત્તમ પુસ્તક તરીકે એમને આ પુસ્તક માટે જે

ઈનામો મળ્યાં છે. તેમા ધર્મ અને સમાજ, આર્થિક વિષયો, રાજકીય વિષયો, તેમ જ કેળવણી વિષે પોતાના ક્રાન્તિકારી વિચારો તેમણે મંત્રાત્મક શૈલીમાં જણાવ્યા છે. પુસ્તકના ખુલાસામાં તેઓ જણાવે છે કે:

"માનવજાતિ અને માનવતા પર મારી શ્રદ્ધા છે. તે કોઈ એક જ દેશના કે સમયના લોકો વિષે મર્યાદિત નથી. મે ઘણી વાર કહ્યુ છે તેમ પૂર્વની સંસ્કૃતિ અને પશ્ચિમની સસ્કૃતિ,— હિંદુ સસ્કૃતિ, મુસ્લિમ સસ્કૃતિ વગેરે ભેદો મને મહત્ત્વના લાગતા નથી. માનવપ્રજામાં બે જ સસ્કૃતિઓ છે: ભદ્ર સસ્કૃતિ અને સંત સસ્કૃતિ. બંનેના પ્રતિનિધિઓ આખી દુનિયામા છે જેટલે અંશે સંત સસ્કૃતિના ઉપાસકો નિષ્ઠાથી અને નિર્ભયતાથી વ્યવહાર કરશે તેટલે અંશે જ માનવજાતિની સુખની માત્રા વધશે."

એ તેમનું છેલ્લુ પુસ્તક ગણી શકાય ત્યાર પછી પુસ્તકના રૂપમા કાંઈ લખવાનો તેમને અવકાશ મળ્યો નથી તેમની બધી શક્તિ 'હરિજન' પત્રો માટે લેખો લખવામાં, તેમનુ સપાદન કરવામાં અને તેમને અંગે પત્રવ્યવહાર કરવામા ખર્ચાઈ જતી પરતુ તેમના મિત્ર અને ગુરુબંધુ શ્રી રમણીકલાલભાઈ મોદીએ તેમના લેખોનો સગ્રહ કરી કેટલાંક પુસ્તકો હમણાં હમણાં તૈયાર કર્યા છે તે ઓછા કીમતી નથી એ પુસ્તકોની નોંધ લઈશું.

'સંસાર અને ધર્મ' એ નામે એમના લેખોનો સગ્રહ ૧૯૪૮ના એપ્રિલમા બહાર પડ્યો. તેની પ્રસ્તાવના પ્રજ્ઞાચક્ષુ પંડિત સુખલાલજીએ 'વિચારકણિકા' એ નામે લખી છે તેમાં તેઓ લખે છે

"મે પ્રસ્તુત લેખોને એકથી વધારે વાર એકાગ્રતાથી સાભળ્યા છે અને થોડાઘણા અન્ય સુપ્રસિદ્ધ ભારતીય તત્ત્વચિંતકોના લખાણો પણ સાભળ્યા છે. હું જ્યારે તટસ્થ ભાવે આવા ચિંતન પ્રધાન લખાણોની તુલના કરુ છું ત્યારે મને નિ શકપણે એમ લાગે છે કે આટલો અને આવો ક્રાંતિકારી, સચોટ અને મૌલિક વિચાર કરનાર કદાચ ભારતમાં વિરલ જ છે.

"આખો સગ્રહ સાભળતા અને તે ઉપર જુદી જુદી દષ્ટિએ વિચાર કરતાં મને આની અનેકવિધ ઉપયોગિતા સમજાઈ છે. જ્યા

• 'અહિંસાવિવેચન' નામે અહિંસા ઉપરના એમના લેખોનો શ્રી રમણીકલાલભાઈએ કરેલો સંગ્રહ ૧૯૫૨ના જુલાઈમાં બહાર પડ્યો. તેમાં '૪૧માં એમણે લખેલી 'વહેવારુ અહિંસા' નામની તથા '૪૨માં લખેલી 'નિર્ભયતા' નામની બે પુસ્તિકાઓનો પણ સમાસ કરવામાં આવ્યો છે. 'વહેવારુ અહિંસા' એ પુસ્તિકા ઉપર બે બોલ લખતાં ગાંધીજીએ કહ્યું છે કે,

"કિશોરલાલ મશરૂવાળા અહિંસાના ઊંડા શોધક છે. એની ઉછેર અહિંસાધર્મમાં થયેલી હોવા છતાં એ કોઈ પણ વસ્તુને એમ ને એમ માની લેવા તૈયાર થતા નથી. એની કસોટીમાં ઊતરે તેને જ એ માને છે. આમ અહિંસાનો સિદ્ધાન્ત પણ તેણે ખૂબ મંથન કરીને પછી સ્વીકાર્યો છે. એણે પોતાના અંગત જીવન અને વ્યવહારમાં રાજકીય, આર્થિક, સામાજિક તેમ જ કૌટુંબિક ક્ષેત્રમાં, વિવિધ પરિસ્થિતિઓમાં તેને કસી જોયો છે. આથી તેના નિબંધોનું મહત્ત્વ સ્વતંત્રપણે છે. અહિંસામાં શ્રદ્ધા રાખનારને તેમાં મજબૂત કરવા અને શંકા ધરાવનારને તે દૂર કરવામાં એ મદદગાર થશે."

છતાં આ લેખસંગ્રહની પ્રસ્તાવના લખતાં કિશોરલાલભાઈ લખે છે

"અહિંસાનું વિવેચન કરવાનો મને બહુ મોટો અધિકાર છે એવો ભ્રમ મને નથી અને વાચકે પણ ન રાખવો એવી વિનંતી કરું છું. મારા વિચારોને વાચકે પોતાના વિવેક વડે તપાસવા અને ઘટે તેટલું જ સ્વીકારવું.

"આ હું વધારેપડતી નમ્રતાથી કહું છું એમ કોઈને લાગતું હોય તો થોડા જ દિવસ પર (એટલે '૪૭ની આખરમાં અથવા '૪૮ના જાન્યુઆરીમાં) અહિંસાના પરમ અધિકારી પુરુષ પૂજ્ય ગાંધીજીએ કોઈ મિત્ર આગળ કહેલો અભિપ્રાય કે 'કિશોરલાલ પણ બરાબર અહિંસા સમજ્યા નથી', યાદ રાખવા વિનંતી કરું છું. જો કેટલાકને મારા લેખોથી વિચારોની સ્પષ્ટતા થવામાં અને માર્ગ સૂઝવામાં મદદ થઈ છે એમ જાણ્યો ન હોત તો આ સંગ્રહ પ્રસિદ્ધ થવા દેવામાં સંકોચ લાગત."

આ સંગ્રહ ૧૯૪૭ સુધીના લેખોનો જ છે ત્યાર પછી 'હરિજન' પત્રના તંત્રી તરીકે એમણે આ વિષે ઘણું લખ્યું છે.

'હરિજન'મા 'ગાધીજી અને સામ્યવાદ' ઉપર તેમણે એક લેખમાળા લખી હતી એ લેખમાળા પર જે ટીકાઓ અને ચર્ચાઓ થઈ, ખાસ કરી કેટલાક સામ્યવાદી મિત્રો તરફથી, તે ધ્યાનમાં લઈ તેમા ઘટતા સુધારાવધારા તથા ખુલાસા સાથે એ પુસ્તકરૂપે બહાર પાડવામા આવી છે. એની ભૂમિકા વિનોબાજીએ લખીને એ પુસ્તકની કિંમતમા વધારો કર્યો છે કિશોરલાલભાઈએ પ્રસ્તાવનામાં લખ્યુ છે કે,

> "આ પુસ્તિકા નથી સામ્યવાદનું વિદ્વત્તાપૂર્ણ નિરૂપણ, કે નથી ગાધીવિચારની અધિકૃત મીમાસા. તેથી વાચકે બન્નેમાથી એકે વિચાર ધારાના સાગોપાગ સરળ ભાષ્યની અપેક્ષા રાખવી ન ઘટે બન્ને મહા પુરુષો અને તેમના અનુયાયીઓની પાયાની દૃષ્ટિ શી છે તેની માહિતી આમાથી મળે તો તે ઘણું કહેવાશે"

ઘણા એમ માને છે કે સામ્યવાદમાથી હિંસા કાઢી નાખવામા આવે તો ગાધીવાદ અને સામ્યવાદ એક જ છે, અથવા ગાંધીજી અહિંસક સામ્યવાદી હતા, અથવા ગાધીજી અને સામ્યવાદીઓ વચ્ચે ધ્યેયનો ભેદ નથી, માત્ર સાધનનો ભેદ છે બન્નેના સિદ્ધાન્તો ઊડા ઊતરીને તપાસવામા આવે તો આ માન્યતા છેક ખોટી નહી તોપણ બહુ અધૂરી માલૂમ પડશે એ વસ્તુ પણ આ પુસ્તિકામાં બતાવવામા આવી છે ગાંધીજી અને માર્ક્સ વચ્ચે જીવનદૃષ્ટિનો બહુ મહત્ત્વનો ભેદ છે એ તરફ કિશોરલાલભાઈએ વાચકોનું ધ્યાન ખેચ્યુ છે

વર્ગવિગ્રહથી ક્રાંતિ નહી લાવી શકાય એ વિષે તેમણે જે લખ્યુ છે તેમાથી થોડા વાક્યો ઉતારીશુ

> 'વર્ગવિગ્રહની ઝીણવટથી તપાસ કરતા જણાશે કે જ્યા સુધી જે નૈતિક અને માનસિક ભાવો પર ગાધીજી ભાર મૂકે છે તે સિદ્ધ ન થાય ત્યા સુધી તેનો અંત આણવા માટે માર્ક્સે જે ઉકેલ સૂચવ્યો છે તે અધૂરો છે, એટલુ જ નહી પણ છેવટે વર્ગવિહીન સમાજની સ્થાપનાના ધ્યેયમાં પણ નિષ્ફળ નીવડે એવો છે મૂડીદારોને મારીને કબજે કરવાની રીત કે રાજાને મારીને કે પદભ્રષ્ટ કરીને તેની જગ્યાએ ખૂન કરનારને પ્રમુખનુ નામ આપી, એસાએ એ ફેરફારને ક્રાન્તિ કહેવાની રીત, છેવટના

ચોખ્ખા પરિણામની દૃષ્ટિએ જોઈએ તો તંત્ર ચલાવનારા માણસોની અદલાબદલી કરવી એટલી જ થઈ રહે છે . . . આવી જૂના નવાની ફેરબદલી થાય, (છતા) એક બાજુ આ લોકોનો અરસપરસનો સંબંધ અને બીજી બાજુ તેમની અને શ્રમ કરતી આમજનતા વચ્ચેનો સંબંધ ક્રાન્તિ પહેલા હતો તેવો જ લગભગ રહે છે . . . પહેલાની જેમ જ તે તે લોકોના વર્ગો બને છે અને હિતોની એવી જ અથડામણ પેદા થાય છે જેમ ઝારનુ તંત્ર જુલમી અને આપખુદ બન્યુ અને તેનો નાશ હિંસાથી લાવવામા આવ્યો તેમ મજૂરોની કોઈ સરમુખત્યારશાહી એવી અસહ્ય બનશે ત્યારે તેનો અંત પણ એ જ માર્ગે આવશે અને કારખાનાના મજૂરોની સરમુખત્યારશાહી પણ જુલમી, શાહીવાદી અને કાવતરાબાજ ઝાર અને તેના ઉમરાવો કે મૂડીવાદીઓ જેવો વર્ગ પેદા નહી કરે તેની કશી ખાતરી નથી ”

પુસ્તકને અંતે તેમણે આજના માલિકો અને સામાજિક કે ઝવાબદારી સત્તાધારીઓને બહુ ગભીર ચેતવણી આપી છે

"ગાંધીવાદ અને માર્કસવાદ વચ્ચે વધુ અંતર છે પણ ગાધીવાદ અને અનિયંત્રિતપણે કામ કરતા મૂડીવાદ સામંતશાહી કે સંપ્રદાય તથા ન્યાતજાતવાદી આજની સમાજવ્યવસ્થા વચ્ચે એથીયે વધારે અંતર છે આજની વર્તમાન સમાજવ્યવસ્થા તંત્રે જેઓ ધન કે ઉચ્ચ વર્ણને કારણે વધારે અધિકાર અને મોભાભર્યું સ્થાન ભોગવે છે, તેઓ જો એ વધારાના અધિકારોનો ત્યાગ નહી કરે પોતાના કબજાની સંપત્તિના પોતે સાચા વાલી નહી બને, અને પોતાને સમાજના બીજા માણસો સાથે એકસરખા દરજ્જાના નહી બનાવે, દેશની ગરીબાઈ ધ્યાનમા લઈને પોતાના મોજશોખ એશઆરામ, સુખસગવડ ઓછા નહી કરે, અને સર્વના ઉત્કર્ષ માટે કામ કરવાને તૈયાર નહી થાય તો ગાધીજીની કોટિના જ અહિંસામાર્ગી નેતાને અભાવે સામ્યવાદ તેના બધા હિંસક આયુધો સાથે આવશે જ અને જો એમ બન્યુ તો જેઓ કહે છે કે સામ્યવાદ એ ગાધીવાદ એટલે કે અહિંસક સમાજવ્યવસ્થાની સ્થાપના પહેલાનુ એક પગથિયુ છે, તેઓ સાચા ઠરશે આ હિંસક ઉલ્કાપાત અટકાવવાનો ઉપાય છે — આજની રહેણીકરણીમા દરેક પગથિયે સ્વેચ્છાએ ફેરફાર કરવો, ઊંચનીચના ભેદો, નાતજાતના વાડા, આભડછેટ વગેરે જવા જોઈએ, બેકારી અને ભૂખમરો નાબૂદ થવા જોઈએ, પ્રાતવાદ

અને કોમવાદની સંકુચિત મનોદશા દૂર થવી જોઈએ. રાષ્ટ્રીયતામાં સ્વાર્થ માટે લડવાની તત્પરતા અને સામ્રાજ્યલાલસા રહેવાં ન જોઈએ, ગરીબ અને તવંગર વચ્ચેનાં આજનાં આસમાન-જમીન જેટલાં અંતર જવાં જોઈએ, સરકારના ન્યાય અને વહીવટી તંત્રમાં લાંચરુશવત અપ્રામાણિકતા, પક્ષપાત વગેરે દૂર થવાં જોઈએ. દેખાવની લોકશાહીને બદલે સાચી લોકશાહી સ્થપાવી જોઈએ. લોકો અને સરકારી નોકરોમાં જે બેજવાબદારીભર્યા વર્તાવને બદલે શુદ્ધ કર્તવ્યનિષ્ઠાની ભાવના જાગ્રત થવી જોઈએ. આ બધું થાય તોયે એટલું થવામાત્રથી ગાંધીવાદની સ્થાપના થતી નથી. પરંતુ એથી એ દિશામાં પગલાં મંડાયાં કહેવાય. આ પગલાં ભરવા માટે આપણે તત્પર ન હોઈએ તો પછી સામ્યવાદનો જુવાળ અટકાવી શકાવાનો નથી અને કોઈ ઈશ્વરનો ભક્ત હાથ જોડીને ઈશ્વરને એવી પ્રાર્થના કરે કે આજની સમાજવ્યવસ્થા ચાલુ રહો તો એ સંભવિત નથી. પરિણામે સામ્યવાદનું પૂર પૂરા વેગથી આવશે અને માર્ગમાં જે કંઈ આડખીલીરૂપ હશે એને ઉખેડી નાખશે અને તેમાં સાથે કેટલી સારી અને નિર્દોષ વસ્તુઓને પણ ખેંચી જશે.

"ધનદોલતના માલિકો અને સામાજિક દરજ્જો ભોગવનારાઓને હજી વેળાસર ચેતવાનો સમય છે. તેઓ હજી પોતાના જીવનમાં વધતે જતે ક્રમે મોજશોખ એશઆરામ ઓછા કરીને, બીજા પરસેવો પાડીને રોટલો ખાનાર મજૂરોને પોતાના સુખસગવડમાંથી હિસ્સો આપીને સમાજના બધા વર્ગો વચ્ચે સમાનતા સ્થાપે. इनको सम्मति दे भगवान."

પંચવર્ષીય યોજનાને અંગે પ્લૅનિંગ મિશનના એક મેમ્બર શ્રી પાટીલ સાથે તેમને પત્રવ્યવહાર ચાલતો. છેવટના ભાગમાં તેમણે એક વિસ્તૃત અને મહત્ત્વનો પત્ર શ્રી પાટીલને લખ્યો હતો. એ પત્રવ્યવહાર તથા તેની સાથે સંબંધ ધરાવતા તેમના કેટલાક લેખો તેમના દેહાન્ત બાદ 'ભાવિ હિંદનું દર્શન' એ નામે એક નાની પુસ્તિકારૂપે બહાર પડ્યા છે.

ગુજરાતના વિદ્વાનોમાં તેમ જ વાચકોમાં એક મૌલિક અને પ્રખર તત્ત્વચિંતક તરીકે કિશોરલાલભાઈની ખ્યાતિ સારી હતી. મારા જાણવા પ્રમાણે શ્રી નરસિંહરાવ અને શ્રી બ. ક. ઠાકોર જેવા કડક વિવેચકો પણ તેમના નિષ્પક્ષ નિર્ભય અને સત્યનિષ્ઠ વિચારોની પ્રશંસા કરતા

## ૨૫

## જીવનદર્શન

### ૧

### અધ્યાત્મ અને ધર્મ

કિશોરલાલભાઈનો ઉછેર સ્વામીનારાયણ સંપ્રદાયમાં અને તેની પરંપરામાં થયો હતો. તેઓ સહજાનંદ સ્વામીને પૂર્ણ પુરુષોત્તમ ભગવાન માનતા હતા અને અનન્યાશ્રયથી તેમની ભક્તિ કરવી એને જીવનનું ધ્યેય સમજતા હતા. પરંતુ જોકે સહજાનંદ સ્વામી ઉપરની એમની શ્રદ્ધા જરાયે ઓછી થઈ નહોતી, છતાં ૧૯૨૧માં વિદ્યાપીઠમાંથી છૂટા થયા ત્યારે તેમને લાગવા માંડ્યું હતું કે આત્મા-પરમાત્મા વિષેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જીવન વ્યર્થ છે. તેમને એમ પણ લાગતું હતું કે, એ જ્ઞાન પુસ્તકોમાંથી મળી શકે એમ નથી, તેને માટે એકાંતસેવનની અને સદ્‌ગુરુના માર્ગદર્શનની જરૂર છે. તેથી સંપ્રદાયના સારામાં સારા ગણાતા ભક્તો અને સાધુઓનો તેઓ પરિચય કરતા. પણ ઠીક માર્ગદર્શન કરી શકે એવી કોઈ વ્યક્તિ સંપ્રદાયમાં તેમને મળી આવી નહીં. પછી તેઓ શ્રી નાથજીના પરિચયમાં આવ્યા અને તેમના માર્ગદર્શનથી તેમણે એકાંતસેવન અને સાધના કર્યાં. એ વિષેની માહિતી સાધના વિષેના પ્રકરણમાં આવી ગઈ છે. એ શોધનાને પરિણામે તેમને જીવનની એક નવી જ દૃષ્ટિ પ્રાપ્ત થઈ. પરિણામે પહેલાંની તેમની ઘણી માન્યતાઓ ભૂલભરેલી હતી એવી તેમની પ્રતીતિ થઈ, અને તેમનું આખું જીવનદર્શન બદલાઈ ગયું. કોઈ પણ માણસનું જીવનદર્શન યથાર્થ સમજવા માટે તેના જીવનનું ધ્યેય શું છે, કયા સિદ્ધાંતને અનુસરીને તે જીવન ગાળવા ઇચ્છે છે તે પ્રથમ જાણવું જોઈએ.

## એમના જીવનનું ધ્યેય

કિશોરલાલભાઈએ પોતાના જીવનનું ધ્યેય 'જીવનશોધન' પુસ્તકમાં (પા. ૨૫-૨૬, ૩૬-૩૭) નીચે પ્રમાણે વર્ણવ્યું છે:

"વ્યક્તિ તેમ જ સમાજ બન્નેનું જીવન એવાં તત્ત્વો ઉપર રચાવું જોઈએ, કે જેથી આપણા જીવનનાં ધારણપોષણ અને આપણી સત્ત્વસંશુદ્ધિ તથા આપણો જીવનકાળ અને મરણસમય મંગળ અને સંતોષદાયક થાય.

"ધારણપોષણ એટલે કેવળ પ્રાણ શરીરમાં ટકી રહે એમ નહીં, પણ ધારણ એટલે સુરક્ષિત અને આત્મરક્ષિત જીવન; પોષણ એટલે જીવનનાં કાર્યો બજાવવાની શક્તિવાળું અને દીર્ઘાયુ થઈ શકે એવું જીવન, અને સત્ત્વસંશુદ્ધિ એટલે માણસાઈભર્યું જીવન. એ જીવનમાં આપણી ભાવનાઓનો અને બુદ્ધિનો વિકાસ એવી રીતે થયો હોય કે આપણું જીવન આપણા પોતામાં જ સમાયેલું—આત્મપર્યાપ્ત (Self-centred) ન હોય, સ્વસુખને જ શોધનારું ન હોય, પણ કુટુંબને, ગામને, દેશને, માનવસમાજને, આપણા સંબંધમાં આવતાં પ્રાણીઓને, જેના સંબંધમાં જેટલા આવીએ તેટલે અંશે તેને, ન્યાયમાર્ગે, સંબંધોની સપ્રમાણતા અને પરિસ્થિતિ પ્રમાણે ઉત્પન્ન થતી મહત્તા જાળવીને, ઉપયોગી થનારું હોય તે શાંતિપૂર્ણ, સંતોષપૂર્ણ, પ્રેમપૂર્ણ હોય. એમાં કોઈ વ્યક્તિ કે વર્ગને અન્યાય ન થતો હોય; વિપત્તિમાં આવી પડેલાને પગભર થઈ શકે એવી અને અપંગ હોવાને પોતાને ખપતી મદદ મળી રહેતી હોય, અને આપણી બુદ્ધિ અને તેની જીવનનાં તત્ત્વને સમજનારી, સારાસારી, કોઈ પણ વિષયના મૂળને, મહત્ત્વને, તેમ જ મર્યાદાને વિચારી શકનારી, આપણે જ નિર્માણ કરેલા પૂર્વગ્રહોનાં બંધનોથી બને તેટલી મુક્ત, અને મરણની ઇચ્છા કરનારી ન હોય અને તેથી ડરનારી પણ ન હોય.

"આવી સ્થિતિ આપણે સમાજની કરી શકીએ કે કેમ એ મહત્ત્વનું નથી પણ અપૂર્ણ જીવનમાર્ગ—અભ્યાસ સતત જ એને સ્વીકારે તે

સમાજને, નહી તો—આપણને પોતાને આ સ્થિતિ પ્રત્યે વાળનારો હોવો જોઈએ

"આને હુ જીવનનુ ધ્યેય સમજુ છુ, મનુષ્યનો અભ્યુદય સમજુ છુ જેટલા વિદ્યા કળા, વિજ્ઞાન અને જીવનના રસો કે ભાવનાઓ આ ધ્યેય પ્રત્યે લઈ જાય તેટલા હુ આવશ્યક સમજુ છુ જે પ્રાપ્તિઓને આ ધ્યેય સાથે આવશ્યક સબધ નથી, છતા જો તેઓ આ ધ્યેયની વિરોધી ન હોય અથવા તેને ઉપકારક થઈ શકે એવી રીતે તેમને ખીલવી શકાતા હોય, તો તેમની તેટલી ખિલવણી યોગ્ય માનુ છુ બીજી બધી પ્રવૃત્તિઓ અનાવશ્યક અને પરિણામે નુકસાનકારક ગણાય"

* * *

"આપણામા ન્યાયવૃત્તિ, પ્રેમ, ઉદારતા, દયા, કરુણા, પરસ્પર આદર, ક્ષમા, તેજસ્વિતા, નમ્રતા નિર્ભયતા, પરોપકારિતા, વ્યવસ્થિતતા, લજ્જા, ધૈર્ય, બાહ્ય અને આભ્યતર પવિત્રતા, સ્વચ્છતા, વગેરે ગુણોનો વિવેકયુક્ત મેળ ન હોય તો કોઈયે સમાજ ટકી જ ન શકે તો તેના અભ્યુદયની તો વાત જ શી? સમાજ ન ટકી શકે એટલે લાબે સરવાળે વ્યક્તિયે ન ટકી શકે,—નિશ્ચિંત સતોષકારક અને નિર્ભય જીવન ન ગાળી શકે કોઈ યોગ્ય સ્વતત્રતા ન ભોગવી શકે આ ગુણોના ઉત્કર્ષ વિના સ્વતત્ર બુદ્ધિનો—આત્મવિશ્વાસ, આત્મશ્રદ્ધા ઉપજાવનારી બુદ્ધિનો—ઉદય પણ અશક્ય જોઉ છુ"

* * *

"આ રીતે સયમ, માનસશક્તિઓનો ઉત્કર્ષ અને તેમા મેળ, તેને પરિણામે વિવેક અને તત્ત્વજ્ઞાનનો ઉદય અને તેને પરિણામે જીવન કે મરણ માટે લાલસા કે ભયનો નાશ,—આવી સત્ત્વસશુદ્ધિને જીવનનુ ધ્યેય જીવનનો સિદ્ધાત કહી શકાય"

### મોક્ષ અને પુનર્જન્મ

વાચક જોશે કે આમા કશુ ગૂઢ નથી, તેમ જ [illegible] પણ નથી કિશોરલાલભાઈને એમ લાગતુ હતુ કે કેવળ અશક્ય

અથવા અસંભવિત કલ્પનાઓને લીધે આપણે જીવનને અને જીવનના આદર્શને ગૂંચવી નાખીએ છીએ. આવો ગોટાળો મોક્ષને જીવનનો આદર્શ ગણવાથી ઘણી વાર થયેલો જોવામાં આવે છે. મોક્ષ એટલે જીવન મરણના ફેરામાંથી મુક્તિ, ફરી જન્મ પામવાપણું ન હોવું, એટલે કે પુનર્જન્મમાંથી મુક્તિ એ અર્થ કરવામાં આવે છે. પણ મરણ પછી આપણો ફરી જન્મ થવાનો જ છે એનું કોઈ ચોક્કસ પ્રમાણ આપણી પાસે નથી. હકીકતમાં તો પુનર્જન્મ એ એક વાદ (hypothesis) છે. મરણ પછી આપણું શું થશે એ પ્રશ્ન માણસને ક્યારેક પણ ઊઠ્યા વિના રહેતો નથી અને એનો ખુલાસો મેળવવા એ મથ્યા જ કરે છે. પરંતુ મરણોત્તર સ્થિતિ વિષે જે કાંઈ ખુલાસા કરવામાં આવે અથવા આવ્યા છે એ માત્ર સંભવનીય લાગતા તર્ક જ છે. પુનર્જન્મ છે જ એમ કહેનાર સામે એમ કહેવા માટે કાંઈ પ્રમાણ નથી, એવો આક્ષેપ મૂકવામાં આવે, તો પુનર્જન્મ નથી જ એમ કહેનાર સામે પણ એ જ આક્ષેપ મૂકી શકાય એમ છે. કિશોરલાલભાઈ કહે છે કે,

"ગમે તેમ હો, પુનર્જન્મનો વાદ અત્યાર સુધી શ્રેયાર્થીને શ્રેય માટે પુરુષાર્થ કરવામાં જબરું પ્રેરકબળ આપનારો થઈ પડ્યો છે. એને વિષે સંશયિત રહેનારમાંયે એ સંસ્કારની કેટલીક અસર અજ્ઞાતપણે કામ કરી તેને ઉપકારક થાય છે. એને વિષે પ્રતીતિદાયક ન હોય તો વિરુદ્ધ પ્રતીતિ કરાવનારા પ્રમાણો પણ નથી. વળી એનો સ્થૂળ ઉત્ક્રાંતિના તત્ત્વને પ્રતિકૂળ નથી. આટલી બાબતો ધ્યાનમાં રાખીએ તો પુનર્જન્મની વિરુદ્ધ મનનું વલણ થવામાં એક જ કારણ જણાય છે. તે એ કે મનમાં એ બાબત શંકાનું બીજ નિર્માણ થયું છે. આવું હોવાથી સંભવનીય વસ્તુ તરીકે સ્વીકારી તેનું પ્રેરકબળ સ્વીકારનાર મનુષ્ય દોષ કરે છે એમ નહીં કહી શકાય. વિજ્ઞાનમાંયે એવા વાદો પરની શ્રદ્ધા જ અનેક પ્રકારના પ્રયોગો અને ઉપચારોની પ્રેરક થાય છે."*

* જુઓ 'જીવનશોધન', સંશોધિત પાંચમી આવૃત્તિ, પાનું ૧૨૪

૫ઝી કિશોરલાલભાઈ કહે છે કે,

"પણ જેને પુનર્જન્મવાદનો સસ્કાર નથી અથવા શિથિલ થયો છે, તેને માટે આ બધા કરતાયે શ્રેયપ્રાપ્તિ માટેના પ્રયત્નનુ વિશેષ કારણ તો શ્રેયાર્થીને પોતાને અત્યત શાન્તિ, સમાધાન અને કૃતાર્થતાની પ્રાપ્તિ થાય છે, એ છે સદાચાર અને સદ્ધર્મનુ પાલન એનામા એવા ગુણોના સસ્કાર નિર્માણ કરે છે અને એવા પ્રકારની સાત્ત્વિક પ્રસન્નતા, અને પ્રસન્નતા ન હોય ત્યારે પણ એને શાન્તિ અને સમાધાન અર્પણ કરે છે કે તેની આગળ જગતના બીજા સર્વે સુખો એને ગૌણ લાગે છે, અને દુખો માટે એને તૈયાર રાખે છે વળી એ સંસ્કારોની ખિલવણી જેટલે અશે બરાબર થઈ હોય છે તેટલે અશે એના જ્ઞાન અને કર્મમા વ્યવસ્થિતતા અને કુશળતાને તે પ્રાપ્ત કરે છે અને તે પ્રમાણમા તે સત્કર્મી બને છે

"જન્મમરણમાથી છૂટવાની અભિલાષા એ શ્રેય માટેના પ્રયત્નોનુ પ્રેરકબળ હોય તોયે તે ગૌણ બળ છે, અને અશત અનુમાન ઉપર રચાયેલુ છે એ અનુમાન સાચુ હોય કે ખોટુ હોય, પુનર્જન્મનો તર્ક ખોટો હોય કે પુનર્જન્મ હોય છતા એમાથી મોક્ષ મેળવવાની આશા ખોટી હોય, તોયે શ્રેયાર્થીને શ્રેયને માટે પ્રયત્નશીલ રહેવા સારુ (બીજા) પૂરતા કારણ છે જે જીવન પ્રાપ્ત થયુ છે તેમા જ ચિત્ત ચૈતન્યની તાદાત્મ્યસિદ્ધિ, ચિત્તનુ સમાધાન અને સશક્તિના પ્રમાણમા પ્રસન્નતા અને શાન્તિની પ્રાપ્તિ તથા જગતનુ હિત, એ બધાં આવાં કારણો છે આ કારણોમાં એ સભવનીય લાગતા તર્કોથી ઊપજતુ આલબન ઉમેરે નહી તોયે ચાલે તેમ છે

"પોતાને માટે પ્રાપ્તજીવનમા જ સમાધાન મેળવવાની અભિલાષા ઉપરાત ભાવિ પ્રજાને માટે અમૂલ્ય વારસો મૂકી જવાની આશા, જન્મ-મરણમાથી છૂટવાની અભિલાષા, તેમ જ મનુષ્યની ઉત્ક્રાન્તિને શિખરે પહોચવાની અભિલાષા, એ બધા વિચારોના મૂળમા જે એક શ્રદ્ધા રહેલી રહી છે અને જે શ્રદ્ધા સત્યમૂલક અને અનુભવસિદ્ધ છે તે એ કે,

न हि कल्याणकृत् कश्चिद् दुर्गतिं तात गच्छति । ' શ્રેયાર્થીને પસ્તાવુ પડતુ જ નથી ' આ સિદ્ધાન્તમા નિષ્ઠા હોય અને એ સિદ્ધાંત સત્પુરુષાર્થ માટે પ્રેરક બળ પૂરુ પાડી શકતો હોય તો કયા વાદે એ સિદ્ધાન્તમા શ્રદ્ધા ઉપજાવી એ મહત્ત્વનુ નથી

"માટે શ્રેયાર્થી માણસે આ બાબતમા એકે મતનો આગ્રહ રાખી વાદવિવાદમા પડવાની જરૂર નથી સમાધાન અને શાન્તિને આપનારો રસ્તો તો એ છે કે બેઉ વાદોથી પર થઈ શ્રેયપ્રાપ્તિના પુરુષાર્થ માટે ચારે ઊંચા અને પ્રત્યક્ષપણે અનુભવી શકાય એવા મુદ્દાઓ ઉપર જીવનનો માર્ગ રચાવવો બુદ્ધિની ભૂખ ભાગવા માટે ભલે એ વાદો વિષે વિચાર કરી તેમાનો એક કે બીજો, અથવા તેને યોગ્ય લાગે તો કોઈ ત્રીજો જ તર્ક તે સ્વીકારે પણ એ તર્ક સાચો જ છે એમ માની બેસવાની ભૂલમા એણે ન પડવુ"

'સમૂળી ક્રાન્તિ' એ પુસ્તકમા આ વસ્તુ તેમણે કાંઈ જુદી રીતે રજૂ કરી છે તેમા તેઓ કહે છે

' સર્વે ધર્મોમા એક બીજો સિદ્ધાંત પણ સમાન છે, અને કર્મ નસીબે એ સિદ્ધાન્ત આજના પ્રશ્નોના ઉકેલ શોધવામા મુશ્કેલીઓ ઊભી કરે છે સમાજધર્મના પાલનમા એ સિદ્ધાન્ત બાધક થાય છે, અને મનુષ્યને — વિશેષે કરીને શ્રેયાર્થી વૃત્તિના મનુષ્યને — સમાજધર્મની અવગણના કરતાયે શીખવે છે એ સિદ્ધાંત વ્યક્તિત્વની અમરતા અને મોક્ષનો છે, મનુષ્યને જીવતકાળ દરમ્યાન અનુભવાતુ પોતાનું વ્યક્તિત્વ અનાદિ–અમર છે મરણ પછી તે પુનર્જન્મ દ્વારા, કે સ્વર્ગનરક ના વાસ દ્વારા ચાલુ રહે છે અને મનુષ્યનું સાચુ કર્મ આ સંસારને સુધારવાનુ નથી પણ પરલોકની (એટલે ભવિષ્યમા સારા જન્મની અથવા નરકનુ નિવારણ કરી અખંડ સ્વર્ગની અથવા નિર્વાણની) પ્રાપ્તિનુ છે ઐહિક જીવનમા જેટલુ દુ ખ તેટલુ પારલૌકિક જીવનમા સુખ એ સંસ્કારો આમાથી ઉત્પન્ન થયા છે ઘરમા છાપરુ ચૂતુ હોય તો પોતે છત્રી ઓઢીને બેસી જવુ, અને એ જ રીતે ઘરના માણસોએ પોતપોતાની

અગાઉ કરી લેવી, એવો અતિ તીવ્ર શ્રેયાર્થી પર સર ૧૨ પડેલો હોય છે રાત ને દિવસના જેવો પરલોક અને આ લોક વચ્ચે, સંસારના ધર્મો અને મોક્ષના ધર્મો વચ્ચે વિરોધ મનાયો છે મોક્ષધર્મમાં ચાલવાની અશક્તિને પરિણામે માણસ સાંસારિક પ્રવૃત્તિ કરે છે ખરો એ દ્વારા ચિત્તશુદ્ધિ સિવાય એટલું એનું હિત પણ થાય છે પણ ધ્યેય તો નિવૃત્તિ વ્યક્તિગત સાધના પોતાનો સ્વર્ગ કે મોક્ષરૂપી પરલોક એ જ છે આથી સમાજને સુખી કરવા મથનારા સમાજની વિવિધ પ્રવૃત્તિઓમાં પડનારા સમાજના ધર્મોને અનુસરનારા લોકો અંતિમ દૃષ્ટિએ અજ્ઞાની અને માયામાં ફસાયેલા જ ગણાય

' આથી તીવ્ર શ્રદ્ધાળુ માણસને સંસારના ધર્મો વિષે અનાસ્થા અને તેમાંથી નાસી છૂટવાની વૃત્તિ ઊઠ્યા કરે એ સ્વાભાવિક છે જો તે સંસારના ધર્મોમાં રસ લે તો એ તીવ્ર સાધક ન હોઈ શકે, અને સાધુ પુરુષોએ સંસારના ધર્મોમાં રસ લેવો એ પતન પણ ગણાય પરિણામે સંસારની પ્રવૃત્તિઓ સ્વાર્થી અને ધંધાદારી પુરુષોના જ હાથમાં રહે એવું બને છે

' વાસ્તવિક રીતે આત્મતત્ત્વ (ચૈતન્ય શક્તિ અથવા બ્રહ્મ) અને જુદા જુદા દેહમાં દેખાતા પ્રત્યગાત્મભાવ વચ્ચેનો ભેદ સમજવાની જરૂર છે ચૈતન્ય શક્તિ અથવા પરમેશ્વર અનાદિ અમર છે માટે તેમાંથી સ્ફુરેલું અને તેને આધારે રહેલું વ્યક્તિત્વ (પ્રત્યગાત્મ તત્ત્વ) પણ અનાદિ-અમર જ છે એમ નિશ્ચિતપણે કહેવાય નહીં એ હોય પણ, અને નયે હોય એ છે જ એમ માની લેવાને પરિણામે સમાજધર્મ વિષે અનાસ્થા અને પોતાના અસ્તિત્વના જ વિકાસમાં અને મોક્ષમાં શ્રદ્ધા ઉદ્ભવે છે સમાજધર્મ ભલા એ ભલું પોતાના અંગત મોક્ષની સિદ્ધિ પૂરતું જ મહત્ત્વનું બને છે આ જો એક કલ્પના જ હોય તો (તો પરિણામે થતો) સમાજધર્મનો ત્યાગ એ સમાજનો દ્રોહ જ થાય છે

' અને વ્યક્તિત્વ અનાદિ-અમર હોય તોયે સમાજધર્મને છોડીને અંગત શ્રેય સાધવાની ઉપાસના દોષરૂપ છે સમાજના કલ્યાણને માટે

પ્રયત્નહીન રહેવું અને એ હેતુથી જ પોતાની શક્તિઓનો ઉપયોગ અને વિકાસ કરવો એ જ સાધના હોવી જોઈએ એ વિચારને અનાવે સમાજ એને પીડા કરનારા માણસોના હાથમાં જ રહ્યો છે અને રહે છે એટલે અંશે એ વિચાર, પરમેશ્વરમાં નિષ્ઠાપૂર્વક ત્યાગ ગણાયો છે તેને જ અંશે સત્યાગ્રહને સત્પુરુષોની મદદ મળી છે અને મળે છે વ્યક્તિએ મરણ પછીના પોતાના ભવિષ્યની ચિંતા કરવાની જરૂર નથી સમાજના જ શ્રેયની ચિંતા તેણે કરવી ઘટે છે'

એમનું 'જીવનશોધન' પુસ્તક પહેલાં લખાયેલું એમાં 'પુનર્જન્મ' વિશે એમની તટસ્થ વૃત્તિ હતી પણ 'પુનર્જન્મ' માનતાં જીવાત્માનું અથવા વ્યક્તિત્વનું અનાદિ-અમરપણું માનવાનો પ્રસંગ આવે છે અને એ એમને ઇષ્ટ નહોતું એટલે પાછળથી લખાયેલા 'સમૂળી ક્રાન્તિ' પુસ્તકમાં બીજી દૃષ્ટિએ પ્રતિપાદન કરેલું છે ત્યારે શું માણસના વ્યક્તિત્વનો તેના મરણ સાથે અંત આવે છે? એમ માનવું પણ સયુક્તિક નથી મરણ માણસમાં પોતાના મરણ પછી શું થવું જોઈએ અથવા શું કરવું એવી વાસના તો રહેલી હોય છે મારા સમજવા પ્રમાણે
૬ આ વસ્તુનો ખુલાસો કિશોરલાલભાઈ એ રીતે કરતા કે માણસે પોતાના જીવન દરમ્યાન ગુણોનો જે ઉત્કર્ષ સાધ્યો હોય અથવા તેનામાં જે અવગુણો હોય અથવા તેની જે અતૃપ્ત વાસનાઓ રહી હોય, તે સઘળાનો વારસો આખા જનસમાજને મળે છે માટે પોતાની પાછળ સારો વારસો મૂકી જવા માટે માણસે જીવનનું ધ્યેય સદ્ગુણોને ઉત્કર્ષ સાધવાનું રાખવું જોઈએ

### કર્મનો સિદ્ધાંત

પુનર્જન્મના વાદમાંથી પૂર્વકર્મવાદ તરત જ ફલિત થાય છે વાસ્તવિક રીતે પૂર્વકર્મનો અર્થ એટલો જ છે કે કોઈ પણ વર્તમાન સ્થિતિ કોઈ મનસ્વી ઈશ્વરના આપખુદી તોરનું પરિણામ નથી પણ ઘણે અંશે વ્યક્તિએ કે સમાજે જ કરેલા કોઈ પૂર્વકર્મનું પરિણામ છે માણસની અત્યારની સ્થિતિ સમાજના તેના આચરણનું પરિણામ છે

એ વિષે કિશોરલાલભાઈ કહે છે કે

"સામાન્ય માણસોની કલ્પનામાં પૂર્વકર્મનો અર્થ વધારે સંકુચિત થઈ ગયો છે. પૂર્વકર્મ એટલે આ ક્ષણ પહેલાનું કર્મ એમ નહીં, પણ કેવળ પૂર્વજન્મનું કર્મ એમ સમજાયું છે. જે તે વસ્તુને પૂર્વકર્મ ઉપર નહીં, પણ પૂર્વજન્મના કર્મ ઉપર ઢોળવાની ટેવ એટલી સાધારણ થઈ ગઈ છે કે 'પૂર્વકર્મ' શબ્દ બધા પ્રકારનું અજ્ઞાન, આળસ અને અધર્મ છુપાવવાને અગરબત્તી થઈ પડ્યો છે. અમુક બહેન બાળવિધવા છે, અમુક સ્ત્રીને ઉપરાઉપરી સુવાવડો આવે છે, અમુક સ્ત્રી કે પુરુષ રોગી છે, દેશમાં પરાધીનતા છે, દરિદ્રતા છે, અસ્પૃશ્યતા છે, બાળમરણો છે, રેલ આવી, દુકાળ પડ્યો – આ બધાને માટે આપણા પંડિતો કે અર્ધપંડિતો કહે છે કે, 'જેના જેવા કર્મ', અને એટલું કહી પોતાનું કર્તવ્ય ખલાસ થયું માને છે.

"પરંતુ જીવનના બધા અનુભવોને પૂર્વજન્મના કર્મ સાથે જ ઝટ લઈને જોડી દેવાની આવશ્યકતા નથી. અનુભવોના મોટા ભાગના કારણો આપણે આ જન્મના જ કર્મો કે સંકલ્પોને તપાસીને શોધી શકીએ એમ છીએ. એટલે આ જન્મના જ કર્મો અને સંકલ્પોના સંશોધન વિના એકદમ પૂર્વજન્મના અનુમાન ઉપર આવી જવું એ ભૂલભરેલું છે.

"વળી સામાન્ય વ્યવહારમાં આપણે કહીએ અને માનીએ છીએ કે 'બે હાથ વિના તાળી પડે નહીં' એ કહેવત સુખદુઃખના અનુભવને વિષે પણ લાગુ પડે છે. અમુક પરિણામ આજે આપણે સહન કરીએ છીએ તેનું કારણ હમેશાં આપણું જ પૂર્વકર્મ નથી હોતું. આપણા સિવાય બીજાનુંયે પૂર્વકર્મ હોઈ શકે છે અને આપણા તાબામાં નહીં એવા પ્રાકૃતિક બનાવો, જેવા કે રેલ, વીજળી, ભૂકંપ, અનાવૃષ્ટિ, વગેરે આધિદૈવિક કારણો પણ હોઈ શકે છે. કોઈ વાર એ પરિણામ ઉપજાવવામાં સ્વકર્મ વધારે બળવાન થયું હોય, કોઈ વાર પરકર્મ વધારે બળવાન થયું હોય, કોઈ વાર બંનેનું સરખું બળ હોય અને કોઈ વાર

આધિદૈવિક કારણ બળવાન હોય.*

"એક છોકરી બાળવિધવા છે. તો તેમાં એનું પોતાનું પૂર્વકર્મ એ સમજ વિના ચોરીમાં જઈને બેઠી એટલું ભલે ગણવું હોય તો ગણીએ; બાકી વિશેષે તો એના માબાપનાં કર્મથી જ એને એ પરિણામ ભોગવવું પડે છે. માબાપનાં કર્મનું પરિણામ દીકરીને ભોગવવું પડે એ તો અન્યાય કહેવાય, એમ કદાચ કોઈ કહેશે. ન્યાય કહો કે અન્યાય કહો, ઉપર કહ્યું તેમ, જગતમાં સ્વકર્મનાં ફળો જ ભોગવવાં પડે છે એવો એકાંતિક નિયમ નથી. એ ભ્રમણા દૂર થવાની જરૂર છે. રૂઢિઓ અટળ છે એ સમજૂતને લીધે આપણે પૂર્વજન્મનું કર્મ જ્યાં ત્યાં સમજીએ છીએ. કેટલાંક પરિણામો સ્વસંકલ્પજનિત છે કેટલાંક પર-સંકલ્પજનિત છે અને કેટલાંક ઉભયજનિત છે. માણસ પોતાના વ્યક્તિત્વની દૃષ્ટિએ નહીં, પણ સમાજના એક અવયવ તરીકે વિચાર કરે તો એનું કારણ પણ સ્પષ્ટ સમજી શકે. વ્યક્તિ સ્વાયત્ત પણ છે અને સમાજાધીન પણ છે. દુકાળ પડે છે તે દુકાળિયાઓના સ્વસંકલ્પથી જ એમ ભાગ્યે જ કહી શકાય. એ સમાજના સંકલ્પનું — એટલે સમાજની શક્તિઓનું — પરિણામ છે.

"પોતાનું પૂર્વકર્મ કારણભૂત ન જ હોય એમ તો ઉપર કહ્યું જ નથી. અનેકના ઉપર જ્યારે ભયંકર આફત આવી પડે અને અનેકનો સંહાર

* ગીતાકાર પણ કહે છે: "અધિષ્ઠાન, કર્તા, જુદી જુદી ઇન્દ્રિયો, વિવિધ વ્યાપારો અને દૈવ, એ પાંચ કારણોથી કર્મ બની આવે છે." (અ. ૧૮ : ૧૪, ૧૫) સહજાનંદ સ્વામી પોતાના વચનામૃતમાં મનુષ્ય ઉપર અસર કરનારાં આઠ કારણો ગણાવે છે: દેશ, કાળ, ક્રિયા, સંગ, મંત્ર, દેવતાનું ધ્યાન, દીક્ષા અને શાસ્ત્ર. એ પૂર્વકર્મ ઉપરાંત છે અને પૂર્વકર્મને વશ નથી. કારણ કે "જો પૂર્વકર્મે કરીને રોગાદિક આવતાં હોય તો આયુર્વેદને વિષે કેટલાક પુરુષ-વાળા ચાલ થયા છે તેમને અર્થે ઓસડ દેતાં પણ દેતાં જે ઉપચાર કર્યા નથી, અને જો પૂર્વકર્મને વશ રોગ હોય તો પુરુષાર્થવાળાને અર્થે કરી ઉપાય આવ્યાં જોઈએ ને ચાંપીને અર્થે ઊઠતાં મર્યા જોઈએ. પણ એમ તો થતું નથી. માટે રોગાદિક તો પૂર્વકર્મનાં કેવળ કરે નથી."

થાય, ત્યા એકાદનો અચાનક બચાવ થઈ જાય અથવા પ્રાણઘાતક અકસ્માતમાથી અકલ્પિત રીતે સહીસલામત નીકળાય ત્યારે જીવનધારણના કોઈ બળવાન સકલ્પનુ, એક પ્રકારના પૂર્વકર્મનુ એ પરિણામ છે, એમ માનવુ પડે એ શકય છે પરતુ દરેક ઠેકાણે પૂર્વકર્મ, અને તેમાયે પૂર્વજન્મનુ કર્મ આગળ કરવુ એ ભૂલ છે"

કર્મવાદમાથી પ્રારબ્ધવાદ નીકળ્યો છે પ્રારબ્ધ એટલે શરૂ થઈ ગયેલા કર્મો એવો અર્થ કરવામા આવે છે માણસને જ્ઞાનપ્રાપ્તિ થાય એટલે એના બીજા કર્મોનો ક્ષય થઈ જાય પણ પ્રારબ્ધ કર્મો તો એણે ભોગવીને પૂરા કરવા જ જોઈએ એમ મનાય છે આ પ્રારબ્ધવાદનો ઘણી વાર દુરુપયોગ થાય છે કિશોરલાલભાઈ કહે છે કે

'જ્ઞાની મનાતા પુરુષોને પોતાની ભોગવૃત્તિ પોષવા માટે પણ પ્રારબ્ધવાદ મદદગાર થાય છે જ્ઞાનીયે પ્રારબ્ધ ભોગવ્યા વિના ચાલતુ જ નથી '— એ બહાને તે સન્યાસી શાનદુશાલા ઓઢી શકે, કીમતી વસ્ત્ર અને ઘરેણા પહેરી શકે અને દુષ્કર્મ પણ કરી શકે

**વાસનાક્ષય**

પુનર્જન્મના વાદની પાછળ કર્મનો સિદ્ધાન્ત રહેલો હોવાથી કર્મનાશનો ઉપાય યોજવો અથવા વાસનાઓનો ક્ષય કરવો એ મોક્ષ પુરુષાર્થનુ સાધન મનાયુ છે કારણ કે વાસના જ બધનનુ અને જન્મમરણનુ કારણ છે એમ આપણા તત્ત્વવિચારકોને વિચાર કરતા માલૂમ પડ્યુ છે એ વિષે કિશોરલાલભાઈ કહે છે કે

'પણ સાધક આ વિષયમા ઘણી વાર ગોટાળામા પડે છે જીવનનો કે જીવનના કર્મોનો કટાળો આવવો, જીવનમા નિષ્ફળતા આવવાથી જગત કે સબધીજનો પ્રત્યે ઐહિક ઉદાસીનતા વ્યાપવી અમળ વૃદ્ધાવસ્થા આવવી, વૈરાગ્યનો ક્ષણિક કે ઉપનિષિયો વેગ આવવો — આ બધામા સાધક પોતાની વાસના નિવૃત્ત થતી હોય એમ કલ્પના કરે છે અને એને આધ્યાત્મિક દૃષ્ટિએ શુભ ચિહ્ન સમજી એ પ્રકારની વૃત્તિને પોષવા પ્રયત્ન કરે છે

પણ વાસનાના મૂળ એવા છીછરા નથી કે ઝટ દઈને વાસનાનો ક્ષય થઈ જાય. હાથને માટી લાગી હોય અને તેને ખંખેરી કે ધોઈ નાખીએ તેમ વાસના ખંખેરી કે ધોઈ નાખી શકાતી નથી. અથવા રોપાને મૂળમાંથી ઉખાડી નાખીએ તેમ વાસનાનો ઉચ્છેદ પણ થઈ શકતો નથી.

કોઈ મન એવી પકડે કે બ્રહ્મચર્ય પાળવું, ખૂબ પૈસા કમાવા કે દેશસેવામાં પડવું અથવા સંન્યાસ લેવો, વિલાયત કે અમેરિકા જઈ ખૂબ અભ્યાસ કરવો કે હિમાલયમાં જઈ એકાન્ત ચિંતનમાં જીવન ગાળવું એવો એવો ડગમગાટ મનમાં રહ્યો હોય. પછી એકદમ આવેગને વશ થઈ સંન્યાસ લઈ હિમાલયમાં ઊપડી જાય એટલે વાસનાઓનો સફળતાપૂર્વક ઉચ્છેદ થઈ ગયો એમ માનવાનું નથી. જેમ બહુરૂપી ભવૈયો અનેક વેશો લઈને વારંવાર અદૃશ્ય થાય અને વળી પાછો નવા રૂપમાં હાજર થાય છે (એમ કહેવાય છે) તેમ વાસના નવા નવા મિષો ઉત્પન્ન કરી નવા નવા રૂપોમાં હાજર થઈ જાય છે.

'વાસનાનો ઉચ્છેદ' એ શબ્દપ્રયોગ જ મને ભ્રમભરેલો લાગે છે. જેમ પહેલાંના દિવસોમાં ઘાસલેટની વાસ કાઢી નાખવાને નાગરવેલના પાન હાથે ચોળવામાં આવતાં, તેમ મલિન અને સ્વસુખની વાસનાઓનો સંયમ કરી તેમને શુદ્ધ અને પરોપકારની વાસનાઓમાં ફેરવવી તથા એ શુદ્ધ વાસનાઓની પુનઃ વિવેકથી શુદ્ધિ કરવી અને એને એવી પોષવી કે એ વાસનારૂપે રહે જ નહીં પણ કેવળ સાત્ત્વિક પ્રકૃતિરૂપે સહજ ગુણ બનીને રહે અને છેવટે વિલય પામી જાય એવો વાસનાનો અંત લાવવાનો માર્ગ થઈ શકે. આથી વાસનાના ઉચ્છેદને બદલે 'વાસનાની ઉત્તરોત્તર શુદ્ધિ કરવી' એવો પ્રયોગ મને વધારે યોગ્ય લાગે છે. અશુભ વાસનાઓને દાબી શુભ વાસનાઓને પોષવી અને શુભ વાસનાઓને નિર્મળ કરતા જવું — આ માર્ગ સમજી શકાય એવો છે. જેમ અત્યંત ઝીણું કરેલું અંજન આંખમાં ખૂંચતું નથી, જેમ ફૂલનો સૂક્ષ્મ પરાગ વાતાવરણને બગાડતો નથી, તેમ વાસનાનું

અત્યંત નિર્મળ સ્વરૂપ ચિત્તને અશાંતિ ગ અથવા સત્યની શોધમાં બાધક થતુ નથી નિર્વાસનિકતા અને આની વચ્ચે ભેદ હોય તોયે તે બહુ સૂક્ષ્મ છે ½+¼+⅛+1/16 એમ અનવધિ પર્યંતનો જ્વાગ અને ૧ વચ્ચે જેટલો ફેર છે તેટલો આ ફેર કલ્પી શકાય ”

## જીવનનું ધ્યેય સાર્વજનિક હોવું જોઈએ

“ વ્યક્તિગત મોક્ષનુ ધ્યેય રાખવાથી માણસને ઘણી વાર સમાધાન પ્રાપ્ત થતુ નથી એ વસ્તુ સમજાવતા કિશોરલાલભાઈ ‘ સંસાર અને ધર્મ ’ પુસ્તકમા (પા ૩૬, ૩૭) લખે છે કે

“ વ્યક્તિગત મોક્ષ માટે ઘણા સાધુપુરુષોએ ઘણો પુરુષાર્થ અને ત્યાગ કર્યો છે, અને સિદ્ધિ પહેલા જ મરણ પણ પામ્યા છે પણ જો તે મોક્ષ કાલ્પનિક જ હોય અને મોક્ષસિદ્ધિ જેવુ લાગ્યા પછી તેઓ થોડા મહિનામા જ મર્યા હોય તો તો તેઓ સમાધાનપૂર્વક મર્યા છે પણ તે પછી લાંબો કાળ જીવતા રહ્યા હોય તો મરણ વખતે જીવવાનો પ્રયત્ન કરતા જોવામા આવ્યા છે કારણ કે કાલ્પનિક મોક્ષની કૃતાર્થતા ઓસરી ગયા પછી કોઈ બાકી રહેલી કામના કે વધારે આગળ જવાની કામના નવુ ધ્યેય બને છે અને તે જીવવાની અભિલાષા કાયમ રાખે છે

“ પણ જેના જીવનનુ ધ્યેય જાણ્યેઅજાણ્યે વિશ્વના જીવનને કોઈક દિશામા આગળ સમૃદ્ધ કરે એવું હોય છે અને તેમા જ જે પોતાનુયે વ્યક્તિગત શ્રેય પણ સમજે છે, તેને તે ધ્યેય માટે જીવતા રહેવુ પણ પ્રયોજનરૂપ લાગે છે અને મરવાની જરૂર હોય ત્યારે મરવુયે પ્રયોજનરૂપ લાગે છે તથા કામ કરતા કરતા કુદરતી મરણ આવે ત્યારે પણ શાંતિ અને સમાધાન રહે છે

“ મુમુક્ષુને જીવવાનો આ જ નિશ્ચિત માર્ગ લાગે છે જીવનનુ ધ્યેય સ્વલક્ષી નહી, વ્યક્તિગત નહી, પણ વિશ્વલક્ષી સાર્વજનિક રાખવુ તેને ધ્યેય માનો કે પોતાના શ્રેયનુ સાધન માનો, અથવા પોતાના શ્રેયને ધ્યેય માનો અને તેનુ અનિવાર્ય સાધન સાર્વજનિક જીવનની સમૃદ્ધિ

માનો, જો પોતાનું શ્રેય અને વિશ્વજીવનની સમૃદ્ધિ વચ્ચે વિરોધ નહીં, પણ મેળ સાધ્યો હશે જો એ ધ્યેયનો કોઈ અંશ પોતાની હયાતી દરમ્યાન અને પોતાને જ હાથે કે પોતાની જ રીતે સિદ્ધ કરવાનો આગ્રહ ન રાખવાના તે એટલું લાગુ અને સાર્વલૌકિક હશે કે અનેકને હાથે અને દીર્ઘકાળે જ તેની સિદ્ધિ શક્ય હશે, તો તેના ધ્યેયને માટે જીવવું તેમ જ મરવું સમાધાનકારક થવાનો ઘણો મોટો સંભવ છે કોઈ બીજું ધ્યેય તે પરિણામ લાવી શકશે નહીં"

## મોક્ષ વિષે નાથજીના વિચારો -

વ્યક્તિગત મોક્ષનું ધ્યેય આપણી આગળ રાખવામાં આવેલું હોવાને લીધે આપણા સમાજને કેટલું બધું નુકસાન થયું છે, તે વિષે નાથજી કહે છે

'મોક્ષ જેવું વૈયક્તિક કલ્યાણપ્રદ ધ્યેય માનેલું હોવાને લીધે સામુદાયિક લાભ અને કલ્યાણ માટે જે સામુદાયિક વિચાર, વૃત્તિ અને સદ્ગુણોની જરૂર છે, તે આપણામાં હજુ આવ્યા નથી અને અંકુરિત થયા નથી દરેક જણ પોતપોતાના કર્મ પ્રમાણે સુખદુઃખ ભોગવે છે, આપણે કોઈને સુખી કે દુઃખી કરી શકતા નથી, સુખી કે દુઃખી કરીએ છીએ એ ભ્રાન્તિ છે, એવી જાતનું શિક્ષણ આપણને નાનપણથી મળેલું છે ગમે તેટલા ઉચ્ચ વ્યક્તિગત હેતુ માટે તે શિક્ષણ આપવામાં આવ્યું હોય, પણ તે આપણને અત્યંત સ્વાર્થી બનાવવામાં કારણભૂત થયેલું છે આજના અનર્થોના ઘણા બીજ આ શિક્ષણમાંથી જ આવ્યા હોય એમ લાગે છે ધન વિદ્વત્તા, વૈભવ કે બીજી કોઈ પણ વિશેષ પ્રાપ્તિથી પોતે સુખી થવું અને તે જ પ્રમાણે મોક્ષ પ્રાપ્ત કરીને પોતાનું કલ્યાણ કરવું, આ બધામાં કોઈ પણ રીતે સામુદાયિક કલ્યાણનો પ્રશ્ન વિચાર કે હેતુ જણાતો નથી આ પરથી એમ જણાય છે કે આપણામાં સામાજિક કે સામુદાયિક વૃત્તિનો અભાવ જણાઈ આવવાના કારણો આપણામાં પ્રવર્તેલા વૈયક્તિક લાભની દૃષ્ટિ કેળવનારા આ શિક્ષણમાં હશે આપણા આચારવિચારમાં વ્યાપકપણું

ન જણાતા બધે જ સદ્ચિતના દેખાઈ આવે છે એના બીજા અનેક કારણો હોય તોપણ આ એક મહત્ત્વનું કારણ છે, એમ ખાતરીપૂર્વક લાગે છે

"આ સ્થિતિ અસંતતિદર્શક અને શોચનીય છે એવું આપણને ખરેખર લાગતું હોય તો તે બદલવાનો આપણે નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ તે માટે આપણે ઉદાત્ત અને યોગ્ય એવું ધ્યેય ધારણ કરવું જોઈએ, તે સિવાય છૂટકો નથી આપણે માણસ છીએ અને માણસ તરીકે આપણે જીવવું હોય તો સદ્ગુણસંપન્ન થયા સિવાય એ વાત સિદ્ધ થાય એ કદી શકય નથી આ હકીકત પહેલા આપણા હૃદયમા પૂર્ણપણે ઠસવી જોઈએ માણસ એકલું રહેનારું પ્રાણી નથી તે સમુદાયમા અને એકબીજાના સાહચર્યથી રહેનારુ પ્રાણી છે તેથી કેવળ વ્યક્તિગત કલ્યાણ કે હિતની કલ્પનાને આપણે દોષાસ્પદ માનવી જોઈએ વ્યક્તિનું હિત એ ખરેખરુ હિત ન હોઈને તે વ્યક્તિગત સ્વાર્થ વિષેની ક્ષુદ્ર કે મહાન અભિલાષા જ હોવી જોઈએ અને તેનાથી આજ નહી તો કાલે સામુદાયિક દૃષ્ટિએ હાનિ થયા સિવાય રહેશે નહી, એમ આપણે ખાતરીપૂર્વક સમજવું જોઈએ ધન, વિદ્યા, સત્તા એ કોઈ એકના હાથમા આવે તોપણ તેનો ઉપયોગ બધાના હિત માટે કરવામા આવે, તો જ તેનો સદુપયોગ કે ધર્મ્ય ઉપયોગ થયો એવું આપણે સમજવું જોઈએ આપણે બધી બાજુએ — બધી દૃષ્ટિથી સામાજિક થયા વગર આપણામા માનવતા આવશે નહી જેથી માનવમાત્રનું કલ્યાણ સિદ્ધ કરી શકાય એ જ આપણો ધર્મ છે માનવમાત્રમા આપણે પણ છીએ જ, એટલે આપણો તે ધર્મ આપણું અહિત ન કરતા બધા સાથે આપણું પણ હિત જ કરે, એવી શ્રદ્ધા આપણામા હોવી જોઈએ માનવી સદ્ગુણો પર જ માણસનું — આપણા બધાનું જીવન ચાલેલું છે સદ્ગુણોની જ્યા જ્યા આપણામા ઊણપ હોય ત્યા ત્યા દુ:ખનો પ્રસંગ આવે પડી તે સદ્ગુણોની ઊણપ આપણી પોતાની હોય કે બીજાઓની હોય તે ઊણપથી આપણે કે બીજા કોઈ દુ:ખી

થવાના જ જ્યાં સદ્‌ગુણોનો અભાવ છે ત્યાં તેનું પરિણામ બીજાએ પણ ભોગવવું જ પડે છે આ નિયમ જ છે માટે આપણે અને બીજા સુખી થઈએ એમ જાગતું હોય તો આપણે બધાએ સદ્‌ગુણી જ બનવું જોઈએ આ વાત દૃઢપણે માનવી જોઈએ અને તે જાતનો આપણો સતત પ્રયત્ન હોવો જોઈએ આપણે સમાજના એક ઘટક છીએ અને આપણે બધા મળીને જ સમાજ બનેલો છે આપણા એકબીજાના સાગનરસ્ના વર્તન—ઇચ્છા અને ભાવનાનું પરિણામ આપણા બધા પર સાનુકૂળ થતું રહે છે દરેકના દરેક કર્મનું સાનુકૂળ પરિણામ જેને તેને એકલાએ જ ભોગવવું પડે છે એવો નિયમ આ જગતમાં નથી આપણા બધાના કર્મોનું પરિણામ આપણે બધાએ ભોગવવું પડે છે એવા એકત્રપણાના—સામાજિક સંબંધથી અને ન્યાયથી આપણે બંધાયેલા છીએ અસ્વચ્છતા—અવ્યવસ્થિતતા એ દાખલો છે અને તેના પરિણામ રોગ કે અન્ય રીતે માણસને ભોગવવા પડે છે માણસ સમાજ બાંધીને એકત્રપણે રહે છે એવી સ્થિતિમાં આપણે સ્વચ્છ રહીએ અથવા આપણું આપણા એકલાનું ઘર સ્વચ્છ રાખીએ તેનાથી જ આપણે રોગથી સુરક્ષિત રહીએ એવું નથી આપણે આપણું ઘર તે સાથે બીજા માણસો અને આપણું ગામ એ બધું સ્વચ્છ ન હોય તો તેમાંથી ઉત્પન્ન થનારા રોગરૂપી અનર્થમાંથી આપણે બચી શકીશું નહીં ગામમાં રોગચાળો ફેલાતા તેના દુષ્પરિણામ બધાને ભોગવવા પડે છે આ જેવો નિસર્ગનો નિયમ છે તેવો જ નિયમ માણસના બીજા વ્યવહારમાં પણ છે માણસે વિચાર કરીને માનવીના પરસ્પર સંબંધો માનવી કર્મો અને તેના પરિણામના નિયમો શોધવા જોઈએ સર્વમંગલ ભાવ તપાસવા જોઈએ એમ કરવામાં આવે તો તેની ખાતરી થશે કે આપણે બધા એકબીજાના કર્મથી બંધાયેલા છીએ આજે સમાજમાં જે મોટા મોટા ઝઘડા ચાલે છે તેમાં પણ ઝઘડા ઉત્પન્ન કરનારા થોડા છે અને તેના પરિણામ અતિશય દુઃખદાયીપણે કોને ભોગવવા પડે છે? મુઠ્ઠી ભર નિર્માણ કરે છે અને

તેમા પ્રાણુ સુધ્ધા સર્વનાશ કોનો થાય છે ? આ બધાનો વિચાર કરતા કર્મનુ પરિણામ જેને તેને જ ભોગવવુ પડે છે એમ નથી, પણ એકનુ બીજાને — અનેકોને અથવા બધાના કર્મોનુ બધાને, ભોગવવુ પડે છે જગતમા આ જ વ્યવસ્થા કે વ્યવસ્થા ન્યાય ચાલુ છે પરંતુ જીવનનુ અન્તિમ ધ્યેય એક જ આપણે શ્રદ્ધાપૂર્વક માન્યુ હોવાથી તે છોડવાને આપણે તૈયાર થતા નથી જગતનો પ્રત્યક્ષ ચાલુ ન્યાય લક્ષમા ન લેતા પૂર્વજન્મ અને પૂર્વજન્મની કલ્પનાથી પૂર્વકર્મવાદનો આશ્રય લઈને આપણી પૂર્વશ્રદ્ધા કાયમ રાખવાનો પ્રયત્ન આપણે કરતા આવ્યા છીએ પરંતુ વ્યક્તિગત ધ્યેયની કલ્પનાથી આજપર્યંત થયેલા અને તે કલ્પનાને લીધે આપણા બનેલા એકાંગી સ્વભાવને લીધે આજે પણ આપણા અને આપણા સમાજને થતા અહિતને ધ્યાનમા લઈને આપણે આપણુ જીવન, આપણો સમાજ, રાષ્ટ્ર માનવજાત વગેરે સર્વના હિતની દૃષ્ટિએ આપણા ધ્યેયનો વિચાર કરવો જરૂરી છે

## ચોથો પુરુષાર્થ મોક્ષ નહી પણ જ્ઞાન

બધી વસ્તુઓનો વિચાર કરતા કિશોરલાલભાઈને લાગ્યુ કે કામ, અર્થ, ધર્મ ને મોક્ષ એ ચાર પુરુષાર્થમા ચોથા પુરુષાર્થનુ નામ મોક્ષ રાખવામા આવ્યુ છે એ કેટલે અંશે ભ્રમ ઉપજાવનારુ થયુ છે તેને બદલે ચોથા પુરુષાર્થનુ નામ જ્ઞાન રાખવાથી બધો ગોટાળો દૂર થઈ જાય છે કોઈ પણ પુરુષાર્થની સિદ્ધિને માટે માણસને શોધ કર્યા વિના ચાલતુ નથી એ શોધ કામ એટલે સુખ માટે હોય અર્થ માટે હોય કે ધર્મ માટે હોય દરેક શોધ માટે જ્ઞાનની જરૂર રહે છે જ્ઞાનથી માણસ સુખને શોધે છે, અર્થને શોધે છે, ધર્મને શોધે છે શોધે છે એટલે ન જાણાયેલુ ખોળે છે અને જાણેલુ શુદ્ધ કરે છે જેમ દરેક પછીના પુરુષાર્થની પ્રાપ્તિમા માણસને એનુ સમાધાન મળી રહે છે કે તેની પહેલાનો પુરુષાર્થ ગૌણ બની જાય છે, સુખના તરફ અર્થની પ્રાપ્તિ માટે કામને ગૌણ બનાવવો પડે છે, ધર્મની પ્રાપ્તિ માટે અર્થને ગૌણ બનાવવો પડે છે, તેમ જ્ઞાનની શોધની પ્રાપ્તિમાયે માણસને એનુ સમાધાન મળે છે કે

એ જ એનો સ્વતંત્ર પુરુષાર્થ બને છે અને એનાં ધર્મ, અર્થ કે કામરૂપી ફળો ભોગવવાની ઇચ્છા મંદ પડી જાય છે. આ રીતે કામ, અર્થ અને ધર્મની સાથે જ્ઞાન એ ચોથો પુરુષાર્થ બને છે."

મોક્ષ કરતાં જ્ઞાનને ચોથો પુરુષાર્થ માનવો એ શા માટે શ્રેયસ્કર છે એ કિશોરલાલભાઈ નીચે પ્રમાણે સમજાવે છે:

"કોઈક અતિ પ્રાચીન કાળે જ્ઞાન પ્રાપ્તિની શોધ દરમ્યાન કર્મનો સિદ્ધાન્ત અને તેને પરિણામે પુનર્જન્મવાદ શોધાયા. . . . જેણે જ્ઞાનના પુરુષાર્થનો અંત લઈ પોતાના અસ્તિત્વનું મૂળ — આત્મતત્ત્વ— શોધી કાઢ્યું, તેણે પોતાને વિષે પુનર્જન્મના સંભવ તથા ભયમાંથીયે મુક્તિ જોઈ. આત્મતત્ત્વની શોધમાં પુનર્જન્મને અટકાવવાનું અથવા તેના ભયમાંથી છૂટવાનું સાધન મળી આવ્યું.

"આવા કોઈ કારણને લીધે ચોથા પુરુષાર્થનું નામ જ્ઞાનને બદલે મોક્ષ પડી ગયું, અને તેનો અર્થ પુનર્જન્મમાંથી છૂટવા માટેનો પુરુષાર્થ એવો થઈ ગયો. પુનર્જન્મના વાદની પાછળ કર્મનો સિદ્ધાન્ત રહેલો હોવાથી, કર્મનાશનો ઉપાય યોજવો એ ચોથા પુરુષાર્થનું ધ્યેય મનાયું. ધર્મ, અર્થ અને કામ એ ત્રણે કોઈક રીતે કર્મનો વિસ્તાર વધારવાવાળા જ હોવાથી એ ત્રણ અને મોક્ષ વચ્ચે રાત અને દિવસ જેવો વિરોધ છે એવી વિચારસરણી જાગી. આને પરિણામે એ ત્રણ પુરુષાર્થોમાંથી નિવૃત્તિ, અથવા એ ત્રણ સાથે સંબંધ ન હોય એવાં કર્મોમાં પ્રવૃત્તિ, એ જ ચોથા પુરુષાર્થને સિદ્ધ કરવાનું સાધન સમજાયું.

". . . કેટલાકને જણાયું કે બંધ તેમ જ મોક્ષ બન્ને ચિત્તને જ લાગુ પડનારા ધર્મો છે. ચિત્ત એટલે અનેક સંસ્કારોનો સમૂહ. એ સંસ્કારોનું જોર તે જ ચિત્તનું બંધન. એ સંસ્કારોની શિથિલતા એ જ ચિત્તનો મોક્ષ. માણસે પોતાને દેશ, જાત, ધર્મ, અધર્મ, નીતિ, અનીતિ, વગેરે અનેક સંસ્કારોથી બાંધી દીધો છે, એ સંસ્કારોનું બંધન તોડી નાખવું, એ જ મોક્ષ.

"ઉપલા વિચારોમાં તથ્યાંશ રહેલો છે, પરંતુ જે રીતે એ વિચારો પોષાયા છે તેને લીધે વિપરીત પરિણામો પણ આવ્યાં છે પ્રવૃત્તિવિચાર કે નિવૃત્તિવિચાર, સંસ્કારોનું બંધન કે શૈથિલ્ય, એ કોઈ સંપૂર્ણ સિદ્ધાંતો નથી, પણ મર્યાદિત છે. એ મર્યાદા, વળી, જુદે જુદે કાળે સંકોચ-વિકાસ પામતી રહે છે આ તરફ દુર્લક્ષ થયું અને પરિણામે એક બાજુથી જડ અને કૃત્રિમ નિવૃત્તિ માટે અને બીજી બાજુથી સ્વચ્છંદ માટે મોક્ષમાર્ગે ખુલ્લો મૂકવાનો આપ્યા જેવું થયું ચોથા પુરુષાર્થની સિદ્ધિ માટે કર્મમાત્રથી બળાત્કારે નિવૃત્ત થવું જ જોઈએ એવી કલ્પના મોક્ષ શબ્દે નિર્માણ કરી છે તથા આચાર અને વિચારમા અનેક ગોટાળા અને અસ્પષ્ટતા નિર્માણ કર્યાં છે, પ્રવૃત્તિ અને સાધનાને કૃત્રિમ માર્ગોમાં વાળી છે, અને સાંસારિક અને પારમાર્થિક એવા બે જાણે એકબીજાથી સબંધ વિનાના હોય તેવા કર્મોના ભેદ રચ્યા છે

"આ રીતે મોક્ષ શબ્દ અનેક રીતે ભ્રામક થયો છે વસ્તુત ચોથો પુરુષાર્થ મોક્ષ નહીં પણ જ્ઞાન અથવા શોધ છે એને માટેના પ્રયત્નથી મનુષ્ય ધર્મ, અર્થ અને કામને શોધે છે એટલે ખોળે છે તથા તે મારેની પ્રવૃત્તિઓને શુદ્ધ કરે છે તેથી જ એ એની મર્યાદાઓ અને એકબીજા પરના અંકુશો જાણે છે, અને છેવટે એથી જ જગતને અને પોતાને પે શોધે છે, અને શુદ્ધ કરે છે, તે એટલે સુધી કે જીવનના મૂળ કારણને પણ શોધી લે છે જ્ઞાની ધર્મ કે નીતિના અંકુશમાથી મુક્તિ નથી મેળવતો પણ ધર્મને બરાબર સમજે છે, વિવિધ કર્મોની પોતાના કાળને યોગ્ય મર્યાદાઓને જાણે છે, અને તેના અંકુશ અને મર્યાદા જ્ઞાનપૂર્વક સ્વીકારે છે તથા અર્થ અને કામને એ અંકુશમા રહીને ભોગવે છે

"જેમ પહેલા ત્રણ પુરુષાર્થોનું ધ્યેય જીવનના નિર્વાહ અને સત્ત્વસંશુદ્ધિનું છે, તે જ પ્રમાણે ચોથાનુયે છે મરણ પછીની સ્થિતિની ચિંતા અસ્થાને છે જેમ પ્રત્યક્ષ જીવનના વ્યવહારો સાથે ધર્મનો સંયોગ ન રહેવાથી તારતમ્યનો ભંગ થાય છે તેમ જ ચોથા પુરુષાર્થ વિષે પણ થાય છે.

"આ રીતે જોઈશું તો ચાર પુરુષાર્થની વચ્ચે રાત્રિદિવસ જેવો વિરોધ નહીં જણાય પણ સર્વે એકમીજા પર આધાર રાખનારા અને એકમીજાનું નિયમન કરનારા માલૂમ પડશે

"માણસે જિજ્ઞાસુ હોવું જોઈએ, શ્રેયાર્થી હોવું જોઈએ, શુશુત્સુ (શોધનની અને શુદ્ધિની ઇચ્છાવાળા) હોવું જોઈએ એને પરિણામે એને અનેક વહેમો અજ્ઞાન, અધૂરું જ્ઞાન, અનિશ્ચિતતા — ટૂંકમાં અશુદ્ધિ — માંથી મોક્ષ મળશે જો પુનર્જન્મ સૃષ્ટિના નિયમો પ્રમાણે અનિવાર્ય હોય તો તેને સમાધાનપૂર્વક સ્વીકારી લેવાનું બળ મળશે, જો કલ્પના જ હોય તો બીકપણું નહીં રહે જો પુનર્જન્મ સત્ય હોવા છતાં તેનો અંત આવે એવું હોય તો તેના માર્ગને વિશેષ શુદ્ધ અને ઓછાં વિપરીત પરિણામો ઉપજાવી શકે એવો બનાવી શકશે પુનર્જન્મના ડરથી જ એ પોતાનો પુરુષાર્થ કરવા નહીં પ્રેરાય પણ જિજ્ઞાસાથી સત્યશોધનની બુદ્ધિથી અને શુદ્ધ થવાની આકાંક્ષાથી એ ચોથા પુરુષાર્થમાં પ્રેરાશે'

* * *

"જ્ઞાનના પુરુષાર્થીને જ્ઞાન માટેનો પ્રયત્ન તથા જ્ઞાનની પ્રાપ્તિ એમાંથી જેટલું સમાધાન મળી શકે તે જ એનું પોતાનું સુખ છે પણ જગત પરત્વે એ પુરુષાર્થ યોગ્ય દિશામાં ચાલે છે કે નહીં એ જોવા માટે એ જરૂરી છે કે એ પ્રયત્ન ધર્મને ટકાવવા કે અનુસરવામાં અને તે દ્વારા અર્થ અને કામની સિદ્ધિમાં મદદગાર થઈ શકવો જોઈએ આ સિદ્ધાંત જ્ઞાનના પુરુષાર્થનું હોકાયંત્ર ગણી શકાય તેનું અંતિમ ફળ* આત્મતત્ત્વ અથવા સત્યતત્ત્વને શોધી પોતાની નિરાલંબ સત્તા જોવી એ છે'

---

* જ્ઞાનના અંતિમ ફળને મોક્ષપ્રાપ્તિ ગણવામાં આવે છે પણ તેથી થતો ગોટાળો દૂર કરવા એને કિશોરલાલભાઈ શ્રેય પ્રાપ્તિ કહે છે અને મુમુક્ષુને બદલે શ્રેયાર્થી, સાધક શોધક કે જિજ્ઞાસુ એ શબ્દો વાપરે છે

## શુદ્ધ આલંબન અને નિરાલંબ સ્થિતિ

આ વિષે કિશોરલાલભાઈના વિચારો સંકલિત કરી નીચે રજૂ કર્યાં છે

ધર્મ, અર્થ અને કામની ઉત્તરોત્તર શુદ્ધિ અને શોધ કરવી એ જ્ઞાનનુ ધ્યેય છે, અને પોતાના તથા જગતના અસ્તિત્વનુ મૂળ જાણવુ અને આત્માની નિરાલબ સત્તા જોવી એ જ્ઞાનનુ અતિમ ફળ છે

પણ, આ સાથે એટલુ ધ્યાનમા રાખવુ જોઈએ કે 'આત્માની નિરાલંબ સત્તા જોવી' (એટલે આત્મા કરતા કોઈ વધારે એની ઉપર સત્તા ચલાવનાર શક્તિ નથી એવો નિશ્ચય થવો) એ એક વસ્તુ છે, અને એવી નિરાલબ સ્થિતિમા રહેવુ એ જુદી જ વસ્તુ છે

જેને આત્મા કે બ્રહ્મ કહે છે તે સિવાય બીજી કોઈ અદૃશ્ય શક્તિ ઉપર આધાર રાખવાની જરૂર ન લાગવી પોતાને હાથે થયેલા કર્મોના ફળ ભોગવતા સુખ આવે કે દુખ આવે અથવા બીજાઓ તરફથી કે સૃષ્ટિના નિયમોથી ગમે તેવા સુખદુખ આવી પડે તોયે ધીરજ અને સમતા રહેવી મરણ પછી પોતાનુ શુ થશે અથવા શુ થતુ હશે એ વિષે કશી પણ કલ્પના કે ચિંતા જ ન થવી પણ જે જીવન પ્રાપ્ત થયુ છે તેમા શુભ કર્મ અને શુભ વિચારમા મડ્યા રહી પોતાની સતત્ શુદ્ધિ માટે પ્રયત્નશીલ રહેવુ અને આગળનો વિચાર જ ન કરવો — આવા પ્રકારની શુદ્ધ નિરાલબ સ્થિતિમા સદૈવ ટકી રહેનાર ક્વચિત જ નજરે પડે એમ છે

કદાચ કોઈક એવો વિરલ મહાત્મા જડી આવે તોયે ઘણુખરૂ એમ માલૂમ પડવાનુ કે, એ સ્થિતિ પ્રાપ્ત કર્યા પહેલા ઘણા લાબા વખત સુધી એણે કોઈ દિવ્ય કે અદૃશ્ય શક્તિનો આધાર લીધેલો હતો આધાર લીધો હતો એટલુ જ નહી, પણ એના અનન્યાશ્રય કે અનન્ય ભક્તિ કર્યા હતા તેને એ પોતાથી પર અને ભિન્ન અદૃશ્યપણે રહેલી કોઈ શક્તિ સમજતો હતો, અથવા તે શક્તિનો અવતાર સમજતો હતો, અથવા તેની સાથે એનો કાઈ ખાસ સબંધ છે એમ તે માનતો

વગી મરણ પછીની સ્થિતિ વિષે પણ એણે કાંઈક દૃઢ પના કરી રાખેલી હતી જીવન દરમ્યાન પોતાનો ઉત્કર્ષ સાધવા માટે એણે જે જે પુરુષાર્થ કર્યાં અને જે જે મુશ્કેલીઓ તરી ગયો તે એવા આશ્રય અને ભાવિ વિશેની શ્રદ્ધાના બળથી જ હતુ એમ જણાશે અને તે પોતે પણ કબૂલ કરશે એવા કોઈ આલબન અથવા આધાર ઉપર તથા કર્મના ફળોને આપનારો કોઈ અગમ્ય છતા ન્યાયી નિયમ જગતમા અસ્તિત્વ ધરાવે છે એ માન્યતા ઉપર જીવનની શરૂઆતમા જ તેની અડગ શ્રદ્ધા બેસવાથી અને સામાન્ય માણસોના જીવન કે ચિત્ત ઉપર એની શ્રદ્ધા જેટલી અસર રે છે તેના કરતા તે પુરુષ ઉપર તેની વધારે બળવાન અસર થયેલી હોવાથી જ, તેનુ જીવન શ્રેયને માર્ગે વધારે વધ્યુ એમ જણાશે શ્રેયાર્થીમા જે શુભ ગુણો અને ભાવોનો ઉત્કર્ષ થયો જોઈએ તેની હી પ્રમાણમા — એવા ગુણો અને ભાવો સ્વભાવસિદ્ધ બની જાય એટલી — વૃદ્ધિ થયા પછી જ 'નિરાલબ સ્થિતિ ની શ ાય એવા વિચારો પ્રત્યે તેનુ પ્રયાણ થયુ છે અને ધીમે ધીમે તે સ્થિતિમા દૃઢતા આવી છે એવો સામાન્ય અનુભવ છે

આમ માણસને પોતાની સાધના માટે કાઈક ને કાઈક આલબન સ્વીકારવુ પડે છે એ આલબન શુદ્ધ હોય તો તે ખરી પ્રગતિ કરી શકે છે

શુદ્ધ આલબનમા કેવા લક્ષણો જોઈએ તે આપણે તપાસીએ

૧ એ વિશેની શ્રદ્ધા વિચારશક્તિના વધારા સાથે બળવાન થાય પણ ઘટે નહી

૨ એ આપણી બુદ્ધિની સૂક્ષ્મતા વધવાની અપેક્ષા રાખે પણ આથી આગળ વિચારવુ જ નહી ' એમ મર્યાદા મૂકે નહી

૩ એના સ્વરૂપ વિશે જે કાઈ ગેરસમજ મનમા રહી હોય ત ગેરસમજ તે વિશેનો વિચાર જેમ જેમ ઊંડો થતો જાય તેમ તેમ દૂર થતી જાય અને તેનુ ખરુ સ્વરૂપ વધારે વધારે સ્પષ્ટ થતુ જાય એના સપૂર્ણ ત્યાગની કદી જરૂર પડે નહી

૪ એ આલંબન જાતિ, કુળ, દેશ, સંપ્રદાય, અનુગમ વગેરેની ઉપાધિઓથી બને તેટલુ રહિત અને બને તેટલુ સર્વમાન્ય થાય, અને,

૫ શ્રેયાર્થી મનુષ્યને એ આલંબન એટલુ ઉદાત્ત અને પ્રિયકર લાગવુ જોઈએ, કે તે ઉપરની શ્રદ્ધા તેને જીવનમા પ્રાપ્ત થતા સુખમા નમ્ર અને કૃતજ્ઞ બનાવે તથા જીવનની ધન્યતા મનાવે, દુ ખમા ધીરજ તથા સમતા કેળવવાની અને વિશ્વના નિયમોને શાંતપણે અધીન રહેવાની શક્તિ આપે, પોતાની મર્યાદાઓનુ ભાન કરાવી નિર્માની અને નિર્દંભી રાખે શુભ કર્મો અને સત્યસંશોધનના પ્રયત્નો માટે ઉત્સાહ પ્રેરે તથા તેમા જે જોખમો કે કષ્ટો આવી પડે તે ઉપાડવા સાહસી બનાવે અને, પોતામા રહેલા ભક્તિ વગેરેના ભાવોને ખીલવા અવકાશ આપે

શુદ્ધ આલંબનનો વિચાર કરવામા સૌથી પહેલા, એટલુ તો સ્પષ્ટ જ છે કે, આલંબન ઉપરની શ્રદ્ધા એ કોઈ દૃશ્ય પદાર્થ કે શક્તિ ઉપર શ્રદ્ધા નથી પણ કોઈ અદૃશ્ય શક્તિ કે નિયમ પર શ્રદ્ધા છે અદૃશ્ય પરની શ્રદ્ધા હોવાથી એ આલંબન પ્રત્યક્ષ કે અનુમાન પ્રમાણથી સિદ્ધ થઈ શકતુ નથી એટલે કે આલંબન પરની શ્રદ્ધા એ કોઈ પ્રમાણાતીત વિષય પરની શ્રદ્ધા છે

આ બાબતમા જેઓ વિચારના ક્ષેત્રમા ખૂબ નિશ્ચિત થયેલા છે તેમના મત પ્રમાણે, બ્રહ્મ પરમાત્મા પરમેશ્વર વગેરે નામે ઓળખાતા એક ચૈતન્યરૂપ પરમતત્ત્વનુ અસ્તિત્વ એ પ્રમાણાતીત વિષય હોવા છતા કેવળ સભવનીય લાગતી વસ્તુ નથી, પણ સ્વયસિદ્ધ વસ્તુ છે એની પ્રમાણાતીતતા એ કેવળ સ્વયસિદ્ધ હોવાને લીધે જ છે પણ સ્વયસિદ્ધ છે એનો અર્થ એવો નથી થતો કે એની પ્રતીતિ ઝટ લઈને થઈ જાય છે પરતુ એમ કહેવામા એમનો દાવો એવો છે કે, એ ચૈતન્યશક્તિના અસ્તિત્વને કેવળ શાસ્ત્રના વિશ્વાસ મૂકવા યોગ્ય ઋષિઓના, કે વડીલોના મત તરીકે માની લેવાની જરૂર નથી, પણ જે

ધારે તે એને વિષે પોતાના અનુભવ અને વિચારથી જીવન દરમ્યાન જ ખાતરી કરી લઈ શકે એમ છે

આત્માપરમાત્મા વિષેના વિચારનો સાર આ પ્રમાણે છે

૧ જ્ઞાન નામે પુરુષાર્થનો અંતિમ નિશ્ચય એ છે કે, પ્રાણીમાત્રમાં સ્ફુરતું જે ચૈતન્યતત્ત્વ છે, તેનાથી પર તેની ઉપર સત્તા ધરાવનારું કોઈ બીજું તત્ત્વ નથી તેને આત્મતત્ત્વ કહો કે બ્રહ્મતત્ત્વ કહો તે એક જ ચૈતન્યતત્ત્વ વિશ્વના મૂળમાં છે એ નિગમમાં રહેવું તે 'નિગમન સ્થિતિ' છે

૨ એ ચૈતન્યતત્ત્વ છે જ એ વિષે શક નથી પણ એ પ્રમાણાતીત છે, પરંતુ પ્રમાણાતીત છે એટલે કેવળ શ્રદ્ધેય છે એમ નહીં, પણ સ્વયંસિદ્ધપણે એની દરેકને પ્રતીતિ થઈ શકે છે એ પ્રતીતિ એનું જ નામ આત્મજ્ઞાન

૩ આત્મતત્ત્વ છે જ, માટે એ સત્ છે એ ચિત્ છે, એટલે કે જ્ઞાનક્રિયારૂપ છે બીજા શબ્દોમાં જે 'કંઈ છે' એમ લાગે છે તેનું મૂળ તેમાં રહેલી ચૈતન્યની સત્તા છે 'છે' તેમાં જે કાંઈ ક્રિયા કે જ્ઞાન જણાય છે તેનું મૂળ તેમાં રહેલું ચૈતન્યતત્ત્વ જ છે

૪ જ્યાં સુધી ચિત્તની સંશુદ્ધિ થઈ નથી ત્યાં સુધી તેને કાંઈક પણ આલંબન આવશ્યક લાગે છે અને એમ હોવું એ યોગ્ય છે એ આલંબન કલ્પનિક નહીં પણ સત્ય હોવું જોઈએ ભલે તેની સત્તા વિષે આત્મપ્રતીતિ ન હોય

૫ પરમાત્મા એ જ એવું આલંબન છે પણ પરમાત્માનું સ્વરૂપ સમજવામાં અનેક ભ્રમણાઓ વસે છે અને તેને લીધે જ્ઞાન અને ભાવોની સંશુદ્ધિમાં ખામી આવે છે, તથા અભ્યુદય અને પુરુષાર્થમાં વિઘ્ન આવે છે

૬ આલંબનની શુદ્ધતાનો વિચાર કરતાં પરમાત્માનું આ પ્રમાણે કરેલું અનુસંધાન યોગ્ય લાગે છે

(૧) તે સત્ય, જ્ઞાન તથા ક્રિયાસ્વરૂપ છે

(૨) તે જગતનુ ઉપાદાનકારણ છે

(૩) તે સર્વવ્યાપક અને વિભુ છે

(૪) અમુક જ એના નામ, આકાર કે ગુણ છે એમ ન કહી શકાય પણ, એ નામ માત્ર, આકાર માત્ર અને ગુણ માત્રનો આશ્રય છે.

(૫) તે કારણરૂપે સત્ય સકલ્પનો દાતા અને કર્મફળપ્રદાતા છે.

(૬) તે અલિપ્ત છે અને સાક્ષીરૂપે પ્રતીત થાય છે

(૭) તે મહાન, અનત અને અપાર છે

(૮) તે સ્થિર અને નિશ્ચળ છે

(૯) તે જગતનો તત્રી અથવા સૂત્રધાર છે

(૧૦) તે સત છે

(૧૧) તે ઉપાસ્ય, ધ્યેય, વરેણ્ય, શરણ્ય, સમર્પણીય છે

(૧૨) જગતમા જે કાઈ શુભ અશુભ વિભૂતિ છે તે તેના જ વડે છે, માટે તે સર્વ શક્તિઓના ભડારરૂપ છે પણ તેમાથી જે શક્તિઓ શ્રેયાર્થી માટે શુભ અને અનુશીલન કરવા યોગ્ય છે તેનુ જ અનુસધાન કરવુ ઘટે છે એની અનુશીલન અને અનુસધાન કરવા યોગ્ય વિભૂતિઓ ટૂકમા જ્ઞાન પ્રેમ અને ધર્મને અનુરૂપ ક્રિયા શક્તિઓ છે

૭ સત્ત્વસશુદ્ધિનુ ફળ પ્રત્યક્ષ જીવનમા બુદ્ધિ અને ભાવનાના ઉત્કર્ષ વડે મરણ તથા મરણોત્તર સ્થિતિ વિષે નિર્ણય કરી શાતિ અને સમાધાન આપવાનુ છે સત્ત્વસશુદ્ધિ એ જીવનની સાધના તેમ જ સાધ્ય છે

### અવતારવાદ

કિશોરલાલભાઈએ મોક્ષની માન્યતાનુ જેમ શોધન કર્યું છે તેમ જ હિન્દુ ધર્મની બીજી કેટલીક માન્યતાઓનુ પણ શોધન કર્યું છે તેમા અવતારવાદ અને મૂર્તિપૂજા મુખ્ય છે કિશોરલાલભાઈ કહે છે કે અવતારવાદની પાછળ નીચે મુજબ માન્યતા રહેલી જોવામા આવે છે

"જીવા માથી જુદા પ્રકારનો એક ઈશ્વિરાત્મા છે તે હમેશા સાધુ પુરુષનો અને ધર્મનો પક્ષપાતી છે, તથા દુર્જનોનો અને અધર્મનો વેરી છે સમાજમા અધર્મનું બળ ક્યારે અને કેમ વધે છે તેની તે સદૈવ ચોકી રાખે છે અને એની અપેક્ષા કરતા અધર્મની માત્રા વધારે થાય તો કોઈ પણ રીતે શરીર ધારણ કરવાની તે તૈયારી કરે છે જેવી જાતનુ કાર્ય કરવાનુ હોય તેને અનુકૂળ થાય એવી રીતે તે પોતાનુ શરીર, મનુષ્ય, પશુ, પંખી વગેરે ગમે તે યોનિમા નિર્માણ કરે છે શરીર નિર્માણ થાય ત્યારથી માંડીને તેનો અત આવે ત્યા સુધીનો એ પોતાનો કાર્યક્રમ આગળથી નક્કી કરી રાખે છે એ ઈશ્વરાત્મા પોતે ધારે તેટલો પ્રકૃતિના નિયમોથી સ્વતત્ર વર્તી શકે છે અને પોતાના જીવનની એકેએક બીનાને પહેલેથી જાણે છે વળી સામાન્ય માણસો જે સામાજિક, નૈતિક વગેરે બંધનો સ્વીકારે છે તેથી તે પર હોય છે અને તેથી પોતાના અવતારનો હેતુ સિદ્ધ કરવાને ગમે તેવા ઉપાયો લે તોપણ તે દોષપાત્ર થતો નથી "

ઉપરની માન્યતા અતિમ અને ચુસ્ત અવતારવાદીની છે એમાની કેટલીક વાતો આધુનિક વિચારકો નથી સ્વીકારતા કિશોરલાલભાઈને આ માન્યતામા ઘણી ભૂલો રહેલી લાગે છે તેઓ કહે છે કે

"જેને આપણે જીવાત્મા કે પ્રત્યગાત્મા તરીકે સમજીએ છીએ તેથી જુદા કોઈ એક કે અનેક ઈશ્વિરાત્મા છે એ માન્યતા ભૂલભરેલી છે એને માટે અનુભવનો આધાર નથી

"જન્મ, મરણ અને જીવનમાર્ગની બાબતમા જેને આપણે પ્રત્યગાત્મા કહીએ તેથી વધારે સ્વતત્ર, પ્રકૃતિના નિયમોથી પર, પહેલેથી પોતાના જીવનનો નકશો આલેખી રાખનાર કે જાણનાર, જીવાત્મા વિશે પોતાના જીવનમાર્ગ બાબતમા જેટલો સકલ્પ માની શકાય એથી વધારે ચોક્કસ સકલ્પ કરીને અવતરનાર કોઈ પુરુષ ભૂતકાળમા થઈ ગયો છે, વર્તમાનમા છે કે ભવિષ્યમા થશે — એ માન્યતા ભૂલભરેલી છે

"એવી રીતે અવતાર મનાયેલી કોઈ વ્યક્તિના જીવનનાં કર્મોની શુદ્ધાશુદ્ધતા કે યોગ્યાયોગ્યતાની સારાસારવિવેકથી ઠરેલા નીતિના અને માણસાઈના નિયમોથી પરીક્ષા કરી શકાય નહીં, એ કર્મો તો સર્વ દિવ્ય જ સમજવાં જોઈએ — એ માન્યતા પણ ભૂલભરેલી છે.

"રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીર, ઈશુ, મહમ્મદ કે બીજી કોઈ પણ વ્યક્તિ જીવાત્માથી કોઈ જુદા પ્રકારના સત્ત્વ કે તત્ત્વમાંથી ઊપજેલી હતી, એમ માનવું એ ભૂલ છે.

"તેમણે જે કાંઈ કર્યું તે પહેલેથી જ ધારી રાખેલું હતું એમ માનવું ભૂલભરેલું છે. રામે સીતા પાછળ કરેલો શોક કેવળ નાટક જ હતું, કૃષ્ણે જે અપકર્મ કર્યાં હોય તો તે દિવ્ય જ હતાં, સહજાનંદ સ્વામી કે સ્વામી રામદાસે જે વ્રત, તપ, યોગાભ્યાસ વગેરે કર્યાં તે પોતાની ઈશ્વરપ્રાપ્તિ માટેની વ્યાકુળતાથી નહીં પણ શ્રેયાર્થીઓને શીખવવા માટે જ — આવી માન્યતાઓ ભૂલભરેલી છે

"રામ, કૃષ્ણ વગેરે પુરુષોમાંથી જે કોઈ ખરેખર થઈ ગયા હોય, તેમને બીજા સર્વ મનુષ્યો જેવા મનુષ્યો જ સમજવા જોઈએ એ સમર્થ હતા, ઐશ્વર્યવાન હતા, તેમની ઐશ્વર્યેચ્છા શ્રેષ્ઠ પ્રકારની, મહાન આશયોવાળી હતી, એમના કાળના તે મહાન અગ્રણીઓ હતા, એમાંના કોઈક વિદ્વાન, કોઈ સાધુપુરુષ, કોઈ શ્રેષ્ઠ ધર્મજ્ઞ અને નીતિજ્ઞ હતા શિવાજી, વૉશિંગ્ટન, ગેરીબાલ્ડી વગેરે જેમ આજના જમાનામાં પોતપોતાની જાતિના ઉદ્ધારકો મનાય છે તેમ તેઓમાંના કેટલાક પોતાના સમયના પ્રજોદ્ધારકો હતા. એમના જન્મ કર્મ વિષે આથી વધારે દિવ્યતા સમજવી એ ભૂલ છે

"આથી વધારે દિવ્ય શોભા એમના નામની આજુબાજુ રચી એમને કાલ્પનિકપદે ચડાવી એમની કૃત્રિમ પૂજા કરવાથી મનુષ્યને કે સમાજને પોતાનો અભ્યુદય સાધવામાં વિશેષ લાભ થતો જણાતો નથી, અને એનાં નુકસાનો ઘણાં છે

"હિન્દુ પ્રજાની આવી માન્યતા કરી લેવાની તૈયારી હોવાથી, આવી માન્યતા બેસાડવામા જેમનો સ્વાર્થ રહેલો હોય છે તેઓ આવા પ્રકારની ભૂરકી વારવાર નાખતા જ રહે છે અને પ્રજાનો ભોળો વર્ગ એમા ફસ્ અન્જાઈ જાય છે એનો ઉપયોગ પથ પ્રવર્તનમા અને રાજકારણમા વિશેષ કરીને થાય છે લગભગ એકેએક સપ્રદાય પ્રવર્તક પોતાની કે બીજી પેઢીમા ઈશ્વરાવતાર બને છે એટલુ જ નહી પણ તેઓ અવતારના અવતારી હતા, — રામ અને કૃષ્ણ જેમના પરિચારકો ગણાય એવા — એટલે સુધી એ માન્યતા ફેલાતી જાય છે મહારાષ્ટ્રમાં શિવાજી લગભગ ઈશ્વરપદે આરૂઢ થઈ ગયા છે અને એમની મૂર્તિપૂજા શરૂ થઈ છે લોકમાન્ય તિલક પણ એ જ માર્ગે ચડે છે એમ જણાય છે અને ગાધીજીને માટે પણ એવો સભવ છે જે આવુ કરે છે તે પ્રજાની અને, પહેલા નહી તો છેવટે પણ, પોતાની અબુદ્ધિને જ પોષે છે અને વધારે છે એમા કલ્યાણ નથી"

## મૂર્તિપૂજા

મૂર્તિપૂજા વિષે કિશોરલાલભાઈએ પોતાના વિચારો નીચે પ્રમાણે જણાવ્યા છે

"પોતાના પૂજ્ય કે સ્નેહી જનોના સ્મારક તરીકે મૂર્તિ કે પ્રતિમા રાખવાની વૃત્તિ એવી અસ્વાભાવિક કે સદોષ નથી, કે ઇસ્લામમા કર્યો છે તેવો એનો સાવ નિષેધ કરવો જોઈએ મૂળ પુરુષ પ્રત્યે જે પૂજ્યભાવ કે સ્નેહબુદ્ધિ હોય, તે અશત એની પ્રતિમા માટે પણ રહે એ સ્વાભાવિક છે પણ એ પ્રતિમા છે એ ભૂલી જઈ, એનામા ચેતન છે એવી ભાવના કરી, એને ષડૂર્મિવાળી કલ્પી, જે પૂજાવિધિ રચવામાં આવે છે, અપાર શ્રમ લેવામા આવે છે, આગ્રહ રાખવામાં આવે છે, અને તેને નિમિત્તે ઝઘડાઓ કરવામા આવે છે, એ વિવેકમર્યાદાનો અતિરેક છે

'મૂળમા, યોગાભ્યાસીને ધ્યાનના આલબન તરીકે મૂર્તિની ઉપયોગિતા લાગી હશે પછી, ચચળ ચિત્તને સર્વ મૂર્તિનુ અનુસધાન

રખાવવા, આખો દિવસ મૂર્તિને જ લગતી ક્રિયા કરવી પડે એવી જાતનો, સવારથી રાત સુધીનો મૂર્તિપૂજાનો કાર્યક્રમ રચાયો હોય એમ સભવિત છે એનાં યોગાભ્યાસીને જે વ્યવસાય અભ્યાસદૃષ્ટિએ તે વખતના ખ્યાલથી આવશ્યક લાગ્યો, તે જતે દહાડે, યોગાભ્યાસ માટે જેનો સ્વપ્ને વિચાર ન હોય, તેનાયે જીવનનો મહત્ત્વનો વ્યવસાય બની ગયો જે સાધનરૂપ સ્વીકારેલો તે સાધ્ય બની ગયો, એમ મને લાગે છે ધીમે ધીમે એનુ મહત્ત્વ એટલું વધી ગયુ કે, મૂર્તિપૂજા એ ભક્તિમાર્ગનુ આવશ્યક અગ જેવી થઈ ગઈ અથવા મૂર્તિપૂજાને 'ભક્તિમાર્ગ' એનુ ઉન્નતિનુ એક સ્વતત્ર સાધન હોય તેમ, મોટુ પદ મળી ગયુ

"યોગાભ્યાસીનેય મૂર્તિપૂજાની ખટપટ આવશ્યક નથી, અને બીજા ઓને તે એ માત્ર અધશ્રદ્ધા, વહેમ, અશુદ્ધિ, કૃત્રિમ ક્રિયાકાડ અને ઈશ્વરના કે ધર્મના નામ તળે ઠગવા વધારનારી થઈ પડી છે

"મૂર્તિપૂજા એ મનુષ્યસ્વભાવની સાથે જ જોડાયેલી વસ્તુ છે અને રૂપાન્તર કરી પાછી આવીને ઊભી રહેશે, એમ કેટલાક કહે છે પણ એમ તો અસ્પૃશ્યતાની બાબતમા પણ કહેવામા આવે છે પ્રશ્ન એ નથી કે એ રૂપાન્તર કરીને આવશે કે નહી પ્રશ્ન એટલો જ છે કે આજે જે રૂપમા આપણી સમક્ષ એ ખડી છે તે અનિષ્ટ છે કે નહી? વળી પાછી નવા વેષમા જ્યારે એ આવશે અને અનિષ્ટતા દાખવશે, ત્યારે તે કાળના લોકો ઉપર તે વેષ ઝૂટવી લેવાની ફરજ આવશે, આજે આજનો વિકૃત વેષ આપણે દૂર કરીએ તો બસ છે'

## અંતિમ કથન

પોતાના 'જીવનશોધન' પુસ્તકમા કિશોરલાલભાઈએ અધ્યાત્મ અને ધર્મના લગભગ દરેક વિષય ઉપર પોતાના વિચારો જણાવ્યા છે તેમાથી ઘણુ મહત્ત્વના વિષય ઉપર જે વિવિધ પ્રચલિત માન્યતાઓમા કિશોરલાલભાઈને ગોટાળો લાગ્યો છે તે વિષે જ તેમના વિચારો ઉપર જણાવ્યા છે કિશોરલાલભાઈએ સાખ્ય, વેદાન્ત અને યોગ વિષેના

વિચારેનુ પણ શોધન કરેલુ છે પરંતુ સામાન્ય વાચકને એમા રસ ન પડે એમ માનીને, હું એ વિષયમા ઊતર્યો નથી

'જીવનશોધન' પુસ્તકને અંતે 'અંતિમ કથન' નામનુ પ્રકરણ તેમણે લખેલું છે તે આખુ જ ઉતારીને આ વિભાગ પૂરો કરીશુ

'આ બધા લેખો નિદાણુદ્ધિથી નથી લખાયા પણ સત્યદર્શનમા ભ્રામક કલ્પનાઓ અને આદર્શો, અથવા સાચા આદર્શોની ખોટી કલ્પનાઓ કેટને અંશે નડે છે, તેને લીધે કેટલો પરિશ્રમ નકામી દિશામા વેડફાઈ જાય છે તેના અનુભવ અને અવલોકન પરથી લખાયા છે

"આ પુસ્તકના નિષ્કર્ષરૂપે મારે જે કહેવાનુ છે તે સૂત્રરૂપે લખી નાખુ તો તે વાચકને અનુકૂળ થશે એ સૂત્રો આ પુસ્તકનું લઘુદર્શન (summary) સમજવાનુ નથી એટલુ માત્ર ધ્યાનમા રાખવુ

૧ વેદધર્મ એ નામ જો સાર્થક હોય તો, એ જ્ઞાનનો — અનુભવનો ધર્મ છે જે કાંઈ અંતિમ પ્રાપ્તવ્ય હોય તે આ જીવનમાં જ સિદ્ધ થઈ શકે એવુ છે, એવો એનો દાવો છે શાસ્ત્રો કેવળ એમની પ્રાચીનતા માટે કે પ્રસિદ્ધ ઋષિએ કહેલા હોવાને લીધે માન્ય નથી થઈ શકતા, પણ જેટલે અંશે તેઓમા જીવનના મૂળ પ્રશ્નો વિષે અનુભવના અને અનુભવ મેળવવા માર્ગદર્શક થઈ શકે એવા વચનો છે, તેટલે અંશે તે વિચારવા જેવા છે, પછી એ પ્રાચીન હોય કે અર્વાચીન હોય, પ્રતિષ્ઠાને પામ્યા હોય કે ન પામ્યા હોય, સંસ્કૃત હોય, પ્રાકૃત હોય કે જગતની કોઈ બીજી ભાષામા હોય અનુભવની વાણી જીવતા માણસની હોય કે મૂએલાની હોય, એ વિચારવા યોગ્ય છે

"૨ અનુભવ યથાર્થ અને અયથાર્થ બન્ને જાતનો હોઈ શકે છે; વળી અનુભવ અને અનુભવનો ખુલાસો (ઉપપત્તિ) એમા ફરક છે આથી અનુભવના વચનો કે ઉપપત્તિ પણ માત્ર વિચારવા યોગ્ય જ ગણાય, એ અનુભવ અને તેની ઉપપત્તિ આપણા અનુભવ અને વિચારમા જેટલે અંશે ઊતરે તેટલે અંશે તે માન્ય થાય.

"૩. પ્રાચીન કાળથી તે આજ સુધી જેટલે અંશે ઊંડા વિચારકોના અનુભવ અને તેની ઉપપત્તિમાં એકસરખાપણું છે, તેટલે અંશે જ શાસ્ત્રોમાં પ્રમાણભૂતતા આવે છે.

"૪. એ શાસ્ત્રપ્રમાણ તથા અનુભવપ્રમાણને અનુસરીને, સર્વત્ર સમપણે વ્યાપીને રહેલું આત્મતત્ત્વ છે એ સ્વીકારવા યોગ્ય સિદ્ધાંત છે. એની શોધ એ જ્ઞાનરૂપી પુરુષાર્થનું અંતિમ ધ્યેય છે. એ ધ્યેય જીવન દરમ્યાન સિદ્ધ કરવાનું છે — જીવન બાદ નહીં.*

"૫ એને માટે કૃત્રિમ પૂજા, વેશ, કર્મકાંડ વગેરેની આવશ્યકતા નથી મનુષ્ય પોતાનાં દેશ, કાળ, વય, જાતિ, શક્તિ, સંસ્કાર, શિક્ષણ વગેરેને લક્ષમાં રાખી, નિરંતર સાવધાન રહી, યોગ્યાયોગ્યતા તથા ધર્માધર્મનો વિવેકબુદ્ધિથી વિચાર કરી, સમાજના અને પોતાના જીવનનાં ધારણ, પોષણ અને સત્ત્વસંશુદ્ધિ માટે જે આવશ્યક કર્મો હોય તે કરે, અને ચિત્તશોધનનો અભ્યાસ કરે, તો તે જીવનનું ધ્યેય પામી શકે અને ગુણોનો જે સ્વાભાવિક વિકાસ અને પરાકાષ્ઠાનો ક્રમ હોય તેને ગતિ આપી શકે

"૬ આચારમાં, વાણીમા કે વેશમા સારાસારવિવેકથી સામાન્ય પુરુષાર્થી સદાચારી માણસને જે અયોગ્ય લાગે તે કરવાની 'મુક્ત' કે 'સિદ્ધ' કહેવાતા માણસને છૂટ છે — એ વચનમા અજ્ઞાન, ગાંડપણ અથવા પાખંડ રહેલું છે

"૭ એક બાજુએ અનુભવ અને બીજી બાજુએ તર્ક, અનુમાન કે કલ્પના એ બે વચ્ચે બહુ ભેદ છે. અનુમાનને સિદ્ધાંત સમજવાની કે કલ્પનાને સત્ય સમજવાની ભૂલ થવી એ સત્યશોધનમા મોટી ખાડીઓ છે જેનો પોતાને અનુભવ નથી તે વિષે આશંક કે તટસ્થ રહેવાની સત્યશોધકની ફરજ છે

* પોતે જન્મમરણથી છૂટવું એ જીવનનું યોગ્ય ધ્યેય નથી જન્મમરણનો ભય છોડીને આપણી માનવતા વધારવી એ માટે પુરુષાર્થ હોવો જોઈએ

"૮. એ જ પ્રમાણે વાદ અને સિદ્ધાન્ત વચ્ચે ભેદ છે. દેખીતાં પરિણામો અથવા અનુભવોનાં અગોચર કારણો વિષે અથવા પ્રત્યક્ષ કર્મોનાં અગોચર ફળો વિષે સયુક્તિક જણાતી કલ્પના તે વાદ છે. સિદ્ધાંત એ અનુભવથી કે પ્રયોગથી શોધાયેલો અચળ નિયમ છે. વાદને સિદ્ધાંત માનવાની ભૂલ ન કરવી જોઈએ. એ ગમે તેટલો સયુક્તિક અને સંતોષકારક લાગે તોપણ બીજો માણસ એ જ વિષય સમજાવવા બીજો વાદ રજૂ કરે તો તે માટે એક રીતે તકરાર કરવાની જરૂર ન હોય, પરંતુ એ વાદને સ્વીકારનારાના મન ઉપર એથી જે સંસ્કારો દૃઢ થાય, તે સંસ્કારોના ગુણદોષની દૃષ્ટિએ એ વાદની સમાલોચના અને શુદ્ધિ આવશ્યક થાય. આથી વિશેષ, વાદનાં મંડનખંડન માટે કે તેને પકડી રાખવા માટે આગ્રહ ન રાખવો જોઈએ.

"૯. સત્યશોધકમાં તટસ્થતા, નિરાગ્રહ, અથવા જેને નિષ્કામતા કે નિસ્પૃહતા કહી શકાય તે ગુણો તથા પૂર્વગ્રહોનો ત્યાગ જોઈએ જ. અમુક માન્યતા કે વિચાર છોડું જ નહીં એવો આગ્રહ સત્યશોધનમાં બાધક છે. માન્યતા કે કલ્પનામાં ભવ્યતા કે મોહકતા છે માટે પકડી રાખવાનો આગ્રહ એ સત્યશોધનમાં બાધક છે. શાસ્ત્રોમાંથી એકવાક્યતા ઉપજાવતાં આવડવી જોઈએ એ આગ્રહ સત્યશોધનમાં બાધક છે. શોધનનો વિષય શાસ્ત્રો નથી, પણ આત્મા કે ચિત્ત છે; અને તે શાસ્ત્રમાં નથી પણ પોતામાં છે. વણાટના પાઠ્યપુસ્તકનો વણાટ શીખવામાં જેટલો ઉપયોગ હોય તેટલો શાસ્ત્રનો થઈ શકે; પરંતુ જેમ વણાટ શીખવાનું વધારે યોગ્ય સાધન વણાટનું પાઠ્યપુસ્તક નહીં પણ કારખાનું તથા અનુભવી વણકરો છે, તેમ આત્મશોધનનું વધારે યોગ્ય સાધન શાસ્ત્રાધ્યયન નથી પણ ચિત્ત અને સદ્ગુરુ તથા સત્પુરુષનો ભક્તિપૂર્વક સમાગમ છે.

"૧૦. ભાષામાં અચોક્કસતા વિચારમાં અચોક્કસતા નિર્માણ કરે છે; માટે તે વિષે તત્ત્વચિંતકે કાળજી રાખવી જોઈએ.

"૧૧ વ્યાકુળતા, જિજ્ઞાસા, શોધનબુદ્ધિ, સત્ત્વસશુદ્ધિ વિચારમય અને પુરુષાર્થી જીવન, પૂજ્યજનો અને ગુરુજનો પ્રત્યે ભક્તિ, આદર, જગત પ્રત્યે નિષ્કામ પ્રેમ, ધૈર્ય, ખત, કૃતજ્ઞતા, ધર્મશીલતા, આત્મા કે પરમાત્મા સિવાય બીજા આલમ્બન માટે નિસ્પૃહતા — આવા ગુણો સત્યશોધકમા જોઈએ જ "

## ૨

## કેળવણી

આપણા ગુજરાતી 'કેળવણી' શબ્દમા જેટલો અર્થ સમાયેલો છે તેટલો અર્થ એ માટે વપરાતા બીજી કોઈ ભાષાના શબ્દોમા કદાચ નહી હોય હિન્દુસ્તાની 'તાલીમ' શબ્દ કેળવણી શબ્દથી સૂચવાતો પૂરો અર્થ કદાચ દર્શાવી શકે તેને માટે કોઈ સસ્કૃત શબ્દ વાપરવો હોય તો કિશોરલાલભાઈ કહે છે કે, "સસ્ક્રિયા અથવા સસ્કરણ શબ્દ વાપરવો પડે સસ્ક્રિયા એટલે શરીર, મન વાણી, ટેવ, લાગણી, બુદ્ધિ વગેરેમા જે કાઈ અવ્યવસ્થા હોય તેને વ્યવસ્થિત કરવાની ક્રિયા' પછી કેળવણી માટે વપરાતા જુદા જુદા શબ્દોનો વિચાર કરી તે દરેક શબ્દ કેવી રીતે અધૂરા અર્થવાળો માલૂમ પડે છે તેનુ તેઓ વિવેચન કરે છે

### કેળવણી અને શિક્ષણ

કેળવણીના અર્થમા આપણે શિક્ષણ શબ્દ વારવાર વાપરીએ છીએ શિક્ષણ એટલે શીખવવુ અને સામાન્ય રીતે નવુ શીખવવુ એમ સમજાય છે ન જાણેલી વસ્તુઓ વિષે માહિતી આપવી એટલે શિક્ષણ આપવુ કિશોરલાલભાઈ કહે છે કે

પણ 'કેળવણી' 'શિક્ષણ'થી અટકતી નથી કારણ કે શિક્ષણ ઘણુ કરીને પરોક્ષ રહે છે જે દેશ વિષે આપણે માહિતી મેળવીએ છીએ તે માહિતી સાચી છે કે ખોટી તેની તે દેશને જોઈને આપણે ખાતરી કરેલી હોતી નથી જે ભાષાના અર્થ કરી જાણીએ છીએ તે

ભાષાના લોકો સાથે પરિચયમા આવેના નથી હોતા જે દેશના ઇતિહાસની વાતો વાચીએ છીએ તે વાતોના મૂળ આધાર તપાસ્યા નથી હોતા આ રીતે શિક્ષણથી જે આપણે મેળવીએ છીએ તે પરોક્ષ રહે છે એ પરોક્ષ જ્ઞાનને જ્યારે આપણે આપણી પોતાની તપાસથી ખરુ કરીએ છીએ ત્યારે એ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે જ્યા સુધી જ્ઞાન પરોક્ષ છે, કેવળ શીખેલુ છે, ત્યા સુધી એ જ્ઞાન વિષે આપણે કેવળ શ્રદ્ધા જ રાખવાની રહે છે એ શ્રદ્ધા ભૂલભરેલી પણ હોય જે માહિતી વિષે કેવળ શ્રદ્ધા હોય તે ખરુ જોતા 'જ્ઞાન' એટલે જાણેલી કે અનુભવેલી વસ્તુ નથી, એ તો માન્યતા જ છે જ્ઞાન મેળવવા માટે માહિતીને પ્રત્યક્ષ કરવાની જિજ્ઞાસા અને ટેવ જોઈએ પ્રત્યક્ષ કરવાની જિજ્ઞાસા અથવા ટેવ એ સસ્કારનો વિષય છે એ સસ્કાર આપવો એ કેળવણીનુ એક અગ છે

' શિક્ષક કે માબાપ કે મિત્ર વિદ્યાર્થીને અનેક વસ્તુનુ પરોક્ષ જ્ઞાન કે શિક્ષણ આપી શકે પણ અનેક વસ્તુનુ પ્રત્યક્ષ જ્ઞાન ન આપી શકે એ તો મોટે ભાગે વિદ્યાર્થીએ ગમે ત્યારે પણ પોતે જ મેળવવાનુ રહ્યુ પણ જો કેળવણી આપનારો કોઈ પણ જ્ઞાનને—માહિતીને પ્રત્યક્ષ કરવાની વિદ્યાર્થીમા જિજ્ઞાસા ઉત્પન્ન કરી શકે, અને એ વિષે પ્રયત્ન કરવાની ટેવ નિર્માણ કરી શકે, તો એણે વિદ્યાર્થીને જ્ઞાન મેળવવાની એક કૂચી આપી કહેવાય કેળવણીનો અર્થ માહિતી આપીને અટકવાનો નથી પણ જ્ઞાનની જુદી જુદી કૂચીઓ આપવી એ પણ થાય છે એ રીતે શિક્ષણ કરતા કેળવણીમા વિશેષ અર્થ રહેલો છે

પણ કેટલીક વસ્તુઓની પરોક્ષ માહિતીયે ન હોય તો માણસને જીવનવ્યવહારમા સહન કરવુ પડે છે એટલે શિક્ષણ એ નિરર્થક છે એમ માનવાનુ નથી પણ પોતે જે પરિસ્થિતિમા જીવન ગાળતો હોય તેનો વિચાર કરીને, યોગ્ય પ્રમાણમા પણ પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાની ટેવ ન પાડે તો એની સર્વ માહિતી મિથ્યા પાડિત્ય થાય છે એ એને કે સમાજને ઉપયોગી થતી નથી

## કેળવણી અને વિનય

અંગ્રેજી 'એજ્યુકેશન' શબ્દ અને સંસ્કૃતમાં વપરાતો 'વિનય' શબ્દ પણ કેળવણીનો પૂરો અર્થ સૂચવતો નથી 'એજ્યુકેશન' શબ્દનો અર્થ બહાર (એટલે અજ્ઞાનની બહાર) દોરવું' એવો થાય વિનયનો અર્થ 'આગળ (એટલે થોડા જ્ઞાનમાંથી વધારે જ્ઞાનમાં) દોરવું' એવો થાય છે આપણે સામાન્ય ભાષામાં વિનયનો અર્થ સારી રીતભાત એમ સમજીએ છીએ અને વિદ્યાર્થીમાં વિનય આવે એવી આશા રાખીએ છીએ જેનામાં સુધડ રીતભાત નથી સારી તે શિક્ષિત હોય તોપણ તેને આપણે કેળવાયેલો કહેતા નથી પણ જે શિક્ષિત ન હોય છતાં સારી રીતભાત જાણતો હોય તે એક અંશમાં કેળવાયેલો મનાય છે એટલે શિક્ષણ કરતાં વિનયનું મહત્ત્વ વધારે છે અને કેળવણીમાં એ બન્નેની આશા રખાય છે

પણ કેળવણી કેવળ વિનય અથવા બહારની રીતભાત અને વાણીમાં પૂરી થતી નથી પણ રીતભાત અને વાણી વિષે બુદ્ધિથી વિચાર કરી માણસનું હૃદય મન વાણી અને કર્મને એ પ્રમાણે વ્યવસ્થિત કરવાની અપેક્ષા રાખે છે વિવેકબુદ્ધિ વ્યવસ્થિત થયા વિના કેળવણી પૂરી થઈ શકતી નથી

## કેળવણી અને વિદ્યા

વિદ્યા કરતાં પણ કેળવણીમાં વિશેષ અર્થ રહેલો છે વિદ્યા કરતાં કેળવણી ચડે છે માણસ અનેક વિદ્યાઓ જાણતો હોય છતાં તેનામાં નીતિ ન હોય એવું બને એટલે સર્વગુણ વિદ્યાસંપન્ન માણસો હંમેશાં કેળવાયેલા હોય છે એમ બનતું નથી કેળવણીને નીતિના વિચારથી અલગ પાડી જ ન શકાય વિદ્યાની સાથે માણસમાં નીતિના વિચારનો વિકાસ હોય ત્યારે જ અને તેટલે જ અંશે એ વિદ્યાને કેળવણીમાં સ્થાન મળી શકે

'વિદ્યા અને કેળવણી વચ્ચેના ભેદ બીજી રીતે પણ સમજાવી શકાય એમ કહી શકાય કે વિદ્યાને એક આંખ છે અને કેળવણીને બે

અથવા બડ આખો ઠ વિદ્યારસિક માણસ જેની પાછળ મડે તેને જ જુએ ચિત્રની પાછળ મડ્યો તો ચિત્રવિદ્યામા પ્રવીણતા મેળવવી એટલુ જ જુએ ચિત્રને અગે સત્ય નીતિ, જનહિત ઉપયોગિતા વગેરે ના છે તેનો વિચાર ન કરે કળાવાળો માણસ ચિત્રવિદ્યાની પ્રવીણતાને સીમા પણ સત્ય નીતિ જનહિત કે ઉપયોગિતાને વિશે મેપરવા ન ની રો

## વિજ્ઞાન અને કેળવણી

જેમ વિદ્યા અને કેળવણી વચ્ચે ભેદ રહેલો છે તેમ વિજ્ઞાન અને કેળવણી વચ્ચે પણ ભેદ રહેલો છે વિજ્ઞાન એ પ્રત્યક્ષ જ્ઞાન છે એટલે ગિ તણથી એમા વિશેષ કેળવણી રહી છે છતા વિજ્ઞાનથીયે (પદાર્થોના અનુભવયુક્ત વિશેષ જ્ઞાનથીયે) કેળવણીની પૂર્ણતા થતી નથી આનુ કારણ એ છે કે વિજ્ઞાન આત્મોન્નતિ અને જનહિતનો હમેશાં ધ્યાન રાખતુ નથી કેળવણી એ ધ્યાનને છોડી શકતી નથી વિજ્ઞાન અને કેળવણી વચ્ચેનો મુખ્ય ભેદ આ જ છે ગમે તે પદાર્થને શોધનો વિષય બનાવે તે વિજ્ઞાનશાસ્ત્રી ખરો એની એ કદાચ મૂળ કારણ સુધીયે પહોંચી જાય એની શોધનો જગતને કાઈક ઉપયોગ પણ થાય પણ એનુ વિજ્ઞાન એ માણસને પોતાને શાતિ આપનારુ અને સમાજને હિત કરી હોય એવુ ન પણ બને એ રીતે જોતા કેળવણી વિજ્ઞાનની વિરોધી નથી પણ વિજ્ઞાન કરતા વિશેષ છે

વિજ્ઞાનની જે વ્યાખ્યા વિના કેળવણી અધૂરી ગણાય તે ચિત્તની લાગણીઓના વિકાસની અને એ દૃષ્ટિએ ચિત્તના મળના શોધનની છે ભાવનાઓની શુદ્ધિ વિકાસ અને ચિત્તનુ શોધન — એ વિજ્ઞાન કેળવણીનુ ખાસ અગ છે એ વિજ્ઞાન બીજુ વિ ાન પ્રકૃતિના નિયમોના જ્ઞાનનો અને અનુભવોનો ભ ાર વધારે પણ એ આપણને શાન્તિ આપે કે તેથી આપણુ જીવન સુખી થાય એવી ખાતરી નથી ઘ ી વાર તો વિજ્ઞાનમા ત્રાપરૂપ થવાની પણ શક્તિ રહેલી છે

"પણ જોકે વિજ્ઞાનથી કેળવણી પૂરી થતી નથી છતાં વિજ્ઞાનના સંસ્કારો વિના કેળવણીને ચાલે પણ નહી એ હુ ભાર મૂકીને કહેવા ઇચ્છુ છુ એ સંસ્કારો એટલે અવલોકન અને તુલના કરવાની ટેવો."

## કેળવણી અને અભ્યાસ

પછી કેળવણીમા અભ્યાસનુ મહત્ત્વ કેટલુ છે તે તેઓ સમજાવે છે

"અભ્યાસ એટલે કોઇના એક કામને વારવાર કરવું તે અભ્યાસનુ મહત્ત્વ આપણા દેશમા બહુ લાંબા કાળથી સમજાયેલુ છે પણ અભ્યાસ સાથે બીજાં જે અંગો જોડાયેલા છે તે પર ધ્યાન ગયેલુ નથી શારીરિક, માનસિક કોઈ પણ શક્તિ મેળવવા માટે એટલે એ શક્તિ પર પૂરેપૂરો કાબૂ મેળવવા માટે અભ્યાસ વિના ચાલે નહીં અભ્યાસ વિના સસ્કાર દૃઢ થતા નથી. એટલે આપણે ગમે તે રીતે અભ્યાસ કરાવવા મથીએ છીએ દરેક ક્રિયા ત્રણ રીતે કરી શકાય છે ભયથી, લાલચથી કે નિયા પ્રત્યેના પ્રેમથી ભય ને લાલચથી પણ સસ્કાર પાડી શકાય છે ઘણુખરુ એ બેમાંથી જ એકની કે બન્નેની મારફતે અભ્યાસ કરાવવામા આવે છે આ રીતે અભ્યાસ કરાવવો એ અભ્યાસ કરાવનારને સહેલુ પડે છે એમા અભ્યાસ કરનારની વિવેકબુદ્ધિને ખીલવવી નથી પડતી સરકસના માલિકો જાનવરોને ભયથી જ કેળવે છે શાળાઓમા શિક્ષકો પણ મોટે ભાગે એ જ રીતે અભ્યાસ કરે છે ઘણા સંપ્રદાય પ્રવર્તકોએ પણ પ્રજામા વારવાર ભય કે આશા બતાવી સારી ટેવો નિર્માણ કરી હોય છે એ ટેવો કોઈ વાર દૃઢ થઈ જાય છે ખરી, પણ મૂળપણે એનુ રહસ્ય સમજાતુ નથી. જે ભય અને આશા બતાવ્યા હોય તેની ખાસ્તી કે શ્રદ્ધા ઊઠી જાય તો ગમે તેટલા સૈકાની ટેવો પણ થોડા કાળમા નાશ પામી શકે છે થોડાક વર્ષના અંગ્રેજી શિક્ષણના સસ્કારોએ આપણી પ્રજામા પડેલા સંયમના સસ્કારોને ઉડાડી મૂકયા તેનુ કારણ તપાસીશુ તો માલૂમ પડશે કે સંયમના સંસ્કારો યમદડ કે સ્વર્ગસુખની સાથે જોડીને પાડવામા આવેલા હતા કાંઈ પણ કારણથી એ ભય તથા આશામાથી શ્રદ્ધા ઊઠી જતા અને સ્વભાવે સંપૂર્ણ

જણાતા આધિભૌતિકવાદ પર શ્રદ્ધા બેસતા, તે સયમ ચા ગ્યો ગયો એવુ જ પરિણામ શુષ્ક વેદાત પણ ઘણાના જીવન પર કરે છે જૈન ધર્મ તપ અને સયમ પર અથાગ ભાર મૂકે છે છતા કેટલાક જૈન સાધુએ અને ગૃહસ્થોમા ચારિત્રભ્રષ્ટતા ક્રમક્રમાવે એટલી વધેલી સાભળેલી છે તેનુ કારણ એ જ હોઈ શકે કે તપ અને સયમની પોતાની કિમત સમજીને જ એ ઉપર પ્રેમ નહી હોય પણ એ દ્વારા કાઈ ભયનિવારણ કરવાની કે સુખ પ્રાપ્ત કરવાની આશા રહી હશે અને એ ભય તથા સુખ કલ્પનામય છે એમ લાગતા, પાનખર ઋતુના પાદડાની માફક તપ અને સયમ ખરી પડયા હશે

એટલે અભ્યાસની સાથે અભ્યાસની ક્રિયા પર પ્રેમ હોય તો જ એ અભ્યાસ માણસને લાભકારક થઈ શકે આ વધારે કઠણ છે એમા અભ્યાસીની વિચારશક્તિ જાગ્રત થવી જોઈએ એમા પ્રેમ થઈ શકે એટલા માટે તેનામા એને ઉપયોગી ગુણોનો વિકાસ થયેલો હોવો જોઈએ આ રીતનો અભ્યાસ અતિશય ધીમો જ થઈ શકે

"પણ અભ્યાસની જરૂરિયાત પર જ આજ કેટલાકને અશ્રદ્ધા થતી જણાય છે તેઓ અભ્યાસની અવેજીમાં સાહચર્ય (સોબત)ના નિયમ પર ભાર મૂકે છે આવી અશ્રદ્ધા થવાનુ કારણ અભ્યાસના નિયમ વિષે આપણી શાળાઓએ પોષેલો ભૂલભરેલો ખ્યાલ છે શાળાઓમા અભ્યાસનો જાણીતો ઉપયોગ આક તથા કવિતા ગોખાવવામા થાય છે શિક્ષકોનો ખ્યાલ એવો છે કે ગોખવાથી આક અને કવિતા યાદ રહી જાય છે એટલે સ્મરણ રાખવા માટે ગોખવાની (અભ્યાસની) જરૂર છે

'સાહચર્યનો નિયમ જાણવાવાળા કહે છે કે આ વહેમ છે આપણી સ્મરણશક્તિ તો મૂળથી જ એવી પૂર્ણ છે કે એક વાર બરાબર રીતે જાણવાથી કોઈ પણ વાર ન ભુલાય એવી રીતે બધુ યાદ રાખી શકાય પણ જે યાદ રાખવુ હોય તે બરાબર સ્મૃતિમા ભરતા આવડવુ જોઈએ

"આથી એવો નિયમ રજૂ કરવામાં આવે છે કે કોઈ વસ્તુને યાદ રાખવા માટે ફક્ત એ વસ્તુને જ યાદ રાખવા પ્રયત્ન કરવો એ કઢંગી પદ્ધતિ છે સહેલી વાત એ છે કે દરેક ક્રિયા કરતી વખતે આજુબાજુની બધી બાબતો ઉપર નજર પહોંચાડી જવી સોય મૂકવા જવુ તો સોય સાથે બીજી શી ચીજો પડી છે એ જરા ધ્યાનમાં લેવી એ કામ ક્યાં મૂકેલો છે, એની સાથે બીજુ શુ શુ છે, એ જરા નજરમાં લઈ લેવુ એમ કરવાથી સોય ક્યાં મૂકી છે એનો વિચાર કરવા જતાં જ આજુબાજુની વિગતો સ્મરણમાં જાગ્રત થઈ જશે અને સોયનું સ્થાન યાદ આવી જશે

"સ્મૃતિમાં કોઈ વસ્તુની છાપ પાડવા માટે એક સરકાર બસ છે એ છાપનો આપણને વારંવાર ઉપયોગ કરવો પડતો હશે તો વિના પ્રયાસે અભ્યાસ થશે એ છાપને જાગ્રત કરવાને માટે વખત ન જાય એવી રીતની ટેવ પાડવાને માટે એનો અભ્યાસ કરવો પડે વળી સસ્કાર લેવાનો પણ એવો અભ્યાસ કરવો જોઈએ કે જેથી એક જ સસ્કારથી જાગ્રત કરી શકાય એવી એના બાબતી અભ્યોની સાથે છાપ પડે

"સાહચર્યનો નિયમ સૂચવે છે કે નવુ જલદી શીખવુ હોય તો અત્યંત સાવધાનવૃત્તિ જોઈએ બહુ ધ્યાન એની પાછળ લાગેલુ જોઈએ અભ્યાસનો નિયમ સૂચવે છે કે શીખેલી ચીજને દૃઢ અને જોઈએ ત્યારે ઉપયોગમાં લઈ શકાય તે માટે તેની વારંવાર ફેરવણી (આવૃત્તિ) થવી જોઈએ

'સદ્ગુણો, દુર્ગુણો, સારાં કામ કરવાની ટેવ, ખરાબ કામ કરવાની ટેવ એ બધુ અભ્યાસથી થાય છે કેવળ વિવેકથી સારા કામો વિષે આદર બુદ્ધિ થાય, એનો મહિમા સમજાય, સારાનરસા વચ્ચેનો ભેદ પરખાય પણ જે સારુ જાણ્યુ હોય તેનો અમલ કરવા અને નરસુ લાગતુ હોય તેમાંથી અટકવા અભ્યાસ જોઈએ એ અભ્યાસ બળાત્કાર કે લાલચથી થાય તો તેથી ઉન્નતિ જ થશે એમ માનવાનુ નથી એટલે એ અભ્યાસ,

ક્રિયાના જ વિચારથી અને તેની પ્રત્યેના પ્રેમથી જ થવો જોઈએ અભ્યાસ વિના કેળવણી પૂરી થાય જ નહી એનો અર્થ એ છે કે અભ્યાસ વિના વિચારેલી વસ્તુ પચે નહી, જીવન સાથે ઓતપ્રોત થાય નહી "

## કેળવણી અને વિવેકબુદ્ધિ

પછી કેળવણી અને વિવેકબુદ્ધિનો કિશોરલાલભાઈ વિચાર કરે છે તેઓ કહે છે કે,

'વિવેકબુદ્ધિને હુ ઇષ્ટદેવના જેવી પૂજ્ય સમજુ છુ કર્મ, ભક્તિ, ધ્યાન, જ્ઞાન, અભ્યાસ, તપ ઇત્યાદિ વિવિધ સાધનાઓ વડે જો કોઈ વ્યાવહારિક જીવનમા પ્રાપ્ત કરવા જેવી વસ્તુ મને લાગતી હોય તો તે વિવેકબુદ્ધિનો વિકાસ છે કોઈ દેવાદિકના દર્શનની કે સિદ્ધિસિદ્ધિઓની મને તૃષ્ણા નથી પણ ભક્તિ વગેરેથી જો દેવો સતુષ્ટ થાય તો તેઓ મારી વિવેકબુદ્ધિને શુદ્ધ અને નિર્મળ કરે એ જ , ઇચ્છુ છુ

"એ વિવેક એટલે શુ?

'વિવેક એટલે સારી રીતભાત એ પ્રચલિત અને રૂઢ અર્થ અહી સમજવાનો નથી, એ તો ભાગ્યે જ કહેવુ જોઈએ

'વિવેકનો શબ્દાર્થ વિશેષ અથવા સૂક્ષ્મ વિચાર થાય આપણે જે કાઈ કરીએ છીએ, શાખીએ છીએ, માનીએ છીએ ને શુ કામ કરીએ છીએ, શીખીએ છીએ કે માનીએ છીએ તેનો આપણે વિચાર કર્યો હોય છે જ એમ હમેશ નથી બનતુ

"વગર વિચાર્યા કર્મ, માન્યતા કે શિક્ષણ ખરાબ છે કે અનર્થકારી જ હોય એમ નથી પણ સત્કર્મ, સદ્વિચાર અને સશ્રદ્ધા પણ જો વિચારપૂર્વક ન હોય તો તેમા બે ખામીઓ રહે છે એક એ કે, વિચારપૂર્વક કરેલાં કર્મ વગેરેમા જે ગુણો પ્રગટાવવાની અને દૃઢ કરવાની શક્તિ રહેલી છે તે વિચારહીન કર્મમા નથી બીજુ, ગમે તેવી જૂની ટેવ હોય તોયે તેને સહેજેય આઘાત પહોચાડી શકે છે ઉદાહરણાર્થ હુ માંકડમકોડાને પણ ન મારુ એ જરૂર સુકર્મ છે પણ એ સુકર્મ કરવાની ટેવ જો મને કેવળ વશપરપરાના સસ્કારોથી, કે વડીલોના

ધાર્યો કે નરકમાં થનારી શિક્ષાના ભયથી, કે સ્વર્ગમાં મળનારા સુખની લાલચથી પડી હોય, પણ એ વિષયને મેં મારી મેળે જ કોઈ સ્વતંત્ર દૃષ્ટિબિંદુથી વિચારી ન લીધો હોય તો એ કર્મથી જે ગુણની વૃદ્ધિ થવી જોઈએ તે ન થાય

"ટૂંકામાં જ્યાં સુધી મારા કર્મની પાછળ જે ગુણ કે ઇચ્છાનું બીજ રહ્યું હોય તે વિષે મારા પોતાના હૃદયમાં વિવેકવિચાર ન જાગે, ત્યાં સુધી મારામાં એ શક્તિ નહીં આવે કે એ ગુણોનો સર્વ કામોમાં વિસ્તાર કરવો, અથવા શું કરવું અને શું ન કરવું એ બાબત એ ગુણમાં રહીને વિચાર કરવો, એમ કરતાં આવી પડતાં કષ્ટો ધીરજથી સહન કરવાં, અંગદોષ ન લાગવા દેવો અને દોષયુક્ત ગણ ઇચ્છા કે ટેવ ગાળવા

"વિવેકના ઉત્કર્ષને હું જ્ઞાનનું અને તેથી કેળવણીનું અંતિમ ધ્યેય માનું છું, અને અવલોકન (શોધનની જિજ્ઞાસા અને ઝીણવટ), પ્રજ્ઞા (અનુભવોને તોળવાની શક્તિ)ની તીવ્રતા યોગ્ય ભાવોના પોષણને પરિણામે ભાવનાવિકાસ અને સંપૂર્ણ જાગૃતિનો અભ્યાસ, એવા કેળવણીના વિભાગો પાડું છું

"આમાં થોડો ઉમેરો કરવાની જરૂર છે કેવળ વિવેકબુદ્ધિ — બારાસારની બરાબર સમજણ અને નિર્ણય કરવાની શક્તિ — એ ગુણ વિના નિષ્ફળ જાય એમ બને, તે ગુણ તે દૃઢતા અથવા વૃત્તિનો છે જેને વિવેકથી બરાબર ઠરાવ્યું હોય તેને ખંતથી ચોંટી રહેવાની બુદ્ધિ માણસમાં હોવી જોઈએ એ દૃઢતા અથવા ધૃતિ તે જ મનોબળ આત્મબળ ઇત્યાદિ શબ્દોથી ઓળખાય છે કેળવણીથી જેમ માણસના સ્નાયુઓ મજબૂત બની શકે તેમ ધૃતિ પણ બળવાન થઈ શકે

## જીવનમાં આનંદને સ્થાન

ઇંદ્રિયોની કેળવણી વિષે રાષ્ટ્રીય શાળાવાળા પ્રકરણમાં આપણે કેટલુંક વિવેચન કર્યું છે એટલે તે વિષે અહીં ફરી કહેવાની જરૂર નથી

સાહિત્ય, સંગીત તથા કળાનો આપણી શાળાઓમાં તેમ જ આપણા સુધરેલા ગણાતા સમાજમાં પણ, જે અનર્થ કરવામાં આવે છે અને તેને નામે વિલાસિતા તથા નીતિની શિથિલતાને પોષણ આપવામાં આવે છે તેની સામે કિશોરલાલભાઈએ પોતાનો સખત વાંધો ઘણી વાર ઉઠાવ્યો છે. વળી તેઓ જીવનની કેળવણીમાં તથા જીવનના વિકાસમાં, સાહિત્ય, સંગીત તથા કળાને બહુ ઊંચું સ્થાન આપતા નથી, પણ અમુક મર્યાદિત જ સ્થાન આપે છે. તેથી તેમના અંગત પરિચયમાં આવ્યા ન હોય એવા કેટલાકને તો એમ પણ લાગે કે તેઓ જીવનમાં આનંદને કાંઈ સ્થાન આપતા હશે કે કેમ? એ ઉપરથી તેમણે પોતાના 'કેળવણીના પાયા' એ પુસ્તકમાં 'જીવનમાં આનંદને સ્થાન' એ ઉપર એક લાંબું પ્રકરણ લખીને વિસ્તૃત વિવેચન કર્યું છે. તેમની આગળ પ્રશ્ન એ હતો કે "ઉન્નતિની દૃષ્ટિએ કે સત્યની શોધની દૃષ્ટિએ તમે (કિશોરલાલભાઈએ) કાલ્પનિક વાતો, સાહિત્ય, સંગીત, કળા વગેરે ઉપર ટીકા કરી છે, પણ આનંદમાં કાંઈ ઉન્નતિ કરવાનું બળ નથી શું? અને તેથી બાળકને આનંદ ઉપજાવવા માટે જ શિક્ષકે કાંઈ પ્રયત્ન કરવાની જરૂર ખરી કે નહીં?"

આનો જવાબ આપતાં કિશોરલાલભાઈ કહે છે કે :

"આ વિષયના વિચાર માટે આનંદની લાગણીનું થોડુંક પૃથક્કરણ કરવું પડશે. ચિત્તની પ્રસન્નતાને જ જો આનંદનું નામ આપીએ તો ચિત્ત એની સહજ સ્થિતિમાં રહે ત્યારે એ પ્રસન્ન હોય છે, અને એ આનંદમાં છે એમ કહી શકાય. ચિત્તમાં પ્રસન્નતા થવી એ બહારથી નિર્માણ થનારી ચીજ નથી, એ ચિત્તનો આંતરિક ધર્મ જ છે પણ આપણા ચિત્તના તાર હાલ્યાં જ કરતા હોય છે જે ગતિ એ ગતિ એવી નિયમિત થાય કે વારંવાર ચિત્ત સહજ સ્થિતિમાં આવ્યાં કરે એ પ્રયત્ન પ્રસન્નતા લાવવા માટે અનરૂપ ઉપાય

"પણ પ્રસન્નતા મેળવવા માટેના દરેક પ્રયત્નો આ ઉદ્દેશ પાર પાડવામાં એકસરખા યશસ્વી થતા નથી. આનું એક કારણ તો

આપણા પ્રયત્નની દિશાભૂલ જ હોય છે આપણે પ્રસન્નતાને અંદરથી જોવાને અને વિચાર વડે કેળવવાને બદલે બહારથી જોવા અને વસ્તુઓમાંથી લાવવા પ્રયત્ન કરીએ છીએ. આપણે ભૂલી જઈએ છીએ કે બહારની વસ્તુઓમાં આપણને ઘણી વાર આનંદ લાગે છે તે આપણા ચિત્તની આંતરિક પ્રસન્નતાને લીધે જ થાય છે, એ વસ્તુની કોઈ મોહકતાને લીધે થતો નથી

"મારા જોવામાં એવું આવ્યુ છે કે કેટલાક બહારથી વિનોદી અને ખુશમિજાજ મનાતા માણસોનું હૃદય તપાસીએ તો એ કોઈ ભારે શોકના ભાર તળે દબાયેલું માલૂમ પડે છે એ બીજાને પેટમા દુઃખે એટલુ હસાવી શકે છે, પોતે પણ તેટલો વખત મોજમા જણાતો હોય છે, છતાં એના હૃદયમાં તો જાણે અંદરથી હોળી બળતી હોય છે એથી ઊલટું કેટલાક જાણે 'કાજીજી દૂબળે કયુ તો સારે ગાવકી ફિકર' જેવા ચિન્તાનો ભાર લઈને ફરનારા, ગપ્પા મારવા એકઠા થયેલા મંડળોમાં ભાગ્યે જ બેસનારા અને જીવનની ગંભીર બાજુઓનો જ વિચાર કરનારા માણસોમા એક એવા પ્રકારની પ્રસન્નતા જોવામાં આવે છે કે જેની પેલા ખુશમિજાજીઓને ગંધ પણ ન હોય એવુ લાગે

"અંદરની પ્રસન્નતા અનુભવાતી હોય ત્યારે બાહ્ય સૃષ્ટિ પ્રત્યેની આપણી લાગણી, — આપણો આનંદ કે આપણો શોક — અને અંદરની પ્રસન્નતાનો તાલ ખોવાઈ ગયો હોય ત્યારે કૃત્રિમ ઉપાયોથી આનંદિત થવાનો પ્રયત્ન — એ એની વચ્ચેનો ફરક આપણે થોડાક વિચારથી જાણી શકીએ છીએ

"જ્યારે કોઈ પણ કારણવશ મારી પ્રસન્નતા હું ખોઈ બેસુ છુ, ત્યારે મારા વર્તનથી જ મને સંતોષ નથી મળી શકતો પછી હું હિમાલય, કાશ્મીર, મહાબળેશ્વર કે મારુ વતન છોડીને કોઈ પણ બીજે ઠેકાણે જવા ઇચ્છા કરુ છુ તે તે સ્થાનો સાથે મમત્વ તો બાંધી શકતો નથી, એટલે એના રૂપમાંથી, રંગના સૌન્દર્યમાંથી આનંદ મેળવવા પ્રયત્ન કરુ છુ મારી પ્રસન્નતા ખોવાઈ ગઈ છે એટલે હું બહારની

સુંદરતાને ધારી ધારીને જોઉં છું. મારી પ્રસન્નતાને અભાવે સામાન્ય વસ્તુમાં રહેલી સુંદરતા જોવાની મારી બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય છે. તેથી જે અસામાન્ય હોય તેથી મારી ઇન્દ્રિયોને ખેંચે તેને હું સુંદર માની લઉં છું. મારી પ્રસન્નતાને લીધે મારું કપાસનું ખેતર મને તૃપ્ત કરે છે. મારી પ્રસન્નતાના અભાવમાં કાશ્મીરનું વીજળીના દીવાથી ચળકતું કેસરનું ખેતર જોવા હું તલસું છું.

'મારી અંતઃપ્રસન્નતાને સમયે હું કોઈના સંબંધમાં આવું ત્યારે મારા સંસ્કારોને વશ થઈ હું વિવિધ પ્રકારની ક્રિયાઓ કરું પણ તે બધામાં મારું આખું હૃદય ઠલવાયેલું હોય છે, મારી પ્રસન્નતાને વ્યક્ત કરવી અથવા તેનો લેપ સામી વ્યક્તિને લગાડવો એ મુખ્ય ઉદ્દેશ હોય છે. નાનું બાળક હોય અને મારી પાસે વાતોનો ભંડાર હોય તો હું એને તે વડે પ્રસન્ન કરવા પ્રયત્ન કરું છું. એ ન હોય અથવા એ સિ મારા વિશેની લાગણી ઓછી હોય તો હું બીજી રીત શોધું છું. માબાપ હોય તો તેમને પસંદ પડે એવી અથવા આવશ્યક હોય તેવી તેમની સેવા કરવા પ્રેરાઉં છું. મહેમાન હોય તો તેની અને મારી સારાનરસાની કલ્પનાનો મેળ સાધી મહેમાનગીરી કરવા પ્રેરાઉં છું. ગરીબ હોય તો તેને મારું આપવા પ્રેરાઉં છું. માંદો હોય તો તેની સારવાર કરવા પ્રેરાઉં છું. એમ કોઈ પણ પ્રકારે મારી પાસેની કોઈ વસ્તુ કે શક્તિનો એના લાભ માટે ત્યાગ કરવો એવી મારી પ્રસન્નતને પરિણામે ક્રિયાઓ થાય છે. એ ત્યાગનો મને પશ્ચાત્તાપ નથી થતો. એથી મારી પ્રસન્નતા ઘટતી નથી, પણ ઊલટી મારી કૃતાર્થતા — ધન્યતાની લાગણીમાં ઉમેરો થાય છે. પછી એ ત્યાગ ગમે તેવો મોટો હોય.

અંતરની એ પ્રસન્નતા ન હોય ત્યારે મારી એવી ને એવી સર્વે ક્રિયાઓ હોય એટલો જ ત્યાગ હોય છતાં તે બોજારૂપ જ હોય છે. સમયપત્રકમાં વાર્તા ગોઠવાયેલી છે માટે વાર્તા કહેવી પડે. માતાપિતાએ આજ્ઞા કરી છે માટે એમના પગ દાબવા બેસવું પડે, મહેમાન આવ્યા છે માટે એમની વ્યવસ્થા કરવી પડે. પૈસા માગવા આવનાર

આગેવાન માણસ છે માટે ફાળો આપવો પડે, માનને ક્યા કે શી ઈએ માટે એની સારવાર કરવી પડે, એ બધામા કળા, સામગ્રી, ધન, શ્રમ વગેરેનો ગમે તેટલો બહોળે હાથે ખર્ચ કર્યો હોય, ગમે તેટલુ ખડખડાટ હાસ્ય જોયુ હોય છતા એની ધન્યતા – કૃતાર્થતા –નો અનુભવ નથી થતો

"ખરુ જોતાં, પ્રસન્નતા હર્ષ ઉપજાવનારી લાગણી માટે વધારે પક્ષપાતવાળી અને શોક કરાવનારી લાગણીઓને અણગમાથી જોવાવાળી નથી હોતી. કારણ કે, હર્ષ અને શોક એ બન્ને ચિત્તના તરંગની અનિવાર્ય બાજુઓ છે. હર્ષ કરનારી લાગણીઓ પ્રસન્નતાને લાવનારી છે, અને શોક કરનારી લાગણીઓ તેનો નાશ કરનારી છે એમ નથી, પણ અમુક પ્રકારના હર્ષ તેમ જ શોક પ્રસન્નતાના હાલને સરખી રીતે સમીપ લાવનારા છે

"વળી પ્રસન્નતામાથી ઊપજનારો આનંદ કોઈ પણ પ્રાણીને કનડ્યા કે બોજારૂપ થયા સિવાય (ભોગવવો હોય તો) ભોગવી શકાય છે, જ્યારે બાહ્ય વસ્તુઓ મારફત મેળવવાના આનંદમા એ વસ્તુઓને પેદા કરવામા તેમ જ ભોગવવામા અનેક નિર્દોષ પ્રાણીઓને તકલીફ ભોગવવી પડે છે તાજમહેલ કે અજંટાની ગુફાઓ ભલે કળા અને સૌંદર્યની ખાણો હોય, પણ એ તાજમહેલની પાદડી પાદડી અને ફૂલફૂલમા એક જાલિમ બાદશાહે હજારો ગરીબ કારીગરો પાસે જબરદસ્તીથી કરાવેલી મજૂરીનો ત્રાસ કોતરાયેલો છે, અને એને નિહાળવા જનાર, કરોડો માણસો જ્યા અર્ધા ભૂખ્યા રહે છે તે દેશમા, એમને ઉપયોગી થાય એવું કેટલુક ધન વેડફી નાખીને જ જઈ શકે છે

"અજંટાની ગુફાઓ ભલે બૌદ્ધકાળમા આપણા દેશના કેટલાક સાધુઓએ કળાકૌશલ્યમા કરેલી પરાકાષ્ઠાની નિશાની રૂપે લાગે, પણ એ બુદ્ધનો આદેશ ખોઈ બેઠેલા, સામાન્ય કર્મમાર્ગને છોડવાનુ મૂળ કારણ ભૂલી ગયેલા, રાષ્ટ્રના અન્ન પર જીવી ભિક્ષના વેશમાયે વિલાસ અને વૈભોગ ભોગવનારાની નિશાની પણ છે

"હકીકત આમ જણાતી હોવાથી, બાળકને કે કોઈ બીજાને આનંદિત કરવાનો ઉપાય સંગીત, કળા, વાર્તા, મશ્કરી, ચિત્રો, તાજમહેલ કે અજંટાની ગુફાઓ બતાવવી એ નથી; પણ, આપણો એ વ્યક્તિ પ્રત્યે પ્રેમનો ઉમળકો અને એ વ્યક્તિનો આપણા પ્રત્યે પ્રેમનો ઉમળકો છે એ ઉમળકો હોય, તો બન્ને જણા મૂગા મૂગા એકબીજા સામુ જોયા કરે તોયે કૃતાર્થતા અનુભવે, એ ન હોય તો, કૃત્રિમ સાધનોથી, આનંદને નામે ઓળખાતા વિકારોને ઉત્તેજિત કરી શકાય પણ પ્રસન્નતા ન અનુભવાય એ ઉમળકો હોય તો, વિવેકને બહુ ઝીણો કરીશું તો આનંદનાં ઘણાખરાં સાધનો અશુદ્ધ જણાઈ હાથમાંથી ચાલ્યાં જશે, અને પછી બીજાને રીઝવવાના માર્ગો જ નહીં રહે, એવી બીક રાખવાની જરૂર નથી આપણે આપણી અન્તઃપ્રસન્નતામાંથી બીજા પ્રત્યે જોઈએ, અને બાળકને એની પ્રસન્નતા શોધી આપીએ એ જ આવશ્યક છે. એ આપણી અને એની સદ્ભાવનાઓના પોષણથી થાય બાળકને એના માબાપ, ભાઈભાંડુ, ગુરુજનો, ગોઠિયાઓ, એની શાળા, એનુ ઘર, એનો કૂતરો કે બિલાડી, બીજાને માટે કાંઈક કરવું, બીજાનું દુઃખ સહન કરી ન શકવું — એ જ આનંદરૂપ લાગે, એ આનંદમાથી એ જે કાંઈ એના વિવેક અનુસાર સ્વયંસ્ફૂર્તિથી કરે — એ જ એને આનંદિત કરવાનો સારામા સારો ઉપાય છે

"આવી પ્રસન્નતા જીવનવિકાસમા અમૂલ્ય છે. અંદરથી જ સદૈવ પ્રસન્ન રહેવાનો સ્વભાવ, જીવનના સર્વે આવશ્યક આશીર્વાદો — આરોગ્ય, પ્રાણ, સદ્ગુણ, સંપ, પ્રેમ વગેરેને લાવનારો છે. એમાંના કેટલાક આશીર્વાદો ન હોય તોપણ શાંતિ રખાવનારો છે. એ પ્રસન્નતા બાળકને મેળવી આપવી — એટલે જ્યારે એનો તાલ ખોવાઈ જાય ત્યારે એ શોધી આપવો — એ જરૂર શિક્ષકોનાં કર્તવ્યો પૈકી એક અગત્યનું કર્તવ્ય છે પણ એ અકૃત્રિમ પ્રસન્નતા શિક્ષક પોતાની પ્રસન્નતામાથી ઉપજતા પ્રેમથી જ મોટીવકેથી પણ મેળવી આપી શકે આપણી પ્રસન્નતાનો ચેપ તુરત જ સામાને લાગે એમ ન બને, પણ આપણી

ધોરણ હોય તો આમાની ગ્રહણ કરવાની શક્તિ મુજબ મોળાવટેલો પણ વાચ્યા વિના ન રહે આવી પ્રસન્નતાને જો આનદ નામ આપો, તો એ આનદના જેટલા ઘૂટડા પી અને પિવડાવી શકાય તેટના ઇષ્ટ જ છે"

## ઇતિહાસનુ શિક્ષણ

કેળવણીમા કિશોરલાલભાઈએ એક મહત્ત્વનો ફાળો આપ્યો છે, તે એ છે કે ઇતિહાસના શિક્ષણને આજે જેટલુ મહત્ત્વ આપવામા આવે છે એ વાજબી નથી એમ તેમણે દાખલાદલીલોથી પુરવાર કરી આપ્યુ છે એમનુ કહેવુ એમ છે કે ઇતિહાસ એટલે ભૂતકાળમા બનેલી સત્ય હકીકતની તવારીખ પરતુ વિચાર કરતા જણાય છે કે એ વસ્તુ બરાબર નથી તેઓ કહે છે કે

સાચી વાત તો એ છે કે કોઈ પણ ઘટનાનો સોળે આના સાચો ઇતિહાસ આપણને ભાગ્યે જ મળી આવે છે પોતે જ કરેલી અને ભોગેલી વાતોનીયે માણસની સ્મૃતિ એટની ઝપાટાબધ ઝાંખી પડી જાય છે કે થોડા વખત પછી એમા સત્ય અને કલ્પનાનુ મિશ્રણ થઈ જાય છે એક માનસશાસ્ત્રીએ એક પ્રયોગ નોંધ્યો છે વિદ્વાનોની એક સભામા એ નાટ્યપ્રયોગ કરવામા આવ્યો તેમા એક અકસ્માતનો દેખાવ હતો પ્રયોગની જોડે જ એની ફિલ્મ પણ ઉતારી રાખવામા આવી પ્રયોગ થોડી મિનિટનો જ હતો પ્રયોગ થયા પછી અડધા કલાક બાદ પ્રેક્ષકોને પોતે શુ જોયુ તેનુ બરાબર વર્ણન લખવાનુ જણાવવામા આવ્યુ પરિણામ એ નીકળ્યુ કે ત્રીસેક સાક્ષીઓમાથી એકાદ જણનો જ વૃત્તાત ફિલ્મ સાથે ૯૦ ટકા જેટલોયે મળતો આવ્યો બાકી બધાના વર્ણનોમા ૪૦થી ૬૦ ટકા જેટલી ભૂલો નીકળી

આમા કાંઈ આશ્ચર્ય પામવા જેવુ નથી તટસ્થ અને દક્ષ સાક્ષીઓ પણ ઘટનાઓને આમ ઝપાટાબધ ભૂલી જાય છે, તો પછી જેમા ઘટનાના નિપજાવનારા તથા લખી નાખનારા લોકોના કોઈ રાગદ્વેષ,

પક્ષપાત વગેરે હોય તેમના વૃત્તાંતોમાં ત્યારે ઓછો હોય અને જેમ જેમ સમય જતો જાય તેમ તેમ વધારે ને વધારે ઓછો થતો જાય એમ ન કહી શકાય?

પ્રજાને ઘડનારાઓના મુત્સદ્દી અને ધર્મોપદેશક એવા બે વિભાગ પાડીએ તો ઇતિહાસવેત્તા ઘણુંખરું મુત્સદ્દી વર્ગનો જ હોય છે અને નજર નાખવાની ઇરાદાપૂર્વક પ્રવૃત્તિ કરનારો હોય છે ઘણી વાર મુત્સદ્દીની પ્રવૃત્તિમાં ચોખ્ખી યોજના વિશેષ જણાય છે પણ એ સદ્‌હેતુવાળી જ હોય એવું નથી જ કહી શકાય. મોટે ભાગે રાગદ્વેષાત્મ હેતુ જ હોય છે દાખલા તરીકે આપણા દેશના અંગ્રેજ મુત્સદ્દીઓએ ઇતિહાસનો ઉપયોગ અંગ્રેજો પ્રત્યે આદર અને દેશી લોકો પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થાય એ રીતે કર્યો છે રાષ્ટ્રીય મુત્સદ્દીઓમાં ઇતિહાસના નિરૂપણમાં એવી ઊલટું વલણ જણાવા લાગ્યું છે

"ઇતિહાસ વાંચીને આપણે ભૂતકાળ વિશે જે કલ્પનાઓ કરીએ છીએ તે યોગ્ય કરતાં ઘણી વધારેપડતી વ્યાપક રૂપમાં હોય છે અને તે ઉપરથી વળી જે અચ્છતાઓ કે દ્વેષો પોષીએ છીએ તે તો અનિશય અપ્રમિત હોય છે પ્રજાજીવનના વર્ણનમાંયે પ્રજાના બહુ થોડા ભાગના જીવનની માહિતી જ નોંધાયેલી હોય છે પણ આપણે તેને સમસ્ત પ્રજા વર્ગની સ્થિતિરૂપે સમજીએ છીએ ભૂતકાળમાં પણ સમૃદ્ધિ હતી મોટા મોટા નગરો નાલંદા જેવા વિદ્યાપીઠો, વગેરે હતાં આ બધામાં પણ છે પણ આપણને એમ લાગતું નથી કે આજની જેમ ત્યારે પણ એ સમૃદ્ધિનો ઉપભોગ થોડા લોકો જ કરતા હશે મોટો ભાગ તો દરિદ્ર જ હશે ગુરુકુળોના લાભ ગણ્યાગાંઠ્યો વર્ગ જ લેતો હશે નારી જેવી વિદુષી સ્ત્રી બ્રાહ્મણોને ઘેરઘેર નહીં હોય અને બ્રાહ્મણીઓ તો આજના જેવી જ નિરક્ષર હશે અને બીજા વર્ણોના સ્ત્રીપુરુષો પણ આજના જેવા જ હશે પણ આપણે એવું સમજીએ છીએ કે તે વખતે તો સૌની સ્થિતિ સારી જ હતી પાછળથી પડતી આવી અને મોટા પ્રજાસમૂહ માટે કેમ કહી શકાય એ શક જ છે

“દેશ દેશ અને પ્રજા પ્રજા વચ્ચેના કેટલાયે વેરો ઇતિહાસ જેવી કશી વસ્તુ ન હોય, માણસને ભૂતકાળની કશી સ્મૃતિ જ ન રહેતી હોય તો પોષાય નહીં. ઇતિહાસ વાંચીને ધડો લીધો હોય અને શાણી બની હોય એવી કોઈ પ્રજા કે વ્યક્તિ હજુ સુધી થઈ નથી.

“માણસ સ્મૃતિને તાજી રાખીને ઘણુંખરું દ્વેષ જ જીવતો રાખતા હોય છે, એટલે કે સહાનુભૂતિ અથવા પ્રેમને ઝાંખો કરતા હોય છે સ્વભાવસિદ્ધ સહાનુભૂતિ – પ્રેમ કાંઈ ખાસ કર્મ દ્વારા બતાવવામાં આવ્યો હોય તો તો યાદ રહે અને પોષાય તેને અભાવે અથવા તેને ભુલાવી શકે એવો ઝઘડો એકાદ વાર પણ થયો હોત તો તે સ્મૃતિ દ્વારા લાંબો કાળ જીવતો રહે

“આ બધું જોતાં ઇતિહાસનું શિક્ષણ, કાવ્ય, નાટક, પુરાણ, નવલકથા વગેરે સાહિત્યના શિક્ષણ કરતાં વધારે મહત્ત્વનું છે એમ મને જણાતું નથી ઇતિહાસનું અજ્ઞાન એકાદ પ્રસિદ્ધ નાટક કે કાવ્યના અજ્ઞાન કરતાં વધારે મોટી ખામી નથી

“કેળવણીમાં ઇતિહાસને ગૌણ સ્થાને મૂકવાની જરૂર છે એની કિંમત ભૂતકાળ વિષે કલ્પનાઓ અથવા દંતકથાઓ જેટલી જ સમજવી જોઈએ”

## સ્ત્રી કેળવણી

સ્ત્રી કેળવણી વિષે કિશોરલાલભાઈએ કેટલાક મૌલિક વિચારો કરેલા છે અને તે પ્રમાણે સ્ત્રીકેળવણીની યોજના કરવામાં કઈ કઈ દૃષ્ટિને પ્રાધાન્ય આપવું એનું વિવેચન તેમણે કર્યું છે અહીં તે સારરૂપે જ રજૂ કરીશું

૧ ભલે આપણી આગળ મધ્યમ વર્ગની સ્ત્રીઓની કેળવણીનો પ્રશ્ન મુખ્ય હોય છતાં એ કેળવણી આમવર્ગની સ્ત્રીઓના જીવન સાથે મેળ રાખે એવી હોવી જોઈએ આમવર્ગ અને ખાસવર્ગ વચ્ચે વિરોધ ન હોવો જોઈએ એ માટે ખાસ વર્ગનું જીવન ઘડવામાં ઘટતા ફેરફાર ··· ની તૈયારી હોવી જોઈએ

૨ કેળવણીની યોજનામાં પુરુષ કે સ્ત્રી એમાંથી એકને પ્રધાનપદ આપનારા દૃષ્ટિબિંદુથી જીવનનો વિચાર ન થવો જોઈએ, પણ બંનેના જીવનને સરખું મહત્ત્વ આપી બંને વચ્ચે મેળ બેસાડવા પ્રયત્ન થવો જોઈએ. આથી પુરુષની કેળવણીની પદ્ધતિમાં સ્ત્રીના હિતનો વિચાર અને સ્ત્રીની કેળવણીની પદ્ધતિમાં પુરુષના હિતનો વિચાર થવો જોઈએ.

૩ પુરુષની તેમ જ સ્ત્રીની કેળવણીની યોજના પુરુષ તથા સ્ત્રી બંનેએ મળી ઘડવી જોઈએ. તેમાં આમવર્ગના હિતોને સમજનારાનો હાથ હોવો જોઈએ. આવા યોજકો માત્ર પોતાના વર્ગના પ્રતિનિધિ તરીકે જ વિચાર કરવાની ટેવ છોડી દે અને બંને તેમના અર્થે વર્ગોથી પર થઈને વિચારવાની ટેવ પાડે.

૪ જ્ઞાન, ધર્મ, ચારિત્ર્ય, ભાવના અને વ્યવહારદૃષ્ટિ એમાં પુરુષ અને સ્ત્રીની યોગ્યતા સરખી રહે એવી રીતે બંનેની કેળવણી યોજવી જોઈએ. ગામ અને સમાજમાં રહેવાની તથા વિવાહ અને છૂટાછેડાની અનુકૂળતા બંનેને સરખી હોવી જોઈએ. અને નિર્વાહને માટે કે ગૃહવ્યવસ્થા રાખવાને માટે લગ્ન કે પુનર્લગ્ન કરવાની ફરજ ન આવી પડે એટલી પોતાનો નિર્વાહ કરવાની શક્તિ સ્ત્રીમાં અને ગૃહવ્યવસ્થા રાખવાની શક્તિ પુરુષમાં હોવી જોઈએ.

૫ પુરુષમાં પોતાપણાના શ્રેષ્ઠત્વનું મિથ્યાભિમાન અને સ્ત્રીમાં પોતાપણાની હીનતાનો મિથ્યા ખ્યાલ — એ બંને સરખાં વિનાશક હોઈ દૂર કરવા ઘટે.

૬ પુરુષ અને સ્ત્રી બંને પરસ્પર સમભાવ રાખવાના પ્રમુખ અંગ બની જવા હોવા જોઈએ. અને એમાંથી જે જ્યારે કુશળ હોય તેના ભાગમાં થઈ રહેવામાં બીજાની નાનમ ન લાગવી જોઈએ. કેળવણીએ આ પ્રકારનો સંસ્કાર નિર્માણ કરવો જોઈએ.

૭ સ્ત્રીને પૂર્ણપણે પુરુષ જેવું જીવન ગાળવું અશક્ય નથી. તેથી જે સ્ત્રી પુરુષના જ ધંધા કરવા ઇચ્છે તેને તેમ કરવા દેવામાં પ્રતિબંધ મૂકી શકાય નહીં. સ્ત્રી પુરુષ જેવી કેળવણી લેવાની છૂટ હોય

૮ હવે આપણે સમજી લેવું જોઈએ કે આવી સ્ત્રી અપવાદરૂપ ગણાય ૯૫ ટકા સ્ત્રીઓ તો માતૃપદ સ્વીકારવાની ઇચ્છાવાળી જ હોય તેથી સ્ત્રીને માતૃપદ લેવાનું છે એમ ગૃહીત કરીને સ્ત્રીકેળવણી યોજવી જોઈએ

૯ પોતાનું સર્વ બળ ખર્ચી પુરુષના અતિક્રમણને વશ ન થવાનું સ્ત્રીને શીખવવાની જરૂર છે એ તેમનું કર્તવ્ય પણ છે સ્ત્રીઓમાં આવી જાગૃતિ પુરુષના આવા અતિક્રમણ સામે બળવો જગાડે એ ઇષ્ટ છે

૧૦ પુનર્વિવાહ ન કરનાર સ્ત્રી પુનર્વિવાહ કરનાર સ્ત્રી કરતાં વધારે કુલીનતા દેખાડે છે એ ખ્યાલ કાઢી નાખવો જોઈએ

૧૧ ખેતરના, જંગલના અને બીજા પરિશ્રમના ધંધાઓમાં મધ્યમ વર્ગની સ્ત્રી ધીમે ધીમે ટેવાઈને જોડાઈ શકે એવી રીતે એની કેળવણીનો પ્રબંધ કરવો જોઈએ

૧૨ બાળઉછેર પ્રાથમિક શિક્ષણ રોગીઓની શુશ્રૂષા અને ગોપાલન એ સ્ત્રીઓ માટે ખાસ પ્રવૃત્તિઓ અથવા ધંધા ગણી શકાય

આવી જાતના ધંધાના શિક્ષણનો આરંભ નાનપણથી જ થવો જોઈએ દરેક શાળાએ એકાદ બે ધંધા શીખવવાની જવાબદારી લઈ એ શીખવા ઇચ્છનારાને જ ભણવા માટે નોતરવા જોઈએ જેથી બાળપણથી જ બાળક સમજે કે આપણે આ ધંધો કરવાનો છે એ ધંધાની સાથે બીજી કેળવણી પણ હોય અને એવા બીજા વિષયોમાં આ ધંધાને પોષક તત્ત્વો સારી પેઠે હોય

## નઈ તાલીમ

નઈ તાલીમ વિષેના કિશોરલાલભાઈના વિચારો કેળવણીવિકાસ એ પુસ્તકમાં સંગૃહીત કરેલા છે એના પાયામાં કઈ વસ્તુ રહેલી છે તે એમણે બહુ સુંદર રીતે સમજાવ્યું છે અહીં આપણે મુખ્યત્વે એ જ વસ્તુ રજૂ કરીશું

ચાતુ શિક્ષણપદ્ધતિ એ ખાસ પ્રકારની સસ્કૃતિની પ્રતિનિધિ, ને તે છે જ પરદેશી છે એમ કહેવુ બરાબર નથી જે આનની શિક્ષણ પદ્ધતિ પ્રાચીન કાશીમા અથવા આજના નાનાની શીમા તથા મુસલમાન સમયમા ચાલતી હતી તેના રતા આજની જીવણીની જાત જુદી નથી એ કાળે સસ્કૃત ભાષાની પ્રતિષ્ઠા સૌથી વધારે હતી પછી ફારસી પછી હિંદુસ્તાની ને પછી અંગ્રેજી ભાષાની — એમ એક પછી એક પ્રતિષ્ઠા નથી પણ એમની મારફત જે સસ્કૃતિને પોષણ મળ્યુ છે તે તો એક જ રહી છે એ સસ્કૃતિ જેમને આપણે ભદ્રલોક અથવા ઉજળિયાત લોક માનીએ છીએ તેમની છે મારો તો એવો ખ્યાલ છે કે ઓછામા ઓછા ગયા એક હજાર વરસમા ગામ તરફથી (કે બીજી રીતે) બાળકોને કે મોટેરાને કેળવણી અને સંસ્કાર આપવાનુ જે કામ થયુ છે તે કેવળ ઉજળિયાત લોકોમા જ થયુ છે

આર્ય — ભ — સમ્માનિત જાતિઓ આપણા દેશમા શરૂઆત થી જે છે તે અંગ્રેજની પેદા કરેલી નથી સભવ છે કે અંગ્રેજોએ એને વધારે દઢ કર્યું હોય પણ એમણે એ પેદા કરી નથી

ભ (ઉજળિયાત) સસ્કૃતિનુ લક્ષણ મનુષ્યની તર્ક અને કલ્પનાશક્તિનો વિકાસ છે સરસ્કારિતાના ક્ષેત્રમા શાસ્ત્રી, પંડિત ઉદેમા કવિ લલિત ધર (જેવા કે ચિત્ર ગ ગવૈયા વગેરે) લોકો એના પ્રતિનિધિ દુનિયાદારીના ક્ષેત્રમા એના પ્રતિનિધિ વકીલ વૈદ્ય હકીમ, અધ્યાપક ઇત્યાદિ અને મુનશી છે અંગ્રેજી પદ્ધતિનુ સસ્કૃતિના વિકાસ તરફ દુર્લક્ષ નહોતુ એટલુ એ પદ્ધતિએ એને પોતાના વિચારોનો વેશ જરૂર પહેરાવી દીધો છે પણ એવુ તો ફારસીએ પણ કર્યું હતુ અંગ્રેજોએ પોતાની સૂક્ષ્મ શાસ્ત્રીય વિધિયુક્તતાની ટેવો વડે કેટલાક દુન્યવી ધંધાઓનો વધારે વિકાસ પણ કર્યો છે અંગ્રેજી કેળવણી સામે આક્ષેપ કરવા છતા આપણો ઉજળિયાત વર્ગ તે છોડી શકતો નથી તેના કારણ ઉપર બતાવ્યા તે છે

"ભદ્ર સંસ્કૃતિ મનુષ્યોની સમાનતાના સિદ્ધાન્ત પર રચાયેલી નથી તાત્ત્વિક દૃષ્ટિએ તે કેવળ મનુષ્યોની જ નહીં પણ જીવમાત્રની સમાનતા બતાવશે, પણ દુનિયાદારીના કામોમાં તે કેવળ એટલું જ નથી કહેતી કે માણસ માણસ વચ્ચે ભેદ હોય જ છે, એ એમ પણ કહે છે કે એ ભેદ રહેવા જ જોઈએ તેથી તે સમાજવ્યવસ્થાને માટે હિંસા—પશુબળને અપરિહાર્ય માને છે અને કહે છે કે દરેક વ્યક્તિને પોતપોતાની મર્યાદામાં રાખવા માટે સમાજના રાજદંડે હમેશાં ફરતા રહેવું જોઈએ

'એમ કહી શકાય કે વ્યવહારમાં ભદ્ર સંસ્કૃતિ એટલા જ માણસોને માણસજાતિમાં સમજે છે કે જેમને ભદ્ર (ઉજળિયાત) જીવનમાં નભાવી રાખવા તે યોગ્ય અને શક્ય માનતી હોય બાકીના લોકો સંસ્કૃતિના ક્ષેત્રની બહાર અને તેથી એની સભ્યતાની વ્યાખ્યાની પણ બહાર છે તેઓ શૂદ્ર, દાસ ગુલામ ગિરમીટિયા, મજૂરિયા અથવા બીજા કંઈ પણ હોઈ શકે છે પણ એમના સમાજના થઈ શકતા નથી, અને સમાજના બધા અધિકારો કે સગવડો ભોગવવાને પાત્ર થઈ શકતા નથી

'ભદ્ર સંસ્કૃતિથી ઊંચા દરજ્જાની એક બીજી સંસ્કૃતિ પણ પ્રાચીન કાળથી જગતમાં ચાલતી આવી છે એને હું સંત અથવા ઓલિયા સંસ્કૃતિ કહીશ આખી દુનિયાના દેશોમાં ઓલિયા અને સંતોની પણ એક પરંપરા હમેશાં ચાલતી આવેલી છે એમનું કામ જેટલું બીજા લોકોમાં થયું છે તેટલું ભદ્ર લોકોમાં નથી થયું ઘણી વાર ભદ્ર લોકોએ એમનો વિરોધ કર્યો છે અને એમને કષ્ટ પણ આપ્યું છે છતાં આખરે એમનો ક્રમમાં ક્રમે ભયથી સ્વીકાર કર્યો છે અને સ્થૂળ વંદના કરી છે ગાંધીજી એ પરંપરાના એક પુરુષ છે

હિન્દુસ્તાનની હો યા બહારની હો, સંત સભ્યતાના ત્રણ સિદ્ધાન્તો છે માનવમાત્રની સમાનતા અહિંસા અને પરિશ્રમ ઉજળિયાત લોકો માને છે કે સભ્યતાના વિકાસ માટે ફુરસદ જરૂરની જ છે સંતોનો એવો અભિપ્રાય નથી ફુરસદ અથવા આરામ મિથ્યા ન જોઈએ

એમ એમનું કહેવું નથી પણ એમનો એવો અભિપ્રાય છે કે સંસ્કૃતિના વિકાસને માટે પરિશ્રમ અનિવાર્ય છે, અને કુદરતમાં કંઈક ખરાબીનો ડર પણ છે.

'આપણું રાજ્યતંત્ર મૂડીવાદના સિદ્ધાન્તો પર બનેલું હોય કે સામ્યવાદના સિદ્ધાન્તો પર, જ્યાં સુધી માણસોમાં એવો સંસ્કાર વધારવામાં આવે છે કે મહેનત કરવી પડે એ માણસ જાતિ પર એક ઘોર શાપ છે ત્યાં સુધી એક તરફથી માણસની પાસે મહેનત કરાવવાને સારુ કાયદો અર્થાત્ જબરદસ્તી અનિવાર્ય થઈ પડશે, અને બીજી તરફથી માણસ એમાંથી બચવાની કોશિશ કરતો રહેશે. ફક્ત બે જ કલાક કામ કરવાની જરૂર રહે એવી સામ્યવાદીની આદર્શ સ્થિતિ આવી જાય ત્યારે પણ જ્યાં સુધી પરિશ્રમને આફતરૂપ સમજવાની આપણી મનોવૃત્તિ હશે, ત્યાં સુધી એટલું કામ પણ ટાળવાનો માણસ પ્રયત્ન કરતો રહેશે. બીજા શબ્દોમાં કહીએ તો એ સંસ્કૃતિને નભાવવા માટે હિંસાનો આશ્રય લેવો જ પડશે.

"મતલબ કે પરિશ્રમ અને અહિંસા સગાં ભાઈબહેન છે. પરિશ્રમનો અણગમો કેળવીએ તો સાથે સાથે અસમાનતા અને તેને નભાવનારી હિંસાની મનોવૃત્તિ કેળવ્યા વિના નહીં ચાલે.

"વર્ધા પદ્ધતિ (નઈ તાલીમ) એ કેવળ ભણાવવાની એક નવી રીત અથવા પદ્ધતિ જ નથી, પણ જીવનની નવી રચના અને ફિલસૂફી છે. એ ફિલસૂફીના પાયામાં જાતમહેનત અથવા પરિશ્રમ, અહિંસા અને મનુષ્યમાત્રની સમાનતા રહેલાં છે. એ ફિલસૂફી કબૂલ હોય તો તે પ્રમાણે સમાજની રચના કરવાનો બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરવો જોઈએ. એ ફિલસૂફી પર રચાયેલી નિશાળો ઉજળિયાત નિશાળો કરતાં જુદા જ પ્રકારની હોય એ અનિવાર્ય છે.

"ચાલુ પદ્ધતિની કેળવણી દેશની વસ્તીના ૧૦થી ૧૫ ટકા ઉજળિયાત લોકોના અથવા ઉજળિયાત વર્ગમાં દાખલ થવા ઇચ્છનારના બાળકોને આપવી પોષાય એમ છે જ્યારે આપણે તો પ્રજાના સૌએ

સો ટકા બાળકોને ઉત્તમ કેળવણી આપવી છે એ કેળવણી તો જ આપી શકાય અને એ મજૂરી કરનાર વર્ગના બાળકોને પણ લેવી પોષાય એવી હોય તે માટે કેળવણી આપવા ઇચ્છનારે બે જવાબદારીઓ ઉપાડવાની રહે છે એક જવાબદારી એ છે કે, બાળક શાળામા જાય તેને પરિણામે માબાપને જે આર્થિક અગવડ ઉત્પન્ન થાય તેનો બદલો તે બાળક દ્વારા જ કોઈક રીતે વાળી આપવામા આવે, અને બીજી એ કે, એવી રીતે કેળવણી પામેલુ બાળક કેળવણીને પરિણામે બેકાર નહી બને, એવી ખાતરી આપવામા આવે

‘દેશની પરિસ્થિતિ, ગરીબાઈ, બેકારી, અત્યાર સુધીની કેળવણીની ખામીઓ અને આ બે જવાબદારીઓ એ બધાનો ભેગો વિચાર કરીને એના ઉપાય તરીકે ગાધીજીએ ઉદ્યોગ દ્વારા કેળવણીનો એક નવો વિચાર દેશ આગળ મૂક્યો એ રજૂ કરતા તેમણે કહ્યુ કે આ મારો છેલ્લો વારસો છે, અને એનાથી વધારે મહત્ત્વની ભેટ હુ દુનિયાને આપી નાહ એમ મને લાગતુ નથી

“ઉદ્યોગ દ્વારા કેળવણીમા ઉદ્યોગનો અર્થ જીવનમા મહત્ત્વનો ભાગ ભજવનારો કોઈ ઉદ્યોગ એમ સમજવાનુ છે અને એવા ઉદ્યોગ દ્વારા કેળવણીની યોજના કરવાની છે બીજી ભાષામા એ ઉત્પાદક ઉદ્યોગની અથવા જીવનનિર્વાહની કેળવણી કહી શકાય

વિદ્યાર્થી શાળામા આવી કોઈક ઉદ્યોગમા જોડાય એ ઉદ્યોગ એના અને જે સમાજ કે ગામમા એ રહે છે તે સમાજ અને ગામના જીવનમા મહત્ત્વનો હોવો જોઈએ શાળામા આવીને વિદ્યાર્થી એવુ કરતો અને શીખતો હોવો જોઈએ કે જેથી એના માબાપ પણ થોડા જ વખતમા જાણે કે એનુ નિશાળે જવુ આવશ્યક છે એ ઘરમા કાંઈક લાવવાની શક્તિ મેળવી રહ્યો છે એ કંઈક એવુ ભણી રહ્યો છે કે જેનો ઉપયોગ ઘરમા લાગે તો ઘરને પણ લાભ થાય

‘અત્યારની કેળવણી પદ્ધતિનુ — પુરાણી તાલીમનુ કેન્દ્રબિંદુ ભૌતિક વિદ્યાઓ દ્વારા સામર્થ્ય વધારે જવાનુ છે સારાઈ માટે કે સદાચરણ

મહેનતાણું હોવું ઘટે છે. આમ કહેતાં એ વિષે શંકા જ નથી કે ઘણામાં ઘણા માણસોએ અનાજ ઉત્પન્ન કરવાની મહેનત કરવી જ જરૂરી છે. બાકી બધુ એનાથી ગૌણ સ્થાન લે માટે વધારેમાં વધારે મહેનતાણું અનાજ ઉત્પન્ન કરવાની સીધી મજૂરી કરનારને મળવું જોઈએ બાકી બધા ધંધા એનાથી ઉતરતી પંક્તિના ગણાવા ઘટે અનાજ પછી બીજે નંબર કપડાં ઘર અને વસ્ત્ર બનાવનારાઓનો તથા ભંગી વગેરે સફાઈયાઓનો ગણાય જે ધંધાનાં જ્ઞાન અથવા મદદ વિના બીજા ધંધાદારીઓની બધી વિદ્યા કળા નકામી બની જાય એમ હોય તે ધંધો આર્થિક રીતે સૌથી વધારે કીમતી લેખાવો જોઈએ

પણ આપણે જાણીએ છીએ કે આજની અર્થવ્યવસ્થામાં એમ નથી સૌથી વધારે મહેનતાણું રાજા, પ્રધાન, સેનાપતિ, લશ્કર, પોલીસ, ન્યાયાધીશ, વકીલ, વૈદ્ય, મોટા અધ્યાપક, નિષ્ણાત, ફેશનસર્જક વગેરેને આપવામાં આવે છે જીવનમાં જેની છેલ્લામાં છેલ્લી જરૂર તેને વધારેમાં વધારે મહેનતાણું મળે છે.

આમ થવાનું એક કારણ એ છે કે અજ્ઞાન લોકોમાં જેવા ભૂત પ્રેત અથવા દેવદેવી વિષે વહેમો પ્રચલિત છે અને જેની ભણેલા લોકો હાંસી ઉડાવે છે, તેવા જ વહેમો રાજ્યવ્યવસ્થા અને સુલેહશાંતિ જાળવનાર તથા જ્ઞાન આપનાર વગેરે વિષે આપણા સભ્યસમાજ (બૂર્ઝવા) લોકોમાં છે જે શ્રદ્ધાથી અજ્ઞાન લોકો ભૂતપ્રેત કે દેવ-દેવીને રીઝવવા માટે કૂકડા, બકરા કે પાડાના બલિ ચડાવે છે તેવી જ શ્રદ્ધાથી આપણે રાજામહારાજાઓને તથા રાજપુરુષોને રીઝવવા તેમને ખૂબ મહેનતાણું આપીએ છીએ, તેમના દરબારો ભરીએ છીએ અને સરઘસો કાઢીએ છીએ અનુભવ તો એમ બતાવે છે કે રાજપુરુષોને કારણે જેટલી ખુનામરકી, અવ્યવસ્થા, અન્યાય, કૂડકપટ, જૂઠાણું વગેરે થાય છે તેટલી કશા પ્રકારની વ્યવસ્થિત રીતે રચાયેલી રાજ્યસત્તા ન હોય તો ન થાય.

પણ હવે મનુષ્યસમાજ એવી સ્થિતિમાં છે કે એને વ્યવસ્થિત રાજ્યસત્તા નિભાવ્યે છૂટકો છે. રાજ્યસત્તા ભલે હોય પણ એનો અર્થ એ નથી કે તે કામમાં રોકાયેલાઓની આર્થિક કિંમત પણ વધારે આંકવી જોઈએ. આર્થિક કિંમત મૂકવાનુ એક કારણ એ છે કે ધન અને પ્રતિષ્ઠાનું આપણે એવુ સમીકરણ કર્યું છે કે જેટલુ ધન તેટલી પ્રતિષ્ઠા. જેની પ્રતિષ્ઠા વધારવી હોય તેનુ મહેનતાણું પણ વધારવું જોઈએ. 'सर्वे गुणा काञ्चनमाश्रयन्ते' એ નીતિવાક્ય આપણે સ્વીકારી લીધુ છે.

પ્રતિષ્ઠા અનેક પ્રકારની હોય અને અપાય, એ માન્ય કરવાની બીજી ગમે તેટલી રીતો હોય, પણ એ પૈસાના ઇનામ દ્વારા ન હોવી જોઈએ. એને આદર આપો, અગ્રસ્થાન આપો, ઊંચું સ્થાન આપો, ઠીક લાગે તેમ નમસ્કાર કરો, પ્રણામ કરો, હારતોરા આપો, જોઈએ તો ખેતાબો અથવા પદવીઓ પણ આપો, પણ એ માટે એને વધારે મહેનતાણુ કે સોના ચાંદીના મૂલ્યવાન પદાર્થો કે ધનસંચય કરવાની સગવડ આપવાની ન હોય. જો જુદા જુદાં કામ માટે જુદાં જુદા મહેનતાણા હોય તો સૌથી વધારે મહેનતાણુ અનાજની ખેતી કરનારનુ હોવુ જોઈએ. રાજાનો પણ રોજ ખેતીના મજૂર કરતા ઓછો હોવો જોઈએ. ભલે એના કામ માટે એને દેશની સ્થિતિ પ્રમાણે મર્યાદિત સગવડો મળે.

૯ ગાંધીવિચાર અને બીજા વાદો વચ્ચે એક મહત્ત્વની બાબતમા વિરોધ છે, તે એ કે બીજા સર્વે વાદો ફુરસદવાદી છે. માણસને વધારેમા વધારે ફુરસદ આપવી એ આજના અર્થશાસ્ત્રની પાયારૂપ શ્રદ્ધા છે એમ કહી શકાય. કારણ વિદ્યા, કળા વગેરેનુ — સંસ્કૃતિનુ કારણશરીર (મૂળ સાધન) એ ફુરસદ છે. એની પ્રતિક્રિયારૂપે ગાંધીવિચાર કદાચ બીજે છેડે બેઠો છે, અને તે ફુરસદને લગભગ માનવહિતની દુશ્મન લેખે છે.

ફુરસદ શબ્દમાં આળસ અને વિશ્રાંતિ બન્નેનો સમાવેશ થાય છે. એમ કહેવું કે વિશ્રાંતિની જરૂર જ નથી, અથવા એક શ્રમ છોડી

માટે વિદ્યાર્થીના દિલમાં તે આદર ઉત્પન્ન કરતી નથી. નઈ તાલીમનો ઉદ્દેશ આનાથી ઊલટો છે. તે ભનાઈનો વિકાસ સાધવા ઇચ્છે છે, આમર્થ્યનો નહીં. પોતાના વિદ્યાર્થીઓમાં, ભલે પછી તે બાળક હોય કે મોટા હોય, તે લડાઈ અને વિખવાદને બદલે શાંતિ અને સુમેળનો, આપ આનંદી મારેનો, સાદી મુખ્ખગરીનો મારેનો, સચ્ચાઈ તથા નીતિમત્તા માટેનો પ્રેમ, નમ કરવાનો આનંદ અને સ્વાતંત્ર્યનો જુસ્સો પેદા કરવા માગે છે.'

## ૩

## આર્થિક પ્રશ્નો

આ વિભાગમાં જુદા જુદા આર્થિક પ્રશ્નો વિષે કિશોરલાલભાઈના વિચારો સંકલિત કરી સંક્ષેપમાં આપ્યા છે.

૧. કુદરત અને મજૂરી એ બે સંપત્તિના કારણ છે, એમ કહેવું એક વાર પૂરતું મનાતું. આગળ ઉપર માલૂમ પડ્યું કે આટલાં બે પરિમાણો પૂરતાં નથી. કુદરતની સામગ્રી તેમ જ મજૂરીની સુલભતા કોને અને કેવા પ્રકારની છે એ પણ સંપત્તિનું માપ કાઢવા માટે એક મહત્ત્વનું પરિમાણ છે. તેની સુલભતાનો વિચાર કરતાં કરતાં મૂડીવાદ, સમાજવાદ, સામ્યવાદ, ઉદ્યોગીકરણ, રાષ્ટ્રીયકરણ, યંત્રીકરણ, કેન્દ્રીકરણ, વિકેન્દ્રીકરણ વગેરેના અનેક વાદો ઉત્પન્ન થયા છે. પણ સંપત્તિનું માપ કાઢવામાં આટલાં ત્રણ પરિમાણો બસ નથી. એમાં બીજાં બે પરિમાણો પણ વિચારમાં લેવાં જોઈએ છે. એ બે જો શૂન્ય હોય તો વિપુલ કુદરત, વિપુલ મજૂરી અને સર્વશ્રેષ્ઠ વાદ પર ઘડાયેલું રાજ્યતંત્ર, એ ત્રણે હોવા છતાં સંપત્તિના ગણિતનો જવાબ શૂન્ય અથવા ખોટ (negative) આવે. તો નીચે એમ બને. જેમ પદાર્થનું શુદ્ધ ગણિત કરવામાં દેશકાળ મહત્ત્વનાં પરિમાણો છે તેમ સંપત્તિનું ગણિત કરવામાં બે મહત્ત્વનાં પરિમાણોની અપેક્ષા રહે છે. એ પરિમાણો તે પ્રસ્તુત પ્રજાનાં જ્ઞાન અને ચારિત્ર છે. જ્ઞાનનું મહત્ત્વ બધા જ સ્વીકારે છે. પણ ચારિત્રના

મહત્ત્વ ઉપર એટલો ભાર મૂકવામાં આવ્યો નથી કુદરતી સામગ્રી, મનુષ્યબળ, અનુકૂળ રાજ્યતંત્ર અને અર્થતંત્ર તથા જ્ઞાન એ બધું હોવા છતાં યોગ્ય પ્રકારનું ચારિત્ર્યઘડતર જો નાયકો અને પ્રજામાં ન હોય તો તેટલી એક જ ખામીને લીધે દેશ અને પ્રજા દુઃખ અને દારિદ્ર્યમાં ડૂબી જાય એમ બને કોઈ પણ સમાજની સમૃદ્ધિને માટે એ પ્રજાના ચારિત્રનું ઘડતર ઘણી મહત્ત્વની વસ્તુ છે. ચારિત્ર સમૃદ્ધિનું સાધન છે, અને સમૃદ્ધિનું સાધ્ય સાચું ઉન્નત ચારિત્ર છે, એ બરાબર સમજાયેલું ન હોવાથી આજે વિજ્ઞાનસંપન્ન માનવસમાજ હાથમાં આગ લગાડવાનાં સાધનો ધરાવનારો અને તેની કળા શીખેલો વાનરસમાજ છૂટો મૂક્યો હોય એવી સ્થિતિમાં દુનિયામાં વિચરે છે માટે અર્થવૃદ્ધિના સાધનોનો વિચાર કરતી વખતે આદિ, મધ્ય તથા અંત ત્રણેમાં ચારિત્રના અંગોનો વિચાર કરીને જ પગલાં ભરવાં જોઈએ.

આ બાબતનો આર્થિક પ્રશ્નોમાં સમાવેશ કર્યો છે કારણ કે એ મૂળ પાયા વિના કોઈ પણ આર્થિક યોજના સિદ્ધ થઈ શકશે જ નહીં. આ બધું તો છે જ એમ માનીને આર્થિક યોજનાઓ અને જુદા જુદા વાદો રચવામાં આવે છે પણ જરા વિચાર કરતાં જણાશે કે આ બધું જગતમાં છે જ એમ માની લેવાને કશો આધાર નથી. नास्ति मूलं कुतः शाखा (મૂળ નથી તો શાખા ક્યાંથી?) એટલી જ ટીકા એ માટે બસ નથી, પણ सन्मूलस्याभावात् प्रसूता विषवल्ल्य (સારા મૂળને અભાવે વિષની લતાઓ જ પ્રસરી છે).

૨. આજે વસ્તુઓ તથા તેના ઉત્પાદનમાં લાગતા શ્રમના મૂલ્યાંકનો એવા વિપરીત થઈ ગયા છે કે આજની અર્થવ્યવસ્થામાં અનર્થતા જોવામાં આવે છે નૈતિક ન્યાયથી જોઈએ તો જે વસ્તુઓ વિના જીવન નભી જ શકે એમ ન હોય અને તેથી જેના ઉત્પાદનમાં જ મનુષ્યોના મોટા ભાગને રોકાવું આવશ્યક હોય તેમાં રોકાયેલા માણસોની મહેનતની સૌથી વધારે કિંમત હોવી જોઈએ માણસની મહેનતમાંથી શું નિર્માણ થાય છે અને તે જીવન માટે કેટલું આવશ્યક છે તેના ખ્યાલથી તેનું

કાવ્ય ઇત્યાદિ ઉપર ટકેલા, ઇંદ્રિયમોહન, રાગદ્વેષથી ભરેલા, અને મોટે ભાગે બજારુ વૃત્તિના હોય છે પોતાના જીવનના નિત્ય નૈમિત્તિક કર્મોમા, સબધોમા, શ્રમમા જે કૃતાર્થતા લાગે અને પ્રસન્નતા અનુભવાય, તેને પરિણામે તે કાર્યોને શોભાવવાની, તે સબધોમા ભક્તિ, મીઠાશ અને રસિકતા લાવવાની, અને તે શ્રમમા પારગતતા પ્રાપ્ત કરવાની તથા સુદરતા ભરવાની જે પ્રવૃત્તિ થાય, તેમાથી નિર્માણ થયેની કળા વગેરે જુદા જ પ્રકારના હોય તેની કિંમત પૈસામા આકી જ ન શકાય

માનવી ઉન્નતિ માટે તેને ફુરસદની જરૂર છે એમા ના નહી ખાવાની કે સૂવાનીયે નિરાત ન મળે, સદાયે 'વખત નથી' એવુ જ જીવનનુ ઘડિયાળ ગોઠવાય એ ઇષ્ટ સ્થિતિ નથી જ પણ થોડા કલાક દોડાદોડી કરી ભૂતની જેમ કામ કરવુ અને પછી થોડા કલાક મોજ શોખના કાર્યક્રમમા પડવુ એ ખરી ફુરસદ નથી ફુરસદનુ જેટલુ આવ્ય સુખ જીવનના બધા કામો નિરાતથી કરી શકાય એવી સ્થિતિમા મળે, તેટલુ કામનો વેગ વધારી ફુરસદ કાઢવાના પ્રયત્નમાથી નહી મળે સુખ બાજુએ રહ્યુ પણ એ રીતે હજી સુધી તો ફુરસદ જ મળવાની આશા જણાતી નથી આપણે વધારે ફુરસદ મેળવવા જેમ જેમ પ્રયત્ન કરીએ છીએ તેમ તેમ તે ગધેડાના નાક આગળ બાધેની ડુગળીની જેમ એ આગળ દૂરની દૂર જ રહે છે ગધેડાનુ જેવુ ડુગળી પામવાનુ, તેવુ જ આપણે માટે ફુરસદનું ધ્યેય છે છતા તેમા આપણી શ્રદ્ધા છે

૪ જેમ જેમ ખેતી વગેરે બીજા તમામ ઉદ્યોગો યત્રો મારફત ચાલતા થાય એટલે કે સમાજમા યત્રીકરણ વધતુ જાય અને સાથે સાથે ઉત્પાદન નફાને માટે નહી પરતુ સમાજની જરૂરિયાતો પૂરી પાડવા માટે કરવામા આવે તેમ તેમ ઉત્પાદકોને વધુ ફુરસદ મળવાનો સભવ છે એમ માનવામા આવે છે પરતુ આપણા જેવા ગીચ વસ્તીવાળા દેશમાં તો જેમ જેમ યત્રીકરણ વધારવામા આવે, તેમ તેમ બેકારી જ વધવાનો સભવ વધુ જણાય છે વળી ખેતીમા કે બીજા ઉદ્યોગોમા મોટા પાયા ઉપરની અને યત્રીકરણની પદ્ધતિથી હમેશા ઉત્પાદન વધ્યા જ

એમ ખાતરીપૂર્વક કહી શકાય એવું નથી તેનો આધાર તો અનેક વસ્તુઓ ઉપર રહેલો છે પણ યંત્રીકરણનું એક પરિણામ તો ખસુસ આવવાનું એમ કહી શકાય યંત્રીકરણથી અત્યાર સુધી ઉત્પાદક ધંધામાં ગયેલા માણસો અને બેકારોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જવાની નવા નવા ઉદ્યોગો શોધવાનો અને તેમાં માણસોને કામ આપવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ તોપણ જેટલી ઝડપથી નવા ઉદ્યોગધંધા શોધાય તેના કરતાં વધારે ઝડપથી બેકારોની સંખ્યા વધતી જવાની વળી ઉત્પાદક ધંધામાં નહીં પરંતુ સેવાના કાર્યોમાં આપણે માણસોને રોકીશું તો એ સેવાના કાર્યો આપણે ગમે તેટલા ઉપયોગી માનીએ તોપણ છેવટે તો એમાં પરોપજીવીપણું રહેવાનું જ વળી મોટા પાયા ઉપરના યંત્રોદ્યોગોથી આપણે સમાજને વાપરવાની વસ્તુઓ મોટા જથામાં પેદા કરીએ તોપણ તેની સાથે જ મોટા પાયા ઉપર બેકારી વધતી જતી હોવાથી લોકોની ખરીદશક્તિ ઘટતી જવાની યુરોપના ઉદ્યોગપ્રધાન દેશો સમૃદ્ધ થયા કારણ કે આખી દુનિયાના બજારો તેઓ કબજે કરી શક્યા વળી તેમણે વસાહતો અને સામ્રાજ્યો સ્થાપ્યાં યુરોપના પછાત વસ્તીવાળા દેશોને પોતાના લોકો માટે તેમ જ પોતાના માલ માટે બજારો નિર્માણ કરવાનો અવકાશ ન મળ્યો હોત તો તેમના ઉદ્યોગીકરણ અને યંત્રીકરણથી હિંદુસ્તાન અથવા ચીન કરતાં તેમની માઠી દશા થઈ હોત અને આટલું કરવા છતાં પણ તેમની ઉત્તરોત્તર હરીફાઈથી તેઓ બેકારીના પ્રશ્નનો ઉકેલ લાવી શક્યા નથી જેમ જેમ તેઓએ યંત્રીકરણ વધાર્યું છે તેમ તેમ તેમનાં યુદ્ધો ક્યારે તીવ્ર અને ક્યારે વારંવાર થવા માંડ્યાં છે તેમાંથી હવે તો વિશ્વયુદ્ધો અને કત્લેઆમના પ્રસંગો પેદા થયા છે તેમની સમૃદ્ધિ પ્રમાણમાં ક્ષણજીવી રહી છે તેમના આ અનુભવમાંથી આપણે પાઠ લેવાની જરૂર છે આપણાં ગામડાં અને નાનાં નાનાં શહેરોના અમુક જથાને ખોરાક કપડાં ઘરો ગોપાલન તેલ અને નીરોગિતા ખાતર તથા રક્ષણની બાબતમાં સ્વયંપૂર્ણ અને સ્વાવલંબી બનાવવાની જરૂર છે

૫. વિનોબાજીની ભૂમિદાનની પ્રવૃત્તિ 'સબૈ ભૂમિ ગોપાલકી' એ સિદ્ધાન્ત ઉપર મંડાયેલી છે. અમુક જમીન ઉપર અમુક માણસની માલકી એ અંતે તો મર્યાદિત માલકી છે. એનો હેતુ પોતાના કામમાં તે પૂરેપૂરો રસ લે અને પોતાની ખેતી ખીલવવામાં પોતાની તમામ શક્તિ અને બુદ્ધિ ખર્ચે તે છે. તે પ્રેમપૂર્વક કામ કરે પણ તે માટે એ આવશ્યક નથી કે તેણે કેવળ પોતાની જ જરૂરિયાતો પૂરી પાડવાને અર્થે કામ કરતું જોઈએ. સબૈ ભૂમિ ગોપાલકી એ ઈશાવાસ્યમિદં સર્વમ્-નો એક મર્યાદિત પ્રયોગ છે. ખરી રીતે તો કેવળ જમીન જ નહીં પણ દુનિયામાં જે કંઈ છે અને જે કંઈ મનુષ્ય પેદા કરે છે તેની માલકી એકલી તેની જ નથી પરંતુ ઈશ્વરની છે. અને તેમાંથી પોતાના વાજબી ભાગનો તે હકદાર છે. તેથી જ એ શ્લોકનું બીજું ચરણ तेन त्यक्तेन भुञ्जीथा. (ત્યાગ કરીને ભોગવ) પહેલા ચરણમાંથી જ ફલિત થાય છે. એટલે છેવટે તો દરેક પ્રકારની ખાનગી માલકી નાબૂદ થવી જોઈએ, અને ખાનગી માલકી નાબૂદ થાય એટલે ભાડું, વ્યાજ અથવા નફા જેવી કોઈ વસ્તુ રહે જ નહીં. ભૂદાન પ્રવૃત્તિનો પ્રયત્ન આ ધ્યેયને બળજબરીથી પહોંચવાનો નથી, પછી એ બળજબરી રાજ્યની હોય, પરોક્ષ દબાણની હોય અથવા હિંસક ક્રાન્તિની હોય. આમાં તો માલિકો તેમ જ બિનમાલિકો એવા વધારેમાં વધારે માણસોનું હૃદયપરિવર્તન કરવાનો સવાલ છે. અત્યારે તો બહુજનસમાજ, પછી તે માલિક વર્ગનો ન હોય તોપણ વિચારમાં તો મૂડીદાર છે. અને ખાનગી માલકી, નફો તથા પોતાની રોજીની પરિભાષામાં જ વિચાર કરે છે.

૬. 'સમૂળી ક્રાન્તિ' એ પુસ્તકમાં આર્થિક ક્રાન્તિના કેટલાક નિયમો નેમણે નોંધ્યા છે તે અહીં આપીને આ વિભાગ પૂરો કરીશું.

"કંઈ નિશ્ચિત યોજનાથી અને વિનિમયના સાધનથી ... રીને વ્યવહારમાં સિદ્ધ કરી શકાય કે જેથી જીવનને ...

વસ્તુઓની કિંમત વધારે અકાય અને ઓછી મહત્ત્વની ગણાય તેની ઓછી તે હું બરાબર બતાવી શકું એટલું મારું જ્ઞાન નથી પણ આપણા વિચાર અને વ્યવહારમાં નીચેની દૃષ્ટિઓ થવી જ જોઈએ એ વિશે મને શંકા લાગતી નથી

"૧ ઇશ્વરની — ખાસ કરીને મનુષ્યની — કિંમત સૌથી વધારે અંકાવી જોઈએ કોઈ પણ જડ પદાર્થ અને સ્વાર્થની પ્રાપ્તિ માનવ જીવન કરતા વધારે મહત્ત્વની ન હોય

'૨ અન્ન, જળાશય, વસ્ત્ર, ઘર, સફાઈ, નીરોગિતા વગેરે વસ્તુઓ, અને તે સિદ્ધ કરનારા ધંધાઓ બીજા સર્વે પદાર્થો અને ધંધાઓ કરતા નાણાના રૂપમા વધારે કિંમત ઉપજાવનારા થવા જોઈએ દુશ્મનાવટથી એનો નાશ કરવો એ આંતરરાષ્ટ્રીય નીતિમા અત્યંત હીન કર્મ ગણાવું જોઈએ, અને તેમ કરનારા માનવ જાતિના શત્રુ લેખવા જોઈએ

'૩ પદાર્થની વિરલતા તથા જ્ઞાન, કૂળ શૌર્ય વગેરેની વિશેષતાને લીધે એ પદાર્થો તથા તેને કરનારા ધંધાઓની પ્રતિષ્ઠા ભલે વધારે હોય પણ તે પ્રતિષ્ઠા નાણાના રૂપમા અંકાવી ન જોઈએ

" ૪ દેશની મહત્ત્વની સંપત્તિ તેની અન્નોત્પાદન શક્તિ અને માનવ સંખ્યા પર ગણાય તેની ખનિજ સામગ્રી કે વિરલ સંપત્તિ ઉપર નહી, કે યંત્રો ઉપર પણ નહી જો એક માણસ પાસે સોનુ કે પેટ્રોલ નિપજાવનાર પાચ એકર જમીન હોય અને અન્ન પેદા કરનાર પાચસો એકર ખેતી હોય અને એને બેમાથી એકને છોડવાનો પ્રસંગ આવે તો આજના અર્થશાસ્ત્ર પ્રમાણે તે પાચસો એકર ખેતીને છોડશે સાચા કિંમતગણિત પ્રમાણે તે પાચ એકર ખાણુ છોડવા તૈયાર થવો જોઈએ એટલે કે સંપત્તિનુ માપ સોનાપટીથી નહી, પણ અન્નપટીથી અને ઉપયોગિતાની શક્તિથી અંકાય એવી રીતે યોજાવું જોઈએ

"૫ એક રૂપિયો કે એક રૂપિયાની નોટ એટલે કશા ગણેતુ અમુક ગ્રેન સોનુ કે ચાદીનુ પ્રમાણપત્ર નહી, પણ અમુક શેર કે તોલા

અનાજ એ રીતે નિશ્ચિત થવું જોઈએ નાણું એટલે અમુક ગ્રેન વાળું નહી, પણ અમુક માપ 'ગ્રેન' (ધાન્ય) જ હોવું જોઈએ પાઉંડ એ [illegible] પાઉંડ — (રતલ—અમુક હજાર 'ગ્રેન' ધાન્યના દાણા) જ સમજાવો જોઈએ

"૬ સોનાનો ભાવ અમુક રૂપિયે તોલો છે, અને ચોખાનો ભાવ અમુક રૂપિયે મણ છે એ ભાષા અર્થ વિનાની થવી જોઈએ ખરું પૂછો તો આજે એનો કશો અર્થ રહ્યો પણ નથી કારણ કે રૂપિયો જ સ્થિર માપ નથી સોનાનો ભાવ તોલે અમુક મણ ઘઉં કે ચોખા છે એ ભાષા (તોલા તથા મણ બન્નેના વજન નિશ્ચિત હોઈ) નિશ્ચિત થાય

"૭ નોટ કે સિક્કા દ્વારા જ દેવડ કરવાનું ફરજિયાત ન હોવું જોઈએ એ નોટ કે સિક્કા પાછળ રહેલા નિશ્ચિત ધાન્ય દ્વારા દેવડ કરવાનો તે ધાન્યના માલિકને અધિકાર હોવો જોઈએ ધાન્યના ઉપાદકો પાસેથી ધાન્યના રૂપમાં કર કે મહેસૂલની વસૂલાત જ સરકાર તેમ જ (ખાસ કરીને શહેરી તથા મિલમજૂર) પ્રજાનું અન્નસંકટના વખતમાં કાળા બજાર નફાખોરી વગેરે સામે સારામાં સારું રક્ષણ કરી શકશે કારણ કે સરકાર પાસે હમેશા અન્નના ભંડાર રહેવા ઘટે જ

૮ વ્યાજ જેવી વસ્તુ ન હોવી જોઈએ બલ્કે, એથી ઊલટું કપાત હોવી જોઈએ વગર વપરાયેલું અનાજ બગડીને કે સડીને ઓછું થાય છે, તેમ વગર વપરાયેલું ધન ઓછું થાય બગડીને ઓછું ન થાય તોયે તેને સાચવવાની મહેનત પડે જો સોનાચાંદીને ધન સમજવાની આદત ન હોય તો આ સહેલાઈથી સમજાય સોનુંચાંદી ધન નથી, પણ સ્થિરતા, તેજસ્વિતા વગેરે ગુણોને લીધે પ્રતિષ્ઠાપાત્ર આકર્ષક પદાર્થો છે એટલું જ એ પડ્યું પડ્યું બગડતું નથી, એ જ એના ધણીને એનું વ્યાજ અથવા લાભ છે એ સિવાય એને બીજા વ્યાજને માટે કશું કારણ નથી

“૯. એમ ઠરાવવું અયોગ્ય ન ગણાય કે જે પદાર્થો વપરાશમાં ઘસાય નહીં; અથવા બહુ જ ધીમે ઘસાય તેની કિંમત ઓછી આંકવી જોઈએ. તેની પ્રતિષ્ઠા ગણાય, તેના કબજાને તથા ઉપભોગને લગતા નિયમો હોય, પણ તે ઉપર કોઈનું સ્થિર સ્વામિત્વ સ્વીકારાય નહીં. એનું સ્વામિત્વ મહિયારું જ હોય. મહિયારાપણું કુટુંબ, ગામ, જિલ્લો, દેશ કે જગતમાં ઘટતી રીતે વહેંચાયેલું હોય.

“૧૦. આવક તથા ખાનગી મૂડીની ઉપરની તેમ જ નીચેની મર્યાદાઓ બાંધવી જોઈએ. નીચેની મર્યાદા કરતાં ઓછી આવક તથા મૂડીવાળા પર કર વગેરેનાં બંધન ન હોય; ઉપરની મર્યાદા કરતાં વધારે આવક તથા મૂડી રાખી શકાય જ નહીં.”

૪

## રાજકીય પ્રશ્નો

આર્થિક પ્રશ્નોની માફક રાજકીય પ્રશ્નો વિશે પણ કિશોરલાલભાઈએ જુદે જુદે ઠેકાણે અને જુદે જુદે વખતે પોતાના વિચારો દર્શાવ્યા છે. તે સંકલિત કરીને અહીં આપવાનો પ્રયત્ન કર્યો છે:

૧. કૂવામાં હોય તેટલું હવાડામાં આવે એ કહેવત જાણીતી છે 'તેટલું'ની સાથે 'તેવું' પણ ઉમેરી શકાય. એટલે કૂવામાં હોય તેટલું અને તેવું હવાડામાં આવે. હવાડો એ શાસકવર્ગ છે કૂવો એ સમસ્ત પ્રજા છે. ગમેતેવા કાયદાઓ અને બંધારણો ઘડો, સમસ્ત પ્રજાના ચારિત્ર્ય કરતાં શાસકવર્ગનું ચારિત્ર્ય ઘણું ઊંચું હોય એમ બનવાનું નથી; અને પ્રજા પોતાના ચારિત્ર્યથી જેટલા સુખ સ્વાતંત્ર્યને લાયક હોય તેથી વધુ સુખ સ્વાતંત્ર્ય ભોગવી શકશે નહીં. જે રાજ્યપ્રણાલિકામાં શાસકવર્ગ કેવળ દંડશક્તિ જ મેળવતો નથી પણ સાથે સાથે ધન અને પ્રતિષ્ઠા પણ પ્રાપ્ત કરે છે, તેમાં શાસકવર્ગનું ચારિત્ર્ય પ્રજાના એકંદર ચારિત્ર્ય કરતાં વધારે હીન બને એવી બધી અનુકૂળતાઓ હોય છે. ચારિત્ર્ય ઉન્નત થવાની અનુકૂળતાઓ હોતી નથી. એને ઊલટે શાસકવર્ગ

પેદા થાય છે શાસિતોમાંથી જ. એટલે શાસિત પ્રજાના હીનતર ભાગના હાથમાં શાસન રહે એવું ધીમે ધીમે પરિણામ આવે છે. સર્વે પ્રકારની રાજ્યપ્રણાલિકાઓ થોડા વખતમા સડવા માંડે છે તેનુ આ જ કારણ છે.

કૂવા કરતાં હવાડો નાનો હોય એ ખરૂં, પણ શાસકવર્ગનો હવાડો એટલો નાનો નથી હોતો કે થોડો ઉપરનો ભાગ ચોખ્ખો હોય અને નીચેના ભાગમાં સખ્ત કાયદારૂપી શોધક દવા (ડિસઇન્ફેક્ટન્ટ) નાખીએ તો બધુ બરાબર ચાલે. કારણ પ્રજાનુ પ્રત્યક્ષ સુખ સ્વાતંત્ર્ય શાસકોના ઉપલા માણસોના હાથમાં નથી હોતુ, પણ નીચેના શાસકોના હાથમાં હોય છે અને શોધક દવાઓ ગમે તેટલી તીવ્ર હોય, તે ખરાબીનો બહુ થોડો અંશ જ દૂર કરી શકે છે

આથી પ્રજાના હિતચિંતકો અને સુજ્ઞોએ તેમ જ પ્રજાએ પણ સમજવું જોઈએ કે સુખ સ્વાતંત્ર્યની પ્રાપ્તિ કેવળ રાજકીય બધારણ અને કાયદાઓની સભાળપૂર્વક રચના કે ઉદ્યોગો વગેરેની યોજનાઓ દ્વારા સિદ્ધ નથી થવાની, શાસકવર્ગમા કેવળ થોડા સારા માણસો હોવાથી પણ નથી થવાની પણ સમસ્ત પ્રજાની ચારિત્રવૃદ્ધિ તથા શાસકવર્ગના ઘણા મોટા ભાગની ચારિત્રવૃદ્ધિ દ્વારા જ થશે

પણ આપણે તપાસીશુ તો જણાશે કે આપણે આથી ઊલટી શ્રદ્ધા પર કામ કરીએ છીએ આપણે માનીએ છીએ કે સામાન્ય વર્ગ બહુ ભારે ચારિત્રવાન ન હોય તોપણ સારા પગારો વગેરે આપી શાસકવર્ગ માટ તેમાથી આપણે સારા ચારિત્રવાન માણસો મેળવી શકીએ ખરા, અને તેમની મારફત જનહિતની યોજનાઓ તથા કાયદાઓ ઘડી પ્રજાને સુખી કરી શકીએ મેલા પાણીમા થોડુ ચોખ્ખું પાણી મેળવી બધુ પાણી સારુ કરી શકાય એના જેવી આ શ્રદ્ધા છે.

અત્યારે તો એવું દેખાય છે કે ચૂટણીઓ, સરઘસો, પરિષદો, સમિતિઓ, ભાષણો, દફતરો અને રમખાણો એ જ જાણે પ્રજાકીય શાસનનાં અગો હોય. આટલું જ્યાં પ્રજાઓમાં વ્યવસ્થિત જીવન

ચાને છે તનુ કારણ રાજ્યના કાયદા કે વ્યવસ્થાશક્તિ નથી પણ આ બધી ધાધનો પ્રના પ્રજામા રહેતી નૈસર્ગિક વ્યવસ્થાપ્રિયતા અને શાન્તિપ્રિયતા છે

ગઈ સદીની શરૂઆતમા અર્થશાસ્ત્રીઓ એમ ગૃહીત કરીને ચાલતા કે દરેક માણસ અર્થચતુર (economic man — પોતાના આર્થિક હિતોને બરાબર સમજનારો અને સભાળી શકે એવો) હોય છે તેમાથી દેશ દેશ વચ્ચેના તથા માલિક નોકર વગેરે વચ્ચેના અર્થ વ્યવહારોમા બિનદખલગીરી (laissez faire)નો વાદ ચાલ્યો આગળ ઉપર ધીમે ધીમે સમજાયુ કે એ ગૃહીત ખોટુ છે તેમાથી વિવિધ અર્થવ્યવહારોમા રાજ્યની દખલગીરીની યોગ્યતાનો વાદ ઉત્પન્ન થયો તે હવે એટલે સુધી વધ્યો છે કે આર્થિક બાબતમા મનુષ્યનુ નર્તનસ્વાતંત્ર્ય છેક જ ટળી જાય પહેલા વાદે માણસમાત્રમા સ્વહિતના જ્ઞાનનુ અસ્તિત્વ અને તેને સભાળવાની સ્વાભાવિક શક્તિ માની લીધા બીજા વાદે બળવાન પક્ષમા ચારિત્રનુ (એટલે સદ્ભાવ ન્યાય ઇત્યાદિનુ) નાસ્તિત્વ અને જ્ઞાન તથા શક્તિનુ અસ્તિત્વ તથા નિર્બળ પક્ષમા ચારિત્રનુ અસ્તિત્વ અને જ્ઞાનનુ તથા શક્તિનુ નાસ્તિત્વ ગૃહીત કર્યા છે આ બધા ગૃહીતો જ ખોટા હોવાથી મનુષ્યના દુખો જેવા ને તેવા જ રહ્યા છે

બીજા વાદે 'કલ્યાણ રાજ્ય'ની ભાવના ઉત્પન્ન કરી છે એ આદર્શ પ્રમાણે વ્યક્તિની પ્રત્યેક જરૂરિયાત માટે રાજ્યને માથે વધુ ને વધુ જવાબદારી નાખવામા આવે છે, — કેવળ જન્મથી મરણ સુધીની જ નહી પણ ગર્ભાધાનથી માડીને અગ્નિદાહ સુધીની એ ઐતિહાસિક પ્રક્રિયા ચાલુ જ રહેવાની છે એમ આપણે માનીએ તો, કાળે કરીને આજનો સયુક્ત રાષ્ટ્રસઘ જગદ્વ્યાપી એકચક્રી રાજ્યતત્રમા પરિણમે અમેરિકા, ચીન રશિયા અને હિન્દ જેવા મોટા દેશો પણ તેમા વર્ત્તે ઓછે અશે આ વર્ગના રાજ્યોની જેમ કામ કરે તે પ્રત્યેકની પાછળ પશુબળનુ પીઠબળ હોય એ પ્રક્રિયા આજ નુરી જે રીતે વિકસતી

સાથે મેળવવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણો હેતુ માનવ માનવ વચ્ચે સદ્ભાવ વધારવાનો નહીં, પણ કોઈ પ્રતિપક્ષી વચ્ચે દ્વેષભાવ વધારવાનો હોય છે. આપણામાં રહેલી આ દ્વેષ અને અવિશ્વાસની અસર આપણાં બંધારણોમાં અને કાયદાઓમાં દેખાઈ આવે છે. આપણા સરકારી ખાતાઓમાં પણ પ્રતિપક્ષીઓની જોડીઓ ગોઠવાય છે. એટલે કોઈ માણસ આત્મવિશ્વાસથી કે હિંમતથી કામ કરી શકતો નથી. બધાયે કામોમાં ઢીલ અને એકબીજાની ભૂલો જોવાની લત જ વધે છે. દરેક માણસ અધિકારના સ્થાનનો લાલચુ અને બીજાના અધિકારોનો ઈર્ષાળુ હોય છે.

આ માનસમાંથી ઉત્પન્ન થતી વ્યવસ્થાઓ ખર્ચાળ, દીર્ઘસૂત્રી, તુમારી, માથાભારે, માત્ર બાહ્ય શોભા વધારનારી, છળકપટ, ફૂટ્ટી, ઈર્ષા, ચાડીચૂગલી, લાંચ, દ્વેષ વગેરેથી ભરેલી હોય એમાં નવાઈ નથી.

ડેમોક્રસીનો વહેવારુ અર્થ માથાગણતરી એટલો જ થઈ ગયેલો છે. કોઈ એમ તો ન જ કહી શકે કે ઘણા માથા એટલે ઘણું ડહાપણ. માટે જે બાજુએ વધારે માથા ઊંચા થાય તે બાજુનો નિર્ણય વધારે ડહ્યો, એમ ન ગણાવું જોઈએ. માથા શા માટે ઊંચા થયા છે એ મહત્ત્વનું છે. કેટલા માથા ઊંચા થયા છે તે નહીં. વધારે માથા ઊંચા થાય તેથી સુખ વધે નહીં. ઊંચા થનાર માથાં યોગ્ય ગુણોવાળા હોવાં જોઈએ. એક ચન્દ્ર જે અજવાળું રેલાવે તે કરોડો તારા રેલાવી શકે નહીં.

માત્ર સારા જ પ્રતિનિધિઓ અને સારા જ અમલદારો શી રીતે નિમાય એ વિચારવું જેટલું મહત્ત્વનું છે તેટલું અમુક રાજકીય પક્ષની બહુમતી શી રીતે થાય તે મહત્ત્વનું નથી. બહુમતીથી જ સૌ આંખમાં નિર્ણય કરાવી લોકકલ્યાણ વધી શકે નહીં.

પ. મને લાગે છે કે બ્રિટનના નમૂનાની પક્ષપદ્ધતિની સરકાર તથા નોકરશાહી હિન્દની જીવનપદ્ધતિને બંધબેસતી નથી થાય એવી સામાન્ય માણસની શક્તિનો, જવાબદારીની ભાવનાનો, કામ કરવાની

સૂઝનો તથા નીતિ અને ન્યાય માટેની ભાવનાનો નાશ કર્યો છે ધારાસભ્યો અને પ્રધાનો મુધ્ધાં ઘણી વાર પ્રજા પર બોજારૂપ થઈ પડ્યા છે પક્ષનાં લેબલો, સત્તાવાર રીતે માન્ય રાખવામાં ન આવવાં જોઈએ. ધારાસભામાં મત આપવા વિષે પક્ષના દંડક (વ્હીપ) તરફથી આજ્ઞા ન છૂટવી જોઈએ અને મત આપવા માટે પ્રચાર ન થવો જોઈએ. સરકારનો કોઈ ઠરાવ નામંજૂર થાય તે કારણે સરકારે રાજીનામું આપવાની જરૂર ન હોય. સમસ્ત ધારાસભા જે નિર્ણય કરે તેનો તેણે અમલ કરવો જોઈએ બ્રિટિશ નમૂના કરતાં હિન્દને આ વધારે માફક આવવાનો સંભવ છે.

પક્ષોના રાજ્યને પ્રજાનું રાજ્ય — ડેમોક્રસી કહેવું એ વદતોવ્યાઘાત જેવું છે. પ્રજાએ માન્ય રાખેલું પક્ષાતીત રાજ્ય ડેમોક્રસી કહેવાય કે ન કહેવાય, એ સુરાજ્ય — એટલે પ્રજાનું, પ્રજાને અર્થે અને પ્રજા સંચાલિત રાજ્ય થાય

# શ્રી કિશોરલાલ મશરૂવાળાના પુસ્તકો

## અહિંસાવિવેચન

લેખકના અહિંસાવિષયક લેખોનો સંગ્રહ

કિં ૨ ૨–૦–૦ ટપાલરવાનગી ૦–૧૦–૦

## કેળવણીના પાયા

લેખકના કેળવણીવિષયક નિબંધોનો સંગ્રહ કેળવણીવિષયક માનસશાસ્ત્રની કેટલીક મૌલિક અને સૂક્ષ્મ ચર્ચા આમા મળે છે.

કિં ૩ ૧–૦–૦ ટપાલરવાનગી ૦–૦ ૦

## કેળવણીવિવેક

કેળવણીના તત્ત્વોની છણાવટ કરતા લેખના કેળવણીના પાયાનો અનુક્રમ આ નાના પુસ્તકમા શ્રી કિશોરલાલભાઈ પોતાની વિશિષ્ટ શૈલીમા પોતાના કેળવણી વિષેના વિચારો વિશદ કરે છે

કિં ૩ ૧–૮–૦ ટપાલરવાનગી ૦ ૬–૦

## કેળવણીવિકાસ

પાયાની કેળવણીનો ધીમે ધીમે કેવી રીતે વિકાસ થયો અને તે આજની સ્થિતિએ આવી તે દર્શાવતા અને તેના વિકાસના પગથિયાની તથા પાયાની કેળવણીમા રહેલા તત્ત્વની ચર્ચા કરતા લેખોનો સંગ્રહ શ્રી નરહરિભાઈની વિસ્તૃત ભૂમિકા સહિત

કિં ૩ ૧–૪–૦ ટપાલરવાનગી ૦ ૬–૦

## ગાંધીજી અને સામ્યવાદ

આમા લેખકે આજની બે પ્રધાન વિચારસરણી—ગાંધીવાદ અને સામ્યવાદનુ પૃથક્કરણ કર્યુ છે અને બતાવી આપ્યુ છે કે સામ્યવાદના હિંસક માર્ગે નહી પણ અહિંસક ગાંધીમાર્ગે જ આજની સમસ્યાઓનો ઉકેલ લાવી શકે એમ છે અને વિચારસરણીઓની તુલના કરતી આચાર્ય વિનોબાની વિસ્તૃત ભૂમિકા સહિત

કિં ૩ ૧–૪–૦ ટપાલરવાનગી ૦–૬–૦

## ઊધઈનું જીવન

સુપ્રસિદ્ધ લેખક મૉરિસ મૅટરલિંકના 'ધી વ્હાઈટ ઍન્ટ' નામના બોધક પુસ્તકનો અનુવાદ આ પુસ્તકમાંથી ઊધઈ વિષે અનેક રસપ્રદ માહિતી મળશે.

કિં રૂ ૧-૩-૦ ટપાલરવાનગી ૦-૫-૦

## ગીતાધ્વનિ

શ્રીમદ્ ભગવદ્ગીતાનું સમશ્લોકી ભાષાંતર.

કિં રૂ ૦-૮-૦ ટપાલરવાનગી ૦-૩-૦

## ગીતામંથન

સામાન્ય જનસમુદાયને શ્રીમદ્ ભગવદ્ગીતાના રહસ્યનો બોધ કરાવતું પુસ્તક

કિં રૂ ૨-૮-૦ ટપાલરવાનગી ૦-૧૦-૦

## તિમિરમાં પ્રભા

ટૉલ્સ્ટૉયના સર્વશ્રેષ્ઠ નાટક 'ધ લાઈટ શાઈન્સ ઈન ડાર્કનેસ'નું ગુજરાતી રૂપાંતર

કિં રૂ ૧-૮-૦ ટપાલરવાનગી ૦-૫-૦

## વિદાય વેળાએ

સીરિયાના મહાન કવિ, જ્ઞાની અને ચિત્રકાર ખલિલ જિબ્રાનની સર્વશ્રેષ્ઠ કૃતિ 'ધ પ્રૉફેટ'નો અનુવાદ

કિં. રૂ ૧-૦-૦ ટપાલરવાનગી ૦-૫-૦

## સ્ત્રી-પુરુષ-મર્યાદા

આજે સ્ત્રી પુરુષ મર્યાદાના પ્રશ્ને વિકટ સ્વરૂપ લીધું છે. આ પુસ્તકમાં લેખકે સ્ત્રી પુરુષ સંબંધના બધા પ્રશ્નો—જેવા કે યુવાનો અને લગ્ન, બ્રહ્મચર્ય-સાધના, સ્ત્રી પુરુષ સંબંધ, સહશિક્ષણ, સ્પર્શમર્યાદા, લગ્નનાં પ્રયોજન, સંતતિ નિયમન, ધર્મનાં ભાઈબહેન વગેરે—ની સારી ચર્ચા કરી છે. આ પુસ્તકમાંથી સ્ત્રી પુરુષ મર્યાદાની બાબતમાં સૌને સ્પષ્ટ માર્ગદર્શન અને સાચી વિચારદિશા મળી રહેશે

કિં. રૂ ૧-૮-૦ ટપાલરવાનગી ૦-૬-૦

નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ-૯